# જૈન ગૂર્જર કવિઓ.

## પ્રથમ ભાગ.

[ વિક્રમ તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિઓ સહિત વિસ્તૃત સૂચી. ]

'જૂની ગુજરાતી ભાષાના ઇતિહાસ'ની વિસ્તૃત પ્રસ્તાવના સમેત,


સંગ્રાહક અને સંપ્રયોજક.

**મોહનલાલ દલીચંદ દેશાઇ.**

બી. એ. એલ્. એલ્. બી.

વકીલ હાઇકોર્ટ, **મુંબઈ.**


[ જૈન રાસમાળા પુરવણી, જૈન ઐતિહાસિક રાસમાળા, જિનદેવદર્શન, સામાયિકસૂત્ર, જૈન કાવ્ય પ્રવેશ, નયકર્ણિકા આદિના લેખક-વિવેચક, વિવેકાનંદના પત્રોના અનુવાદક, ગત 'જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ' અને ચાલુ 'જૈનયુગ'ના તંત્રી. ]


વિ. સં. ૧૯૮૨ વીરાત્ સં. ૨૪૫૨ ઈ. સ. ૧૯૨૬

**કિંમત પાંચ રૂપીઆ.**

# નિવેદન.

શ્રીમતી જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી જૈન સાહિત્યના ઉદ્ધાર અર્થે મૂળથી પ્રયાસો થયા છે અને તેને અંગે તેણે જૂદા જૂદા ભંડારો-માંના ગ્રંથોની ટીપો કરાવી યા મંગાવી એકત્રિત કરી હતી. સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય માટેની સૂચિ 'જૈન ગ્રંથાવલી' એ નામથી તેણે પ્રકટ કરી છે તે પરથી ઘણો પ્રકાશ પડયો છે.

વિશેષમાં તેણે ગૂજરાતી યા ભાષા સાહિત્યમાટે રા. મનઃસુખલાલ કિરતુચંદ મહેતાએ પ્રયોજેલી રાસાઓની યાદી-ટીપ 'જૈન રાસમાળા' એ નામથી પ્રકટ કરી અને ત્યાર પછી તેમાં ન આવેલ એવા બીજા રાસાઓ-ચોપાઇઓની વધુ ટીપ મેં તૈયાર કરેલી તે 'જૈન રાસમાળાની પૂરવણી' એ નામથી પ્રકટ કરી હતી. આ બને ટીપમાં નાની ભાષા પદ્ય કૃતિઓ-સ્તવન સઝાય સ્તોત્રાદિ તેમજ ગદ્યકૃતિઓ-બાળાવબોધોની સૂચિ આવેલી નથી. શ્રીમતી કૉન્ફરન્સ દેવીએ આ રીતે જૈન રાસમાળાના બે ભાગ ટીપ તરીકે પ્રકટ કરી ગૂર્જર સાહિત્યમાં જૈનોનો મોટો ફાળો હતો એવો ખ્યાલ આપ્યો હતો તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

આ ખ્યાલ માત્ર સપાટીપરનો નહિ, પણ ખરેખરો સાચો અને પ્રમાણપૂર્વક આવી શકે તે માટે દરેક રાસ-ચોપાઈ, ફાગ, ઢાળ, સ્તવન, સ્તુતિ, ચોવીશી તેમજ અન્ય પદ્ય કૃતિના રચનારને શબ્દાનુક્રમે લઇને તે દરેકની કૃતિઓનું વિગતવાર વર્ણનાત્મક 'લિસ્ટ'-સૂચી, તેનો પરિચય, તેનો સમય અને કૃતિઓ સંબંધીની માહિતી દરેક ભંડારોની ટીપો મળી તે પરથી-પણ વિશેષે ભંડારોમાંની પ્રતોને જાતે તપાસી તેમાંથી તેના આદિ અને અંતના ભાગો લેખકની પ્રશસ્તિ વગેરે ઉતારી લઈ તે ફેરિસ્ત એક પુસ્તકાકારે પ્રકટ કરાવવા માટે હું એક સંગ્રાહક તરીકે માત્ર પ્રીતિશ્રમની ખાતર આજથી આશરે પંદર વર્ષથી તે માટેનો સંગ્રહ કરતો આવ્યો છું.

આ સર્વ સંગ્રહ કરવામાં અથાગ પરિશ્રમ, પ્રતો જોવા તપાસવામાં ને તેમાંથી ઉતારા કરવામાં પુષ્કળ સમયનો વ્યય મેં એક ' ધૂળધોયા ' તરીકે આનંદથી ભોગવ્યો છે. આ સંગ્રહ માટે બીજા સજ્જનો પૈકી મુનિમહારાજો, ભંડારના માલેકો–સંઘો યા સંઘના શેઠો–વિદ્વાનોએ પ્રતો જોવા માટે થોડા સમય માટે મોકલવા રૂપે તેમજ જોઇ જવા માટે સગવડ કરી આપવા રૂપે તેમજ જૂદી જૂદી સહાય અને સલાહરૂપે ટુંકમાં આ સંગ્રહ માટે જે જે અપેક્ષાઓ રહેતી તે પૂરી પાડવા રૂપે કૃપા બતાવી છે તે માટે તે દરેકનો ખરેખર મારાપર, સમાજપર અને સાહિત્યપર ઉપકાર થયો છે.

પહેલાં પ્રથમ જે મુદ્રિત રાસાઓ આદિ બહાર પડેલા તે એકઠા કરી તેમાંથી તેમજ કૉન્ફરન્સ પાસેની આવેલી ટીપો પરથી તૈયાર કરેલી સૂચિઓ પરથી, હકીકત નોંધી લીધી. પછી મેં જાતે પ્રવાસ શરૂ કર્યો. વડોદરા અને અમદાવાદ જઈ આવ્યો. વડોદરામાં પૂજ્ય પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજી, મુનિમહારાજ શ્રી ચતુરવિજય–જિનવિજયાદિએ સર્વ પુસ્તકો જોવાની સગવડતા કરી આપી હતી, પરંતુ થોડા દિવસના ફાજલપણાથી પૂરૂં કામ નહોતું થયું તેથી મુનિશ્રી જિનવિજયજીએ પ્રશસ્તિઓ લખી લખાવી મને મોકલાવી આપી હતી. અમદાવાદમાં મુરબ્બી ભાઇશ્રી કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલની ભલામણથી મુનિ શ્રી ગુલાબવિજયજીએ કેટલાક રાસોની પ્રતો જોવા આપી હતી તેમાંથી પ્રશસ્તિઓ તેમની પાસેજ રહી કેટલાક દિવસો અખંડપણે ચાર ચાર કલાકો ગાળી લખી લીધી હતી. સને ૧૯૧૫ માં ઉક્ત પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજીએ મારી દ્વારા સુરતની ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રદર્શનમાં લગભગ સવાસો ઉપરાંત પ્રતો મોકલી હતી તેનો ઉપયોગ પણ કર્યો. આ વખત સુધી છેવટની પ્રશસ્તિજ નોંધવાનું લક્ષ રહ્યું હતું. ભાવનગર સંઘ તરફથી મુરબ્બી શ્રી કુંવરજી આણંદજીએ પંદર રાસની પ્રતો મોકલાવી હતી. ત્યાર પછી કૉન્ફરન્સદ્વારા બીજા કેટલાક સંઘોને પ્રતો ઉછીની મોકલવા માટે વિનંતિપત્ર લખતાં મોરબીના સંઘ તરફથી કાનજી સંઘ-

થીએ, ગારીઆધરના સંઘે, ધોરાજીમાંના માણેકચંદજીના સંગ્રહીત ભંડારના સેક્રેટરી રા. વનેચંદ પોપટે, ભરૂચના સંઘ તરફથી શેઠ અનોપચંદ મલુકચંદે પ્રતો મોકલાવી હતી. આ બધી પ્રતો જોવાઇ ગયા પછી તે તે સ્થળે મોકલાવી દીધી, પછી અમૃતસર કોંગ્રેસથી આવતાં આગ્રામાં શ્રીયુત દાલચંદજીદ્વારા ત્યાંની અમુક કૃતિઓ મેં જોઇ તપાસી.

સન ૧૯૨૧ માં અકટોબરની છુટીમાં લીંબડીનો મોટો ભંડાર હું જાતે જઈ જોઇ આવ્યો, અને ત્યાં રા. છોટાલાલ હરજીવન પારેખ અને રા. કેશવલાલ લગડીએ સારી મદદ તથા સગવડ મને કરી આપેલી. સન ૧૯૨૩-૨૪ માં પૂનામાં જઈ, મુંબઈસરકારે ખરીદેલી હસ્તલિખિત પ્રતોનો જે સંગ્રહ પહેલાં ડેક્કન કૉલેજના મકાનમાં રાખેલો હતો ને પછી સર ભાંડારકર ઇન્સ્ટિટયૂટમાં લઈ જવામાં આવેલો છે તે ત્યાંથી સાક્ષર મુનિશ્રી જિનવિજયજીદ્વારા જોઈ આવ્યો; તેમજ તે મુનિશ્રીએ પાટણના હાલાભાઇ ભંડાર ને સાગર ભંડારમાંના પુસ્તકોની પ્રશસ્તિઓ પોતે ઉતારેલી હતી તે પૂરી પાડી. આ દરમ્યાન વિજયધર્મસૂરિનું ચોમાસું મુંબઇમાં થતાં તેમના પ્રસિદ્ધ શિષ્યો મુનિશ્રી ઇંદ્રવિજયજી તથા મુનિશ્રી વિદ્યાવિજયજીને મેં મારો સંગ્રહ જોવા આપ્યો, અને તેઓશ્રીએ પછી કૃપા કરી પોતાની પાસે તે વખતે જે હસ્તલિખિત પ્રતો હતી તે અને તે ઉપરાંત પંડિત હરગોવિન્દદાસ પાસે ઇડરની બાઇઓનો ભંડાર તથા ઉદયપુરના ભંડારોમાંનાં પુસ્તકોમાંથી તૈયાર કરાવેલ પ્રશસ્તિસંગ્રહ—મને જોવા આપતાં તેનો ઉપયોગ કર્યો. રાજકોટ શ્રી પૂજ્યના અપાસરામાં યતિ નાનચંદ્રજીએ પોતાની પાસેનાં પુસ્તકો બતાવ્યાં.

આ પછી ૧૯૨૪ ના સપ્ટેમ્બરથી આ પુસ્તક અમદાવાદના ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવા ગયું. તેના માલિકના સુપુત્ર રા. પોપટભાઇએ જે મહેનત લીધી છે તે પ્રશંસનીય છે ને તે માટે તેમનો ઉપકાર છે. આ પુસ્તક છપાતું ગયું અને સાથે સાથે બીજા ભંડારોની તેમજ અન્યત્ર જોવા મળ્યે જતી હસ્તલિખિત પ્રતોમાંથી વિશેષ નોંધ કરવાનું પણ ચાલુ રાખવામાં આવ્યું.

મુંબઈમાં માંડવી પરના શ્રી અનંતનાથજી મંદિરના ભંડાર હા. મેનેજર માસ્તર ખીમજી હીરજી છેડાયા, જૈન એસોસિએશન ઑફ ઇંડિયા તથા શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરી હસ્તકનો ભંડાર, સ્વ. યતિ નાનચંદજીના શિષ્ય મોહનલાલજી પાસેનો મુંબઈમાં પાયધુની પરના શ્રી શાંતિનાથજી મંદિરમાં રાખેલ સંગ્રહ તેમજ મુંબઇનો ભુલેશ્વરમાંનો દિગંબર પન્નાલાલ ઐલક સરસ્વતી ભુવનનો સંગ્રહ જોવા મળ્યા. શેઠ જીવણચંદ સાકરચંદે શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર લાયબ્રેરી સુરતથી પ્રતો મંગાવી આપી; જાલોરથી મુનિશ્રી કલ્યાણવિજયજીએ રદ્દી જેવાં છૂટક પાનાંઓ મોકલ્યાં. રાજકોટના દેરાસરમાં પણ તેવાં પાનાંઓ જોવા મળ્યાં.

વિશેષમાં ખાસ નોંધી રાખવા યોગ્ય ઉપયોગી સંગ્રહ ગત વર્ષ એટલે સન ૧૯૨૫ માં જોવા મળ્યા. તે વર્ષની મેની છુટીમાં હું વડોદરા ગયો હતો ને ત્યાં પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીના પ્રીતિપૂર્વક સહકારથી પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજીનો, મુનિશ્રી હંસવિજયજીનો, અને વડોદરા સરકારની સેંટ્રલ લાયબ્રેરીનો—એ ત્રણ સંગ્રહમાંનાં ભાષા—પુસ્તકો જોવા મળ્યાં; અને અકટોબરની છુટીમાં અમદાવાદ ગયો હતો ત્યાં વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીના તેવાજ પ્રીતિપૂર્વક સહકારથી ડેહલાના અપાસરાના ભંડારો જોવાની સુંદર તક મળી હતી તેમજ ત્યાંની જૈન શાલાનો નાનો ભંડાર પણ જોયો.

ત્યારપછી આ વર્ષના એપ્રિલ માસમાં મુંબાઇમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મકાનમાં ભરાયેલ આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના અંગેના પ્રદર્શનમાં મૂકવા માટે મેં 'જૈનયુગ'ના તંત્રી તરીકે જૈન હસ્તલિખિત ભાષાનાં પુસ્તકો સર્વે સંઘ, સાધુ, યતિ તેમજ ગૃહસ્થોને વિનતિ[1] કરતાં આવેલાં પુસ્તકો પૈકી ખાનગામવાળા યતિવર્ય શ્રી બાલચંદ્રજીએ, મુંબઈના કચ્છી ગૃહસ્થ શા. વર્ધમાન રામજીએ તેમજ સુરતથી રા.

---

૧. જુઓ જૈનયુગ સં. ૧૯૮૨ ના માઘનો અંક. પૃષ્ઠ ૨૦૭.

લક્ષ્મીચંદ સુખલાલે મોકલેલાં પુસ્તકોને પણ જોવાનો લાભ મળ્યો. મુંબઇની વિલ્સન કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર વેલનકર કે જેઓ સર્વ જૈન પુસ્તકોનું અંગ્રેજીમાં વર્ણનાત્મક કેટલોગ તૈયાર કરે છે તે પૈકી ભાષા–પુસ્તકોની તેમની નોંધો રા. કેશવલાલ પ્રેમચંદ મોદી દ્વારા મળી તેનો અને સીનોર ભંડારમાંનાં પુસ્તકોના આદિ અંત ભાગો મુનિશ્રી અમરવિજયજીએ પોતાના વિદ્વાન્ શિષ્ય મુનિ ચતુરવિજય પાસે લખાવી મોકલ્યા તેનો પણ લાભ લીધો. વળી આ વર્ષના મેની છુટીમાં રાજકોટમાં રા. ગોકુળદાસ નાનજી ગાંધી હસ્તકનો મુનિ વિનયવિજયજીનો પુસ્તકભંડાર પણ જોવાની તક મળી હતી.

આ સર્વેમાંથી આ પુસ્તકને ઉપયોગી જે જે મળ્યું તે નોંધી લીધું છે અને આ પુસ્તક છપાતું હતું તેથી તેમાં જેટલું ન આવી શક્યું તેટલું આ પુસ્તકના બીજા ભાગના પરિશિષ્ટમાં મૂકવામાં આવશે. આનું દળ પણ ઘણું સારૂં થયું છે. ટુંકામાં આ પુસ્તકને જેટલું બને તેટલું સંપૂર્ણ કરવાની દરેક જાતની સાવધાની અને મ્હેનત લેવામાં આવી છે અને આવશે.

અનેકની મદદથી આ પુસ્તકમાંનો સંગ્રહ એકત્રિત કરી શક્યો છું અને તેથી તેના યશના ભાગી તે સર્વ સજ્જનોને લેખું છું અને તેમનો દરેકનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. આવા મહાભારત સંગ્રહ કાર્યમાં એકલપડે એક સાહિત્યસેવક બીજાઓની સહાય સામગ્રી વગર વિશેષ ન કરી શકે એ સ્વાભાવિક છે. એ સર્વ સત્પુરૂષોનો મારા પ્રત્યેના તેમના સદ્ભાવભર્યા પ્રેમ અને વર્ત્તન માટે હું ઋણી છું. એમનું અનુકરણ કરી અન્ય મહાશયો આવા સાહિત્યના કાર્યમાં પોતાથી બની શકે તે સહાય આપી સાહિત્યના ઉદ્ધારના પવિત્ર કાર્યમાં નિમિત્તભૂત બનશે. આવો સંગ્રહ ગમે તેટલી મહેનત છતાં સંપૂર્ણ બની શકે નહિ; છતાં તેને બને તેટલો સંપૂર્ણ કરવાની અને તે માટે સામગ્રી પૂરી પાડવાની દરેક સાહિત્યોત્કર્ષકચિંતકની ફરજ છે. હજુ તો ઘણા ભંડારો જોવા બાકી છે. રાજપુતાનામાં જેસલમેર, બીકાનેર, જોધપુર,

આદિ, ને ગૂજરાતમાં પાટણ, ખંભાત, અમદાવાદ આદિ તેમજ અન્ય જૂદા જૂદા ગામોમાં ત્યાં ત્યાંના સંઘહસ્તકના, કેટલાક યતિવર્યો અને શ્રીપૂજ્યો પાસેના, સંવેગી મુનિ મહારાજાઓ પાસેના ભંડારો છે (કે જેની ટીપ માટે જુઓ 'મુદ્રિત જૈનગ્રંથ નામાવલિ' એ પુસ્તકના પ્રથમના પૃ. LV થી LXII પર જ્ઞાન-પુસ્તક ભંડારો.) તેમને મારી ખાસ વિનંતિ છે કે પોતાની પાસેનાં પુસ્તકો જોવા તપાસવાની સગવડ કરી આપવા તેઓ કૃપાવંત થાય.

પહેલાં આ સંગ્રહનું નામ 'જૈન દેશી કવિ નામાવલિ'—જૈન કવિ નામાવલિ આપવાનું મેં ધાર્યું હતું અને આ સંબંધીનો ઉલ્લેખ 'જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડ'ના ફેબ્રુઆરી ૧૯૧૭ ના (માઘ સં. ૧૯૭૩ ના) અંકમાં તેના તંત્રી તરીકે 'તંત્રીની નોંધ' માં પૃ. ૩૯ અને ૪૦ માં મૂકેલી નોંધમાં મેં કર્યો હતો, પરંતુ 'દેશી' નામને બદલે 'ગૂર્જર' કે 'ગૂજરાતી' મૂકવું ઠીક થઇ પડશે અને 'નામાવલિ' એ મૂકતાં આખું નામ લાંબું થાય તે ઠીક નહિ તેથી તે કાઢી નાખી 'જૈન ગૂર્જર કવિઓ' (એટલે ગૂજરાતી ભાષાના જૈન કવિઓ) એ ટુંકું અને અર્થપૂર્ણ નામ રાખવું એવી એક સાક્ષરની સૂચના થતાં તે ટુંકું નામ સ્વીકાર્યું છે. પહેલાં તેની યોજના કવિઓના અક્ષરાનુક્રમ પ્રમાણે ગોઠવી હતી, પરંતુ શતકવાર તેમાંના રચનાસંવત્ પ્રમાણે કવિઓને ગોઠવવાની યોજના કરવાની એક સજ્જને કરેલી સૂચના મહત્ત્વની લાગતાં શતકવાર ગોઠવણ કરી છે.

તેરમા શતક પહેલાંનું ભાષાસાહિત્ય અપભ્રંશ ભાષા (અતિ જૂની ગૂજરાતી ભાષા) નું છે અને જૂની ગૂજરાતીનો-એટલે કે ગૂજરાતીનો જૂનામાં જૂનો આરંભ વિક્રમસંવત્ તેરમાથી થાય છે કારણકે તે સમયની પદ્યકૃતિઓ મળી આવે છે, તેથી તેરમા શતકથી પ્રારંભ કરવામાં આવ્યો છે. સત્તરમા શતક સુધી પહોંચતાં આ સંગ્રહનું કદ ઘણું વધી ગયું તેથી તેટલાનો 'પ્રથમ ભાગ' સ્વીકારી પ્રકટ કર્યો છે, અઢારમા શતકથી બીજો ભાગ મુદ્રિત થતો ચાલુ છે.

આ સંગ્રહની યોજના એ પ્રમાણે રાખી છે કે ૧ કર્ત્તાનું નામ, ૨ તે કયા ગચ્છમાં કેની પરંપરામાં-તે પરંપરાથી કયા મુનિના શિષ્ય છે તે પરિચય, ૩ તેની નીચે રચનાસમયાનુક્રમે કૃતિ, ૪ તે કૃતિનો રચના સમય, ૫ તે સાથે તે રચનાનું સ્થલ, ૬ તેની નીચે તે કૃતિનો આદિ ભાગ, ૭ તે કૃતિનો અંત ભાગ-કવિની પ્રશસ્તિવાળો, ૮ તે પ્રશસ્તિ નીચે તે જે પ્રતમાંથી લીધેલ હોય તે પ્રતના લેખકની પ્રશસ્તિ લખ્યા સાલ લખ્યા ગામ વગેરે, ૯ તે પ્રતિનાં પાનાં અને પંક્તિની સંખ્યા, ૧૦ તે પ્રતિ કયા ભંડારમાં મળે છે તે. ૧૧ પ્રસિદ્ધ થયેલ હોય તો તે ક્યાં પ્રસિદ્ધ થયેલ છે તે. ( તે પ્રસિદ્ધ થયાનું બતાવવા માટે + આ ચિન્હનો ઉપયોગ કૃતિ પાસે કર્યો છે.)

આ ચિન્હ સિવાય આ પુસ્તકમાં વાપરેલાં બીજાં ચિન્હો અને ટૂંકા અક્ષરો સમજવા માટે '**સાંકેતિક અક્ષરોની સમજ**' આ પછી જૂદી મૂકી છે.

પ્રસ્તાવનામાં '**જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ**' એ નામનો નિબંધ લખીને મૂક્યો છે. તે લખવામાં સદ્‌ગત ચંદ્રસેન ગુલેરીજી એમ. એ. ના 'પુરાની હિન્દી' એ નામના નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ ૨ ના અંક ૧ થી ૪ માં આવેલા લેખો, દોધકવૃત્તિ ( સંશોધક પં. ભગવાનદાસ હર્ષચંદ્ર પ્ર૦ હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલી, પાટણ ), સદ્‌ગત પ્રો૦ ગુણેની 'ભવિસયત્ત કહા' ( ગા. ઓ. સીરીઝ નં. ૨૦) પરની અંગ્રેજી પ્રસ્તાવના તથા તેમના ઇ. સ. ૧૯૨૨ ના મેથી અકટોબરના વિવિધજ્ઞાનવિસ્તારના અંક માંના મરાઠી ભાષા સંબંધીના લેખો, શ્રીયુત હીરાલાલ જૈનના બે લેખ નામે હિંદી માસિક મનોરમા ( જુલાઇ ૧૯૨૪ )માંનો ' જૈન સાહિત્યમેં હિન્દી કી જડ ' એ લેખ તેમજ અલ્હાબાદ યુનિવર્સિટી જર્નલમાંનો 'અપભ્રંશ લિટરેચર' નામનો અંગ્રેજી લેખ (પૃ. ૧૫૭ થી ૧૮૪), જૈન સાહિત્ય સંશોધકમાં શ્રીયુત નાથુરામજી પ્રેમીનો લેખ, સદ્‌ગત ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલના લેખો, તેમજ

રાયબહાદુર પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાના રાજપૂતાનેકા ઇતિહાસ પહલાખંડ વગેરેનો આધાર લઇ-કેટલાકમાંથી અનુવાદ કરી, કેટલાકમાંથી સાર લઈ ઉપયુક્ત માહિતીઓ ૩૩૧ પારામાં એકત્રિત કરી છે. તો તે સર્વેનો હું પરમ ઋણી છું. આ નિબંધ સાત વિભાગ અને તેના કુલ ૩૬ પ્રકરણમાં વહેંચેલ છે અને તે 'ગૂજરાતી સાહિત્યના પાયા જૈનોએ નાંખ્યા છે'[૨] એ વસ્તુસ્થિતિ સબળ પ્રમાણથી પૂરવાર કરશે, અને તેમાંથી ભાષાના અભ્યાસીને ઘણું નવીન અને રસપ્રદ જાણવા જેવું મળી આવશે તો હું મારો પરિશ્રમ સફલ થયેલો માનીશ. આ નિબંધની વિષયસૂચી **વિષયાનુક્રમમાં** મૂકી છે. આ પછી વિક્રમ તેરમી સદીના કવિઓ અને તેની કૃતિઓ શરૂ થાય છે અને તે સત્તરમી સદીના કવિઓની કૃતિઓ સુધીમાં આ પ્રથમ ભાગ પૂરો થાય છે. છેવટે **ચાર અનુક્રમણિકાઓ** આપવામાં આવી છે. (૧) કવિઓની, (૨) મોટી કૃતિઓની (૩) નાની કૃતિઓની એ ત્રણ અક્ષરાનુક્રમે અને (૪) સંવતવાર અનુક્રમણિકા જોડવામાં આવી છે કે જેથી કોઇ પણ હકીકત મેળવતાં સુગમતા મળે.

આ પુસ્તક અમદાવાદ છપાયેલ હોવાથી ત્યાંથી પ્રુફ આવતાં એકવાર સુધારી મોકલવામાં આવેલ, તે કારણે પ્રેસની ભૂલો, સ્ખલનાઓ વગેરે થયેલી છે તેનું શુદ્ધિપત્રક આ ભાગનું કદ અતિ અધિક થવાથી આમાં મૂકેલ નથી, બીજા ભાગમાં મૂકાશે. વિદ્વાનો આની અંદરના સુધારા વધારા સૂચવશે તો તેમનો આભાર માનીશ.

આવું પુસ્તક કોઈ સંસ્થાના કે રાજ્યાશ્રય જેવા આશ્રય વગર પ્રકટ ન થઇ શકે. કારણકે આના ગ્રાહક અતિ અલ્પજ હોય, તેથી મુંબઇની જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસે આ પ્રકટ કરવામાં બતાવેલી ઉદારતા અને કાર્યદક્ષતા માટે તેને ધન્યવાદ ઘટે છે. જૈન સાહિત્યના

---

૨. જુઓ સાબરમતી પુ. ૪ અંક ૫-૬ પૃ. ૨૩૬ લેખક રા. શંકરભાઈ સોમાભાઈ પટેલ.

ઉત્કર્ષ માટેનું તેનું આ કાર્ય યશસ્વી રહેશે. આની પ્રથમ આવૃત્તિનો 'કોપીરાઇટ' મેં તેને આપી દીધેલ છે. બીજી આવૃત્તિ થાય કે નહિ એ એક પ્રશ્ન છે.

'જૈનો અને તેમનું સાહિત્ય' એ સંબંધી લખેલો એક વિસ્તૃત નિબંધ, તપા, ખરતર, અંચલ વગેરે ગચ્છોની પટ્ટાવલીઓ, શતકવાર કવિઓની કાવ્યપ્રસાદી વગેરે ઘણી ઉપયુક્ત બાબતો બીજા ભાગમાં મૂકવા વિચાર છે.

હાલતો આ પુસ્તકનો પ્રથમ ભાગ સમસ્ત ગૂજરાત-ગૂજરાત અને બૃહદ્ ગૂજરાતને ચરણે ધર્યો છે તો તે તેની યોગ્ય કદર-પિછાન કરશે એટલી આશાભરી ખાત્રી રાખી વિરમું છું.

મુંબઈ, ૨૬-૬-૨૬.<br>
જ્યેષ્ઠ વદ ૧ શનિવાર,<br>
સં. ૧૯૮૨.

મોહનલાલ દલીચંદ દેશાઈ.

# સાંકેતિક અક્ષરોની સમજ.

+ આ ચિન્હ મુદ્રિત-છપાયેલ કૃતિ સૂચવે છે.
? આ પ્રશ્નચિન્હ, શંકા સૂચવે છે.

| | |
|---|---|
| અનંત. | અનંતનાથજી મંદિર, માંડવી મુંબઈમાંનો ભંડાર. |
| અમ. | અમદાવાદ. |
| અં. | અંચલ ગચ્છીય. |
| આ. | આગમિક,-અંચલગચ્છીય. |
| આં. | આંચલિક. |
| આ. ક. | શેઠ આણંદજી કલ્યાણજીની પાલીતાણાની પેઢીમાં જે ૨૫૦ અંબાલાલ ચુનીલાલનો જ્ઞાનભંડાર સોંપાયેલો તે ભંડાર. |
| ઉ. | ઉપાધ્યાય. |
| ઋ. | ઋષિ. |
| ઐ. | ઐતિહાસિક. |
| ઐ. રા. સં. | ઐતિહાસિક રાસ સંગ્રહ. (પ્ર. યશોવિજય ગ્રંથમાલા ભાવનગર). |
| ક. વિ. | કલ્યાણવિજય મુનિ. |
| ખ. | ખરતરગચ્છ. |
| ખં. | ખંભાતના ભંડાર. |
| ગ. | (૧) ગચ્છ (૨) ગણી. |
| ગુ. વિ. | ગુલાબવિજયજી પં. કે જે અમદાવાદમાં રહે છે તેમની પાસેનો તેમનો ભંડાર—અમદાવાદ. |
| ચં. | ચંચલ બહેનનો ભંડાર ફતાશાની પોળ, હરકોર શેઠાણીની હવેલી—અમદાવાદ. |
| ચિ. ડા. | (સદ્ગત) ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ. |
| ચો. | ચોપઇ. |
| જેસ. | જેસલમેરનો ભંડાર. |

જૈ. એ. ઈ. જૈન એસોસીએસન ઑફ ઈંડિઆ. મુંબઇ હસ્તકનો ભંડાર
જૈ.　　જૈન.

ડે.　　ડેહલાના અપાસરાનો ભંડાર અમદાવાદ.
　　ब ડે. એટલે બીજો ભંડાર (રત્નવિજયજીનો ભંડાર હમણાં) તેમાં સોંપાયેલો છે તે. શેઠ મંગળદાસ તારાચંદ ઝવેરી, દોસીવાડાની પોળમાં—અમદાવાદ.

ડે. કૉ.　　ડેક્કન કૉલેજ પુનામાં સરકારી ખરીદેલાં હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ રહેતો હતો તે, કે જે હાલમાં કેટલાક વખતથી સરભાંડારકર ઇન્સ્ટિટયૂટ પુનાને સોંપાયેલો છે.

ત૦　　તપગચ્છ

દા૦　　દાબડો.

દિ.　　દિગંબર

દે. લા.　　શેઠ દેવચંદ લાલચંદ પુસ્તકોદ્ધારફંડ, સુરત.

દે. લા. પુ. લા. શેઠ દેવચંદ લાલચંદ પુતસ્કોદ્ધારફંડ લાયબ્રેરી, સુરત.

ધો.　　ધોરાજી સ્વ. માણેકચંદજીએ સંગ્રહેલ સર્વજ્ઞ ભંડાર.

નં.　　નંબર.

પ.　　પત્ર

પા.　　(૧) પાઠાંતર; (૨) પાનાં; (૩) પાટણનો ભંડાર

પા. ૧, પા. ૨ પા. ૩ પાટણના ભંડારો એક બે ને ત્રણ એમ જૂદા પાડવા માટે જણાવેલ છે; પણ તે દરેક કયો છે તે બરાબર જાણી શકાયું નથી,

પં.　　(૧) પંક્તિ (૨) પંડિત–પંન્યાસ

પૂ. અ.　　જુઓ રા. પૂ. અ.　　પિં. } –પિંપલ ગચ્છીય
પ્ર.　　પ્રકાશિત　　પીં }

પ્રા. તી. સં. પ્રાચીન તીર્થમાલા સંગ્રહ (પ્ર. યશોવિજય ગ્રંથમાલા, ભાવનગર)

| | |
|---|---|
| પ્ર. કા. | પ્રવર્તક શ્રી કાંતિવિજયજી પાસેનો ભંડાર નરસિંહજીની પોળમાં—વડોદરા. |
| પ્રે. ૨. | શેઠ પ્રેમચંદ રતનજી ભાવનગરવાળા પાસેનો સંગ્રહ. |
| બા. | બાળાવબોધ-ટબો. |
| ભ. | ભરૂચમાંનો ભંડાર |
| ભા. / ભાવ. | ભાવનગરનો ભંડાર. ડોસાભાઈ અભેચંદનો જૈન સંઘનો ભંડાર. |
| ભં. | ભંડાર |
| મ. કી. | રા. મનસુખલાલ કિરતુચંદ |
| મ. બ. | (સ્વ.) મણિભાઇ બકોરભાઈ વ્યાસ. |
| માણેક. | માણેકવિજય યતિ, ઇંદોરવાળાનો ભંડાર |
| માં. | માંગરોળના સંઘ હસ્તકનો ઉપાશ્રયમાંનો ભંડાર. |
| મો. | મોરબી સંઘનો ભંડાર |
| મો. સેં. લા. | શ્રી મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી, મુંબઈ |
| રત્ન. | રત્નવિજયનો ભંડાર, અમદાવાદ કે જે હાલ ડેહલાના અપાસરાના ભંડાર સાથે રાખવામાં આવેલ છે. જુઓ ડે. |
| રા. | રાસ |
| રા. પૂ. અ. | રાજકોટ શ્રી પૂજ્યના અપાસરામાંનો ભંડાર યતિ નાનચંદજીના શિષ્ય હસ્તકનો |
| લિ. | લિખિત, લિપીકૃત |
| લ. | લખ્યા |
| લીં. | લીંબડીનો ભંડાર |
| લોં. | લોંકા ગચ્છીય |
| વ. સેં. | વડોદરા સેંટ્રલ લાયબ્રેરી. |
| વડો. | વડોદરા |
| વા. | વાચક-ઉપાધ્યાય |
| વિ. | વિક્રમ |

| | |
|---|---|
| વિ. ધ. | (સ્વ. શ્રી) વિજયધર્મસૂરિનો ભંડાર કે જે હાલ બેલનગંજ આગ્રામાં રાખવામાં આવ્યો છે. |
| વિદ્યા. | મુનિશ્રી વિદ્યાવિજય ( શ્રી વિજયધર્મસૂરિશિ. ) |
| વી. પા. | વીરબાઈ પાઠશાળા, પાલીતાણા. |
| શિ. | શિષ્ય |
| શુ. | શુદિ, શુકલપક્ષે. |
| શ્લો. | શ્લોક |
| સ. | સઝાય |
| સ. મા. ભી. | સઝાયમાળા, શા. ભીમશી માણેકની પ્રકટ કરેલી. |
| સં. | (૧) સંવત્ (૨) સંસ્કૃત ભાષા. |
| સા. ભં. | સાગરનો ભંડાર, પાટણ. |
| સૂ. | સૂરિ |
| સ્ત. | સ્તવન |
| સ્તો. | સ્તોત્ર. |
| સે. લા. | સેંટ્રલ લાયબ્રેરી વડોદરા |
| હા. ભં. | શેઠ હાલાભાઇ મગનલાલનો ભંડાર, ફોફલીયાવાડા પાટણ. |
| હં. | મુનિશ્રી હંસવિજયજીનો ભંડાર, નરસિંહજીની પોળમાં, વડોદરા. |

# વિષયાનુક્રમ.

પૃષ્ઠ.

## વિભાગ સાતમો જૂની ગૂજરાતી સંબંધી કેટલીક હકીકતો.

**વિક્રમ સોળમી સદી.**

૩૬ દેપાલ ૩૭ રત્નાકરસૂરિ ૩૮ સંઘવિમલ ૩૯ ધનદેવગણિ ૪૦ સંઘકલશગણિ ૪૧ આનંદમુનિ ૪૨ આસાયત ૪૩ રત્નશેખર ૪૪ કલ્યાણસાગર ૪૫ ઋષિવર્દ્ધસૂરિ ૪૬ મતિશેખર ૪૭ જિનવર્ધ્ધન ૪૮ ન્યાયસુંદર ૪૯ રત્નસિંહસૂરિ શિષ્ય ૫૦ રાજતિલક ૫૧ (અ૦) જિનદાસ ૫૨ જ્ઞાનસાગરસૂરિ શિ૦ ૫૩ ભક્તિવિજય ૫૪ પેથો ૫૫ લક્ષ્મીરત્ન શિ૦ ૫૬ જ્ઞાનસાગર ૫૭ મંગલધર્મ ૫૮ દેવકીર્તિ ૫૯ પુણ્યનંદિ ૬૦ દેવપ્રભ ૬૧ ઉદયધર્મ ૬૨ વચ્છ ૬૩ વચ્છભંડારી ૬૪ સંવેગસુંદર ૬૫ હેમવિમલસૂરિ ૬૬ **લાવણ્યસમય** ૬૭ નરપતિ ૬૭ ક. અજ્ઞાત ૬૮ શાંતિસૂરિ ૬૯ પ્રીતિહર્ષ ૭૦ ક્ષમાકલશ ૭૧ મૂલ( ભાવ ? )પ્રભ ૭૨ જયરાજ ૭૩ સુંદરરાજ ( ? ) ૭૪ નન્નસૂરિ ૭૫ હંસધીર ૭૬ જિનાકર (?) ૭૭ નેમિકુંજર ૭૮ લબ્ધિસાગર ૭૯ હર્ષકલશ ( ? હર્ષકુલ ) ૮૦ સિંહકુશલ (?) સંઘકુલ ૮૧ હર્ષમૂર્તિ ૮૨ ઈશ્વરસૂરિ ૮૩ **આણંદ** ૮૪ ધર્મદેવ ૮૫ કુડવા ૮૬ પદ્મસાગર ૮૬ ક. અજ્ઞાત ૮૭ હીરાણંદ (૨) ૮૮ હંસસોમ ૮૯ ઉદયભાનુ ૯૦ લક્ષ્મણ (૧) ૯૧ ધર્મસમુદ્ર ૯૨ દેવકલશ ૯૩ અનંતહંસ ૯૪ **સહજસુંદર** ૯૫ કુશળસંયમ ૯૬ લાવણ્યરત્ન ૯૬ ક. સૂરહંસ ૯૭ સાધુમેરૂ ૯૮ રત્નસિંહસૂરિ ૯૯ તેના શિષ્ય ૧૦૦ ભાવસાગર ૧૦૧ સૌભાગ્યસાગરસૂરિ શિષ્ય ૧૦૨ ભુવનકીર્તિ ૧૦૩ લાભમંડન ૧૦૪ જયનિધાન ૧૦૫ ભીમ (૧) ૧૦૬ સાધુરત્નસૂરિ ૧૦૭ મુનિચંદ્રસૂરિ, ૧૦૮ પાર્શ્વચંદ્રસૂરિ ૧૦૯ વિજયદેવસૂરિ ૧૧૦ સમરચંદ્ર ૧૧૧ બ્રહ્મ ( વિનયદેવસૂરિ ) ૧૧૨ કવિયણ ૧૧૩ કલ્યાણ ૧૧૪ ખીમો ૧૧૫ લીંબો ૧૧૬ વિજયગણિ (?) ૧૧૭ લાવણ્યદેવ ૧૧૮ કુશલહર્ષ ૧૧૯ ધર્મસિંહ ૧૨૦ દોલતવિજય ૧૨૧ વાસણ ૧૨૨ વિનયસમુદ્ર ૧૨૩ જિનમાણિક્ય ૧૨૪ કનક ૧૨૫ ગજરાજ ૧૨૬ ગુણમાણિક્ય શિષ્ય ૧૨૭ નયસિંહ ૧૨૮ જ્ઞાનાચાર્ય. સોળમા સૈકામાંની ગદ્ય કૃતિઓ. ૩૭–૧૮૦

**વિક્રમ સત્તરમી સદી.**

૧૨૯ સુમતિ ૧૩૦ દર્શન ૧૩૧ જગો ૧૩૨ **સોમવિમલસૂરિ** ૧૩૩ પુણ્યસાગર ૧૩૪ વિમલચારિત્ર ૧૩૫ રાજપાળ ૧૩૫ ખ પ્રમાદશીલ શિ૦ ૧૩૬ **જયવંતસૂરિ** ૧૩૬ ક સહજરત્ન ૧૩૬ ખ કમલસાગર ૧૩૭ દેવગુપ્તસૂરિ શિષ્ય ૧૩૮ હેમરાજ ૧૩૮ ક દેવીદાસ દ્વિજ ૧૩૯ પ્રીતિવિજય ૧૪૦ હર્ષરાજ ૧૪૧ સિદ્ધિસૂરિ ૧૪૨ હેમરત્નસૂરિ ૧૪૩ **કુશલલાભ** ૧૪૪ લાવ-

ણ્યકીર્ત્તિ ૧૪૫ વિનયસાગર ૧૪૬ માન ૧૪૭ સાધુકીર્ત્તિ ૧૪૮ દેવશીલ ૧૪૯ આણંદસોમ ૧૫૦ વેલો ૧૫૧ ભીમ ભાવસાર ૧૫૨ સુમતિકીર્ત્તિ-સૂરિ ૧૫૩ જિનચંદ્રસૂરિ ૧૫૪ રત્નસુંદર ૧૫૫ હીરકલશ ૧૫૬ હરખજી ૧૫૭ લાઈઆ ૧૫૭ ક અજ્ઞાત ૧૫૮ હીરવિજયસૂરિ ૧૫૯ ચારિત્રસિંહ ૧૬૦ પુણ્ય રત્ન ૧૬૧ ભાવરત્ન ૧૬૨ કનકસોમ ૧૬૩ મંગલમાણેક ૧૬૪ હીરકુશલ ૧૬૫ **નયસુંદર** ૧૬૬ ધર્મરત્ન ૧૬૬ ક કુશલવર્દ્ધન ૧૬૭ વચ્છરાજ ૧૬૮ કલ્યાણદેવ ૧૬૯ **સકલચંદ્ર** ૧૭૦ વિનયશેખર ૧૭૧ હેમશ્રી ૧૭૨ રત્નસાર ૧૭૩ મનજી ૧૭૪ હેમાણંદ ૧૭૫ નગો ૧૭૬ મલ્લિદેવ ૧૭૭ નરપતિ ૧૭૮ પ્રીતિવિમલ ૧૭૯ ધનવિજય ૧૮૦ દયાકુશળ ૧૮૧ વિજયસેનસૂરિ (?) ૧૮૨ કૃષ્ણદાસ ૧૮૩ સારંગ ૧૮૪ પદ્મવિજય ૧૮૫ માલદેવ ૧૮૬ પરમાણંદ ૧૮૭ વિવેકહર્ષ ૧૮૮ ધનહર્ષ ૧૮૯ કુંઅરવિજય ૧૯૦ જયચંદ્ર ૧૯૧ જ્ઞાન-સાગર (૨), ૧૯૨ જયવિજય ૧૯૩ લલિતપ્રભ ૧૯૪ નર્મુદાચાર્ય ૧૯૫ ગુણ-વિનય ૧૯૬ **સમયસુન્દર** ૧૯૬ ક રત્નકુશળ ૧૯૭ મુનિશીલ ૧૯૮ પદ્મરાજ ૧૯૮ ક વિદ્યાવિજય ૧૯૯ જયવિજય ૨૦૦ હેમવિજય ૨૦૧ જિનચંદ્રસૂરિ શિષ્ય ૨૦૨ આનંદોદય ૨૦૩ પ્રેમવિજય ૨૦૪ વિમલચારિત્ર (૨) ૨૦૫ મેઘરાજ ૨૦૫ ક ગજસાગર સૂરિ શિષ્ય ૨૦૬ દામોદરમુનિ=૨૦૭ દયાસાગર ૨૦૮ પુણ્યકીર્ત્તિ ૨૦૯ સુધર્મરુચિ ૨૧૦ **ઋષભદાસ** (શ્રા.) ૨૧૧ કનકસુંદર ૨૧૨ પદ્મકુમાર ૨૧૩ સંયમમૂર્તિ ૨૧૩ ક વલ્હ ૨૧૪ માલ ૨૧૫ વિજય-સાગર ૨૧૫ ક શ્રીધર ( જૈનેતર ) ૨૧૬ હીરાનંદ ૨૧૭ મેઘરાજ (૨), ૨૧૮ મૂલા ૨૧૮ ક ક્ષેમકુશળ ૨૧૮ ખ હર્ષકીર્ત્તિસૂરિ ૨૧૯ વિદ્યાકમલ ૨૧૯ ક શાંતિકુશલ ૨૧૯ ખ ગુણવિજય (૧) ૨૨૦ સંઘવિજય ૨૨૧ વિજયમેરૂ ૨૨૬ જ્ઞાન(દાસ) ૨૨૩ પરમાનંદ (૨) ૨૨૪ અજ્ઞાત ૨૨૫ હીરનંદન ૨૨૬ વિદ્યાચંદ ૨૨૭ ગંગદાસ ૨૨૮ કૃપાસાગર ૨૨૯ રાજસાગર ૨૨૯ ક કીર્ત્તિ-વિજય ૨૩૦ લાલવિજય ૨૩૧ ઉદયમંદિર ૨૩૨ ધર્મકીર્ત્તિ ૨૩૩ વિવેકવિ-જય ૨૩૪ જયસોમ ૨૩૫ મનોહરદાસ ૨૩૬ જ્ઞાનમેરૂ ૨૩૭ મતિસાગર ૨૩૮ ગુણસાગરસૂરિ ૨૩૯ મતિસાર ૨૩૯ ક પ્રભસેવક ૨૪૦ (સુ)ધનહર્ષ ૨૪૧ અમરચંદ ૨૪૨ કર્મસિંહ ૨૪૩ લલિતકીર્ત્તિ ૨૪૩ ક કલ્યાણ ૨૪૪ જિનોદયસૂરિ (૨), ૨૪૫ કમલવિજય ૨૪૬ રાયચંદ (૧) ૨૪૭ નારાયણ ૨૪૮ ગુણવિજય (૨) ૨૪૯ કેશરાજ ૨૫૦ સહજકીર્ત્તિ ૨૫૧ કલ્યાણ (૨), ૨૫૨ સ્થાનસાગર ૨૫૩ પુણ્યસાગર (૩) ૨૫૩ ક લાભોદય ૨૫૪ શ્રીસાર ૪૫૪ ક બાલચંદ ૨૫૫ વાનો (શ્રા૦), ૨૫૬ સુમતિહંસ ૨૫૭ રાજસિંહ

કુલ પૃ૦ ૧૦૦૦

# જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ.

૧ આ આર્યાવર્ત્તમાં જૂનામાં જૂનું સાહિત્ય જે ભાષામાં મળે છે તેને 'સંસ્કૃત' ભાષા કહેવામાં આવે છે. તે નામના અર્થ પરથીજ જણાય છે કે આર્યોની મૂલ ભાષા તે નથી, પણ તે તો શુદ્ધ કરેલી સુધારેલી ભાષા છે. કેટલાં હજારો વર્ષ વીતી ગયા પછી કોણે તે સુધારી આ સ્વરૂપમાં મૂકી તે જાણવાનાં સાધનો બચી શક્યાં નથી. એમ સમજો કે ગંગાની નહેર બાંધી તેમાં બધું પાણી ભરવામાં આવ્યું છે, તેના કિનારા સરખા છે, તેપર હરીયાલી અને વૃક્ષ રહેલ છે, પ્રવાહ નિયમિત છે. કોઈ નાના મોટા કિનારાવાળી, નાની મોટી, પથરવાળી કે રેતાળ જમીનપર વહેતી નદિયોનું પાણી એક તરફ વાળી આ નહેર બનાવવામાં આવી અને તે સમયની સનાતન-ભાષા-પ્રેમીઓએ જૂની નદિયોનો પ્રવાહ 'અવિચ્છિન્ન' રાખવા માટે કંઇપણ કોઇ જાતનું આંદોલન કર્યું કે નહિ, તે આપણે જાણી શકતા નથી. હમેશાં આ **સંસ્કૃત** નહેરને જોતાં જોતાં આપણે **અસંસ્કૃત** યા સ્વાભાવિક, પ્રાકૃતિક નદિયોને ભૂલી ગયા, અને જ્યારે પુનઃ નહેરનું પાણી આગળ સ્વચ્છંદી બની સમતલ બાંધેલા કિનારાને છોડી જલસ્વભાવે ક્યાંહી વાંકું, ક્યાંહી સીધું, ક્યાંહી ગંદુ, ક્યાંક સ્વચ્છ—ક્યાંક પથરવાળી, ક્યાંક રેતાળભૂમિપર અને ક્યાંક જૂના સૂકા માર્ગોપર પ્રાકૃતિક રીતિથી વહેવા લાગ્યું ત્યારે આપણે એવું કહેવા લાગ્યા કે નહેરથી નદી બની છે, નહેર પ્રકૃતિ છે અને નદી વિકૃતિ છે.—દૃષ્ટાંત તરીકે હેમચંદ્રસૂરિએ પોતાના પ્રાકૃત વ્યાકરણનો આરંભ જ એ રીતે કર્યો છે કે સંસ્કૃત પ્રકૃતિ છે, તેમાંથી ઉત્પન્ન થઇ તેથી પ્રાકૃત કહેવાણી.—પણ એમ ન કહેવા લાગ્યા કે નદી હવે સુધારકોના હાથમાંથી છૂટી ફરીથી સનાતન માર્ગ-પર આવી છે.

૨ આ પ્રમાણે વેદ યા છંદસ્‌ની ભાષાનું જેટલું સરખાપણું જૂની પ્રાકૃત સાથે છે તેટલું સંસ્કૃત સાથે નથી. સંસ્કૃતમાં ગાળેલું પાણી લેવામાં આવ્યું છે. પ્રાકૃતિક પ્રવાહનો માર્ગક્રમ આ છે. ૧ મૂલભાષા ૨ છંદસ્‌ની ભાષા. ૩ પ્રાકૃત–૪ સંસ્કૃત. ૫ અપભ્રંશ. સંસ્કૃત અજર અમરતો થઇ, પણ તેનો વંશ ન ચાલ્યો. તે કલમી ઝાડ હતું. એ ખરૂં કે તેની સંપત્તિથી પ્રાકૃત અને અપભ્રંશ અને પછી હિંદી, ગુજરાતી, મરાઠી ભાષાઓ પુષ્ટ થતી ગઇ તેણે પણ કોઇ કોઇ સમયે તેની ભેટનો સ્વીકાર કર્યો.

૩ વૈદિક (છંદસ્‌ની) ભાષાનો પ્રવાહ પ્રાકૃતમાં વહેતો ગયો અને સંસ્કૃતમાં બંધાઈ ગયો. આનાં કેટલાંક ઉદાહરણ છે—(૧) વેદમાં દેવાઃ અને દેવાસઃ એમ બન્ને રૂપો છે, સંસ્કૃતમાં કેવલ દેવાઃ એ રૂપ રહ્યું છે જ્યારે પ્રાકૃત આદિમાં દેવાસઃ માંનો આસસ્ (બીજો જસ્) પ્રત્યયનો વંશ 'આઓ' આદિમાં ચાલ્યો. (૨) દેવૈઃ ની જગ્યાએ દેવેભિઃ ( અધરેહિં ) કહેવાની સ્વતંત્રતા પ્રાકૃતને રિકથક્રમ ( ) માં મળી, સંસ્કૃતને નહિ. (૩) સંસ્કૃતમાં અધિકરણનો 'સ્મિન્', સર્વનામમાંજ બંધાઇ ગયો, પરંતુ પ્રાકૃતમાં 'મ્મિ', 'મ્હિં' થતાં થતાં હિંદીના 'મેં', ગુજરાતીના 'માં' સુધી પહોંચી ગયો. (૪) વૈદિક ભાષામાં છઠ્ઠી યા ચોથીનો યથેચ્છ પ્રયોગ કરવાની સ્વતંત્રતા હતી, તે પ્રાકૃતમાં આવી ચોથી વિભક્તિને જ ઉડાવી ગઈ, કિંતુ સંસ્કૃતમાં બંને, પાણી ઉતરી જતાં ચ્હડાણપર ચિટકી રહે તેમ રહી ગઇ. (૫) વૈદિકભાષાના 'વ્યત્યય' અને 'બાહુલક', પ્રાકૃતમાં જીવિત રહ્યા અને પરિણામ એ આવ્યું કે અપભ્રંશમાં એક વિભક્તિ 'હ' 'હં' ઘણા કારકો તરીકે વપરાઇ, સંસ્કૃતની પેઠે જરાય પીટાઇ નહિ. (૬) સંસ્કૃતમાં પૂર્વકાલિકનો એક 'ત્વા'જ રહી ગયો, અને 'ય' નીકળી ગયો, અહીં પ્રાકૃતમાં 'ત્વાન' અને 'ત્વાય' અને 'ય' સ્વતંત્રતાથી આગળ વધતા ગયા–વપરાતા ગયા. (આગળ જુઓ). (૭) ક્રિયાર્થી ક્રિયા ( Infinitive of purpose )નાં કેટલાંક રૂપો-

માંથી ( જે ધાતુજ શબ્દોનાં બીજી, છઠ્ઠી યા ચોથીનાં રૂપ છે તે ) સંસ્કૃતને ભાગે ' તુમ્ ' એકલુંજ આવ્યું જ્યારે પ્રાકૃતમાં બીજાં ઘણાં રૂપ આવ્યાં (૮) કૃ ધાતુનો અનુપ્રયોગ સંસ્કૃતમાં કેવલ કંઈ લાંબા ધાતુઓના પરોક્ષ ભૂતમાં રહ્યો, છંદસ્‌ની ભાષામાં બીજી જગ્યાએ પણ હતો, કિંતુ અનુપ્રયોગનો સિદ્ધાંત અપભ્રંશ અને હીંદી ગૂજરાતી આદિ ભાષા સુધી પહોંચ્યો. આ વિષય વિશેષ વધારી ઉદાહરણો સાથ લખી બતાવવાની જરૂર છે. અત્યારે ટુંકમાં તેનો ઉલ્લેખ કર્યો છે.

૪ અકૃત્રિમ-સ્વાભાવિક ભાષાપ્રવાહમાં (૧) છંદસ્‌ની ભાષા (૨) જૈન સૂત્રોની માગધી (૩) બૌદ્ધ ગ્રંથોની પાલી (૪) અશોકની ધર્મલિપિયોની ભાષા (૫) લલિતવિસ્તરની ગાથા યા ગડબડી સંસ્કૃત, અને (૬) ખરોષ્ટી અને પ્રાકૃત શિલાલેખો તથા સિક્કાઓની અનિર્દિષ્ટ પ્રાકૃત-આજ પૂરાણા નમુના છે.

૫ **જૈન સૂત્રોની ભાષા**—માગધી યા અર્ધમાગધી કહેવાય છે, તેને આર્ષ પ્રાકૃત પણ કહેવામાં આવે છે. પછીયી પ્રાકૃત વૈયાકરણીઓએ માગધી, અર્ધમાગધી, પૈશાચી, શૌરસેની, મહારાષ્ટ્રી આદિ દેશ ભેદ અનુસાર પ્રાકૃત ભાષાના ભેદ કર્યા. કિંતુ માગધીવાલા કહે છે કે મગધીજ મૂલ ભાષા છે કે જેને પ્રથમ કલ્પના મનુષ્ય, દેવ અને બ્રાહ્મણ બોલતા હતા.

૬ હેમચંદ્રાચાર્યે ' જિણિન્દાણ વાણી '–જિનેંદ્રોની વાણીને દેશીનામમાલાના આરંભમાં ' અસેસ ભાસ પરિણામિણી ' એ વિશેષણ આપી વંદના કરતાં એવું અવતરણ આપ્યું છે કેઃ—

**देवा दैवीं नरा नारीं शबराश्चापि शाबरीम् ।**
**तिर्यंचोऽपि हि तैरश्चीं मेनिरे भगवद् गिरम् ॥**

૭ બૌદ્ધ ભાષાએ સંસ્કૃતનો અધિક આશ્રય લીધેલ છે, સિક્કાઓ તથા લેખોની ભાષા પણ તેવી છે. શુદ્ધ પ્રાકૃતના નમૂના જૈન સૂત્રોમાં મળે છે. અહીં બે વાત બીજી ધ્યાનમાં રાખવાની છે. (૧) એકતો

જે કોઇએ પ્રાકૃતનું વ્યાકરણ બનાવ્યું, તેણે પ્રાકૃતને ભાષા સમજીને વ્યાકરણ નથી લખ્યું. સામાન્ય વાતો જેવી કે પ્રાકૃતમાં દ્વિવચન અને ચોથી વિભક્તિ નથી, એ વાત એક બાજુપર રાખીએ તો બધાં પ્રાકૃત વ્યાકરણો કેવલ સંસ્કૃત શબ્દોના ઉચ્ચારણમાં શું શું ફેરફાર થાય છે તેની પરિસંખ્યા-સૂચિ માત્ર રૂપે છે. (૨) બીજી વાત એ છે સંસ્કૃત નાટકોની પ્રાકૃતને શુદ્ધ પ્રાકૃતના નમૂના ગણવા ઉચિત નથી-તે તે પંડિતાઈ ભરેલી યા નકલી યા બનાવેલી પ્રાકૃત છે, કે જે સંસ્કૃતમાં મુસદ્દો બનાવી પ્રાકૃત વ્યાકરણના નિયમો પ્રમાણે ત ની જગ્યાએ ય, અને ક્ષ ની જગ્યાએ ખ એમ મૂકીને સંચામાં વસ્તુ બને તેમ બનાવવામાં આવી છે. એટલે કે સંસ્કૃતનું રૂપાંતર કરી મૂકેલી છે, પ્રાકૃત ભાષા નથી. અલબત, ભાસનાં નાટકોની પ્રાકૃત શુદ્ધ માગધી છે. જૂના કાળની પ્રાકૃતની રચના, દેશભેદ નિયત થઈ જવાથી કાંતો માગધીમાં પરિણમી યા કાંતો મહારાષ્ટ્રી પ્રાકૃતમા. શૌરસેની પૈશાચી આદિ કેવલ ભાષામાં વિરલ દેશભેદ માત્ર રૂપે રહી ગઇ-એવું તે ભાષાપર પ્રાકૃત વ્યાકરણોમાં કેટલું થોડું ધ્યાન દેવામાં આવ્યું છે તે પરથી સિદ્ધ થાય છે. માગધી અર્ધમાગધી તો આર્ષ પ્રાકૃત બની જૈન સૂત્રોમાંજ બંધ થઇ ગઈ, તે પણ એક જાતની છંદસ્‌ની ભાષા બની ગઇ.

૮ પ્રાકૃત વ્યાકરણોએ મહારાષ્ટ્રીનું પૂરી રીતે વિવેચન કરીને તેને આધારરૂપે માની, શૌરસેની આદિના અંતરને તેમણે અપવાદો રૂપે જણાવેલ છે. આનો અર્થ એ કે દેશભેદથી કેટલીક પ્રાકૃત થવા છતાં પણ પ્રાકૃત સાહિત્યની પ્રાકૃત-એક જ હતી. જે પદ પહેલાં માગધીનું હતું તે મહારાષ્ટ્રીને મળ્યું. આ પરમપ્રાકૃત અને સૂક્તિરત્નોનો સાગર કહેવાઈ. રાજાઓએ તેની કદર કરી. હાલે ( **સાતવાહને** ) તેના કવિઓની ચુંટેલી રચનાઓ એકત્ર કરી સતસઇ (ગાથા સપ્તશતી) બનાવી, પ્રવરસેને સેતુબંધ કરી પોતાની કીર્ત્તિ તે દ્વારા સાગરની પેલેપાર પહોંચાડી, વાક્પતિએ તે ભાષામાં ગૌડવધ બનાવ્યો,-પરંતુ આ સર્વ પંડિતી પ્રાકૃત થઈ, વ્યવહારની નહિ. જૈનોએ તેને ધર્મભાષા માની તેનું સ્વતંત્ર અનુશીલન કર્યું.

અને માગધીની પેઠે મહારાષ્ટ્રી પણ જૈન રચનાઓમાંજ શુદ્ધ મળે છે, અને છંદો થવાથી જેમ સંસ્કૃતનો 'શ્લોક' તે અનુષ્ટુભ્ છંદોનો રાજા છે, તેમ પ્રાકૃતની રાણી 'ગાથા' છે. લાંબા છંદ પ્રાકૃતમાં આવ્યા તો તેનાપર સંસ્કૃતની છાયા સ્પષ્ટ જોવામાં આવે. પ્રાકૃત કવિતાનું આસન ઉંચું થયું.

## પ્રાકૃત કવિતાનું ઉંચું આસન.

૯ એવું કહેવામાં આવ્યું છે કે દેશી શબ્દોથી ભરેલી પ્રાકૃત કવિતાની સામે સંસ્કૃતને કોણ સાંભળે છે? જુઓ—

લલિએ મહુરક્ખરએ જુવઇયણવલ્લહે સસિંગારે ।
સન્તે પાઇયકવ્વે કો સક્કઇ સક્કયં પઢિઉં ॥

—વજ્જાલગ્ગ ૨૯

—લલિત, મધુરાક્ષર, યુવતિજનવલ્લભ, સશૃંગાર–પ્રાકૃત કવિતા હોવા છતાં સંસ્કૃત કોણ પઢી શકે છે?

રાજશેખર કે જેની પ્રાકૃત તેની સંસ્કૃતની સમાનજ સ્વતંત્ર અને ઉદ્‌ભટ છે, તેણે પ્રાકૃતને મીઠી અને સંસ્કૃતને કઠોર કહી દીધીઃ–જુઓ.

પરુસા સક્કઅબન્ધા, પાઉઅબન્ધો વિ હોઇ સુઉમારો ।
પુરુસ મહિલાણં જેન્તિ અ મિહન્તરં તેત્તિય મિમાણં ॥

—કર્પૂરમંજરી

—સંસ્કૃતની રચના પરુષ અને પ્રાકૃતની રચના સુકુમાર હોય છે. જેટલું પુરૂષ અને સ્ત્રીઓમાં અંતર હોય છે તેટલું આ બેમાં છે.

૧૦ પ્રાકૃત ભાષાનું મહત્ત્વ જૈન મહર્ષિઓએ ઉંચું આંક્યું છે, કારણકે જૈન ધર્મ ગ્રંથોનો મોટો ભાગ પ્રાકૃત ભાષામાં યોજાયેલો અસ્તિત્વ ધરાવે છે. પરમપૂજ્ય સિદ્ધર્ષિગણિનાં વચનો પણ આ વાતને પુષ્ટ કરે છે. ઉપમિતિભવપ્રપંચા કથાના પ્રથમ પ્રસ્તાવમાં તેઓશ્રી કથે છે કેઃ–

**संस्कृता प्राकृता चेति भाषे प्राधान्यमर्हतः**
**तत्रापि संस्कृता तावद् दुर्विदग्ध हृदि स्थिता ॥५१॥**

**बालानामपि सद्बोधकारिणी कर्णपेशला।**
**तथापि प्राकृता भाषा न तेषामपि भासते ॥५२॥**

અર્થાત્—સંસ્કૃત અને પ્રાકૃત બંને ભાષાઓ પ્રધાનપણાને યોગ્ય છે, તેમાં પણ (કેવળ) સંસ્કૃત ભાષા દુર્વિદગ્ધ પુરૂષોના ચિત્તમાં સ્થિત હોય છે અને પ્રાકૃત ભાષા (તો) બાલકોને પણ સદ્બોધકારિણી અને કર્ણપેશલા હોય છે. તથાપિ તે (પ્રાકૃતભાષા) દુર્વિદગ્ધ પુરૂષોને રોચતી નથી.

૧૧ આ છતાં પણ પોતે તે ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો તેનું કારણ સિદ્ધર્ષિજીએ એમ બતાવ્યું છે કે '**उपाये सति कर्त्तव्यं सर्वेषां चित्तरंजनम्**'–અગર ઉપાય હોય તો દરેકનું ચિત્તરંજન કરવું જોઇએ તેથી તેમણે સંસ્કૃતમાં તે ગ્રંથ લિપિબદ્ધ કર્યો. '**अजित शांति स्तवन**' એ પ્રાકૃત સ્તવન એટલું બધું સુંદર અને જુદાજુદા પ્રાકૃત વૃત્તોથી ભરેલું છે કે તે જો મધુર સ્વરે, છંદોના બરાબર ઉચ્ચારણ અને રાગ સાથે ગાનાર આખી સભાને ચિત્રવત્ સ્થિર કરી નાંખે તેમ છે.

૧૨ 'શંભુરહસ્ય' નામના જૈનેતર ગ્રંથમાં પ્રાકૃત ભાષાની મહત્તા દાખવતા કેટલાક શ્લોકો છે તે અત્ર આપવા યોગ્ય થઈ પડશે (જુઓ ૧૯૧૬ ના સપ્ટેંબરનું 'ઇંડિયન એંટિકવરી' પૃ. ૧૪૫)

**" वचः प्रियं भगवतः प्राकृतं संस्कृतादपि।**
**प्रौढोक्तेरपि हृद्यं हि शिशूनां कलभाषितम् ॥१२॥**
**को विनिन्देदिमां भाषां भारतीमुग्धभाषितम्।**
**यस्याः प्रचेतसः पुत्रो व्याकर्ता भगवानृषिः ॥१३॥**
**गार्ग्यगालवशाकल्यपाणिन्याद्या यथर्षयः।**
**शब्दराशेः संस्कृतस्य व्याकर्तारो महत्तमाः ॥१४॥**
**तथैव प्राकृतादीनां षड्भाषाणां महामुनिः।**
**आदिकाव्यकृदाचार्यो व्याकर्ता लोकविश्रुतः ॥१५॥**

यथैव रामचरितं संस्कृतं तेन निर्मितम् ।
तथैव प्राकृतेनापि निर्मितं हि सतां मुदे ॥१६॥
यावत् संस्कृतभाषायाः प्राशस्त्यं भुवि विद्यते ।
तावत् प्राकृतभाषाया अपि प्राशस्त्यमिष्यते ॥१७॥
पाणिन्याद्यैः शिक्षितत्वात् संस्कृती स्याद्यथोत्तमा ।
प्राचेतसव्याकृतत्वात् प्राकृत्यपि तथोत्तमा ॥१८॥
तस्मात् संस्कृततुल्यैव प्राकृती चापि भारती ।
मान्यते शास्त्रतत्त्वज्ञैः किमतत्त्वज्ञभाषितैः " ॥१९॥

અર્થાત્—પૂજનીય સંસ્કૃત ભાષાથી પણ પ્રાકૃત વચન પ્રિય હોય છે, કેમકે પ્રૌઢ બોલનાર કરતાં પણ બાલભાષિત મનોહર લાગે છે. ૧૨

સરસ્વતીના મુગ્ધ ભાષણરૂપ આ ભાષાની ( પ્રાકૃતની ) કોણ નિંદા કરે ? કે જેનું વ્યાકરણ કરનાર **પ્રચેતાનો** પુત્ર ( **વાલ્મિક** ) ઋષિ છે. ૧૩

જેમ ગાર્ગ્ય, ગાલવ, **શાકલ્ય** અને **પાણિન્યાદિ** ઋષિઓ સંસ્કૃત વ્યાકરણના કર્તા થયા, તેવી રીતે પ્રાકૃતાદિ ૭ ભાષાઓના વ્યાકરણનાં કર્તા પણ આદિકવિ સુપ્રસિદ્ધ આચાર્ય ( **વાલ્મિક ઋષિ** ) થયા છે. ૧૪–૧૫.

જેવી રીતે સંસ્કૃતમાં તેમણે '**રામચરિત્ર**' બનાવ્યું છે, તેવી રીતે પ્રાકૃતમાં પણ બનાવ્યું છે. ૧૬

યાવત્ સંસ્કૃત ભાષાનું જેટલું પ્રશસ્તપણું જગત્માં વિદ્યમાન છે, તેટલુંજ પ્રાકૃત ભાષાનું પણ છે. ૧૭

પાણિન્યાદિ શિક્ષિત હોવાથી જેમ સંસ્કૃત ભાષા ઉત્તમ ગણાય છે, તેમ વાલ્મિકે વ્યાકરણ બનાવેલ હોવાથી પણ પ્રાકૃત ઉત્તમ છે. ૧૮

અત એવ—સંસ્કૃતની બરાબર જ પ્રાકૃત ભાષા છે, એમ

શાસ્ત્રના તત્ત્વજ્ઞ પુરૂષો માને છે; તો પછી અતત્ત્વજ્ઞ પુરૂષોના બોલવા વડે કરીને શું? ૨૦

૧૩ ઉપરના શ્લોકોના અર્થ ઉપરથી એમ ચોક્કસ જોઈ શકાય છે કે—પ્રાકૃત ભાષા સંસ્કૃત કરતાં કોઈ પણ દરજ્જે હલકી—કમ મહત્ત્વવાળી નથી, એમ જૈનોજ નહિ, પરન્તુ હિન્દુ ધર્માનુયાયી વિદ્વાનો અને ઋષિઓ પણ સ્વીકાર કરી ગયા છે.

## શૌરસેની અને પૈશાચી ( ભૂતભાષા )

૧૪ આ પ્રાકૃતના ભેદોમાંથી આપણે શૌરસેની અને પૈશાચીનો દેશ-નિર્ણય કરીશું. જો કે આ બન્ને ભાષાઓ માગધી અને મહારાષ્ટ્રીથી દબાઇ ગયેલી હતી અને તેનું વિવેચન વ્યાકરણોમાં ગૌણ યાતો અપવાદ રૂપેજ કરવામાં આવ્યું છે, તથાપિ હાલની હિંદી આદિ ભાષાઓ સાથે તેને ઘણો સંબંધ છે. તેમાં કોઇ મોટો સ્વતંત્ર ગ્રંથ નથી મળતો, પરંતુ તેનું ક્ષેત્ર એ છે કે જે વ્રજભાષા, ખડી બોલી અને રેખતાની પ્રકૃત ભૂમિ છે. પૈશાચીનું બીજું નામ ભૂતભાષા છે. આ ગુણાઢ્યની અદ્ભુતાર્થા એવી બૃહત્કથાથી અમર થઇ ગઈ છે. આ 'બડ્ડકથા' હમણાં નથી મળતી. બે કાશ્મીરી પંડિતો ( નામે ક્ષેમેંદ્ર અને સોમદેવે ) કરેલા તેના સંસ્કૃત અનુવાદ ( નામે બૃહત્કથામંજરી અને કથાસરિત્સાગર ) મળી આવે છે. કાશ્મીરનો ઉત્તર તરફનો પ્રાંત પિશાચ ( પિશ્—કાચું માંસ અને અશ્—ખાવું ) યા પિશાશ દેશ કહેવાતો હતો અને કાશ્મીરમાંજ બૃહત્કથાનો અનુવાદ મળવાથી પૈશાચી ત્યાંની ભાષા માનવામાં આવતી હતી. કિંતુ વાસ્તવમાં પૈશાચી યા ભૂતભાષાનું સ્થાન રાજપૂતાના અથવા મધ્યભારત છે. માર્કેન્ડેયે પોતાના પ્રાકૃત વ્યાકરણમાં બૃહત્કથાને કેકયપૈશાચિમાં ગણેલી છે. કેકય તો કાશ્મીરનો પશ્ચિમોત્તર પ્રાંત છે. સંભવ છે કે મધ્યભારતની ભૂતભાષાની મૂલ બૃહત્કથાનું કંઇ રૂપાંતર ત્યાં થયું હોય કે જેના આધાર પરથી કાશ્મીરીઓના સંસ્કૃત અનુવાદો થયા હોય. ( લાકોટે—ગ્રિયેના ઓરિએન્ટલ સોસાયટીનું જર્નલ પુસ્તક ૬૪ પૃ. ૯૫ આદિ)

૧૫ રાજશેખર કેજે વિક્રમ સંવત્‌ની દશમી શતાબ્દીના મધ્યભાગમાં હતો તેણે પોતાની કાવ્યમીમાંસામાં એક જૂનો શ્લોક ઉદ્ધૃત કર્યો છે કે જેમાં તે સમયની ભાષા નિવેશની ચર્ચા છેઃ—

"ગૌડ (બંગાલ) આદિ સંસ્કૃતમાં સ્થિત છે, લાટદેશીઓની રૂચિ પ્રાકૃતમાં પરિચિત છે, મરૂભૂમિ, ટક્ક (ટાંક, દક્ષિણ પશ્ચિમી પંજાબ) અને ભાદાનક (બીજોલ્યાના શિલાલેખમાં પણ ભાદાનકનો ઉલ્લેખ છે, તો તે પ્રાંત રાજપૂતાનામાંજ હોવો જોઇએ) ના વાસીઓ અપભ્રંશનો પ્રયોગ કરે છે, અવંતી (ઉજ્જૈન), પારિયાત્ર (બેતવા અને ચંચલનો ભાગ), અને દશપુર (મંદસોર)ના નિવાસી ભૂતભાષાની સેવા કરે છે. જે કવિ મધ્યદેશમાં (કન્નૌજ, અંતર્વેદ, પંચાલ આદિ) રહે છે તે સર્વ ભાષાઓમાં સ્થિત છે." રાજશેખરને ભૂગોલ વિદ્યાપર ઘણો શોખ હતો. કાવ્યમીમાંસાના એક આખા અધ્યાયમાં ભૂગોલનું વર્ણન આપી કહે છે કે વિસ્તારથી જોવા માટે મારો બનાવેલો ભુવનકોશ જોવો. પોતાના આશ્રયદાતાની રાજધાની મહોદય (કન્નૌજ) ઉપર પોતાને ઘણો પ્રેમ હતો. કન્નોજ અને પંચાલની તેણે ઠેકાણે ઠેકાણે અતિ પ્રશંસા કરી છે. મહોદય (કન્નૌજ)ને પોતે ભૂગોળનું કેન્દ્ર ગણ્યું છે અને દૂરતાનું માપ મહોદયથીજ કરવું જોઈએ— જૂના આચાર્યો અનુસાર અંતર્વેદીથી નહિ— એમ જણાવી (કાવ્યમીમાંસા પૃ. ૯૪) દીધું છે. આ મહોદયની કેન્દ્રતાને ધ્યાનમાં રાખી તેણે બતાવેલા રાજાના કવિસમાજનો નિવેશ ઘણો ચમત્કાર બતાવે છે. તે કહે છે કે રાજા કવિસમાજની મધ્યમાં બેસે, ઉત્તરે સંસ્કૃતના કવિ (કાશ્મીર, પાંચાલ), પૂર્વે પ્રાકૃત (માગધીની ભૂમિ મગધ), પશ્ચિમે અપભ્રંશ (દક્ષિણી પંજાબ અને મરૂદેશ) અને દક્ષિણે ભૂતભાષા (ઉજ્જૈન, માલવા આદિ)ના કવિ બેસે. (કાવ્યમીમાંસા પૃ. ૫૪–૫૫). આ પ્રમાણે રાજાનો કવિસમાજ ભૌગોલિક ભાષા–નિવેશનું માનચિત્ર થયું. આ બાજુ કુરૂક્ષેત્રથી પ્રયાગ સુધીનો અંતર્વેદ, પાંચાલ અને શુરસેન. અને તે બાજુ મરૂ, અવંતી, પારિયાત્ર અને દશપુર— આ શૌરસેની અને ભૂતભાષાનાં સ્થાન હતાં.

# અપભ્રંશ

૧૬ બાંધેલા બંધથી બચેલા પાણીની ધારાઓ, મળીને હવે નદીનું રૂપ ધારણ કરી રહી હતી. તેમાં દેશીની ધારાઓ પણ આવીને મળતી ગઇ. દેશી ભાષા એ બીજું કઈ નથી, પણ બંધથી બચેલું પાણી છે અથવા જે પાણી નદી માર્ગપર ચાલી આવ્યું ને બંધાયું નહિ તે. તે પાણી પણ કોઇ કોઈ વખત ગાળીને નહેરમાંથી લેવામાં આવતું હતું. બંધનું પાણી પણ ધસડાતું ધસડાતું અહીં આવી મળી જતું હતું. પાણી વધવાથી નદીની ગતિ વેગથી નિમ્નાભિમુખી ( નીચે નીચે જતી ) ગઇ, તેનો 'અપભ્રંશ' (નીચેથી વિખરાવું) થવા લાગ્યો. હવે કિનારા અથવા નિશ્ચિત ઉંડાઇ રહી નહિ.

૧૭ રાજશેખરે સંસ્કૃત વાણીને સુણવા યોગ્ય, પ્રાકૃતને સ્વભાવમધુર, અપભ્રંશને સુભવ્ય અને ભૂતભાષાને સરસ કહેલ છે. ( બાલરામાયણમાં જુઓ ) આ વિશેષણો અન્વર્થક–પ્રયોજન સહિત છે, તેથી તેની સાભિપ્રાયતા વિચારવા યોગ્ય છે. તે વળી એવું પણ કહે છે કે કોઇ વાત એક ભાષામાં કહેવાથી સારી લાગે છે, કોઇ બીજીમાં, કોઇ બે ત્રણ ભાષામાં. (કાવ્યમીમાંસા પૃ. ૪૮). તેણે કાવ્યપુરૂષનું શરીર શબ્દ અને અર્થનું બનાવ્યું છે તેમાં સંસ્કૃતને મુખ, પ્રાકૃતને બાહુ–હાથ, અપભ્રંશને જંઘાસ્થલ–સાથળ, પૈશાચને પગ અને મિશ્રને ઉર કહેલ છે.

૧૮ વિક્રમની **સાતમી શતાબ્દીથી અગિયારમી સુધી** અપભ્રંશની પ્રધાનતા રહી અને પછી તે પુરાની હિન્દી–ગૂજરાતીમાં પરિણત થઈ ગઈ. તેમાં દેશીની પ્રધાનતા છે. વિભક્તિઓ ઘસાઇ ગઇ છે, ખરી ગઇ છે. એકજ વિભક્તિ હં યા આહં કંઇક કામે આવી છે, એક કારકની વિભક્તિથી બીજીનું પણ કામ ચાલવા લાગ્યું છે. વૈદિક ભાષાની અવિભક્તિક નિર્દેશની વાત પણ આમાં ભળી. વિભક્તિઓના ખરી જવાથી કેટલાક અવ્યય યા પદ, લુપ્ત–વિભક્તિક પદની આગળ રાખતા જવામાં આવ્યા, કે જે અવ્યય યા પદ વિભક્તિઓ નથી. ક્રિયાપદોનું માર્જન

થયું. હા એટલું ખરૂં કે તેણે કેવલ પ્રાકૃતના જ તદ્ભવ અને તત્સમ પદ લીધાં નથી, પરંતુ ધનવતી અપુત્રા માસી ( સંસ્કૃત )માંથી પણ કેટલાય તત્સમ પદ લીધાં છે.

[ તદ્ભવ પ્રયોગોના અધિક ઘસાવાથી ભાષામાં એવી અવસ્થા આવે છે કે જ્યારે શુદ્ધ તત્સમોનો પ્રયોગ કરવાની ટેવ પડી જાય છે. હિંદી કે ગૂજરાતીમાં હવે કોઈ જસ કે ગુનવંત નથી લખતું, પણ યશ અને ગુણવાન્ લખે છે. બોલવામાં પણ ગમે તે રીતે જેમકે મોહ-નદાસ્ બોલવામાં આવશે; પણ લખવામાં આવશે મોહનદાસ. ]

૧૯ સાહિત્યની પ્રાકૃત, સાહિત્યની ભાષાજ થતી ચાલી હતી. તેમાં ગતને બદલે ગય, અને ગજને બદલે પણ ગય; કાચ, કાક, કાય (શરીર), અને કાર્ય એ બધાને બદલે કાય વપરાતું હતું. આમાં ભાષાનું જે પ્રધાન લક્ષણ સાંભળવાથી અર્થબોધ છે, તેનો વ્યાઘાત થતો હતો. અપભ્રંશમાં બન્ને પ્રકારના શબ્દો મળે છે. જોકે શૌરસેની, પૈશાચી, માગધી આદિ ભેદો થયા છતાં પણ પ્રાકૃત એકજ હતી, તેવી રીતે શૌરસેની, અપભ્રંશ, પૈશાચી–અપભ્રંશ, મહારાષ્ટ્રી અપભ્રંશ આદિ થઇને એકજ અપભ્રંશ પ્રબલ થઇ. હેમચંદ્રે જે અપભ્રંશનું વર્ણન કર્યું છે તે શૌર-સેનીના આધારપર છે. માર્કન્ડેયે એક ' નાગર ' અપભ્રંશની ચર્ચા કરી છે કે જેનો અર્થ નગરવાસી, ચતુર, શિક્ષિત (ગામડીયાથી વિપરીત) લોકોની ભાષા યા ગૂજરાતના નાગર બ્રાહ્મણો, યા નગર (વડનગર, વૃદ્ધનગર)ના પ્રાંતની ભાષા થઇ શકે છે. ગૂજરાતની અપભ્રંશ–પ્રધાન-તાની ચર્ચા આગળ આવશે, પરંતુ તેના તે નગરનું વડનગર યા નગર નામ પ્રાચીન નથી, તેથી ' નગરની ભાષા ' એ અર્થ લેતાં માર્કંડેયના વ્યાકરણની પ્રાચીનતામાં શંકા થાય છે.

૨૦ રાજશેખરે કાવ્યમીમાંસામાં કેટલાક શ્લોકો એવા આપ્યા છે કે જેમાં બતાવેલ છે કે કયા દેશનો મનુષ્યકેવી રીતે સંસ્કૃત અને પ્રાકૃત બોલી શકે છે. અહીં આ પાઠશૈલીના વર્ણનની ચર્ચા કરવી ઘટે છે. આ વર્ણન રોચક પણ છે અને કેટલાક અંશે તે હજુસુધી સત્ય પણ

છે. ઉચ્ચારણની રીત એ પણ એક વિચારણીય વસ્તુ છે. તે કવિ કહે છે કે કાશીથી પૂર્વ તરફ જે મગધ આદિ દેશોના નિવાસ છે તે સંસ્કૃત ઠીક બોલે છે, પરતુ પ્રાકૃત ભાષામાં કુંઠિત છે, બંગાળીઓની હાંસી કરતાં તેણે એક જૂનો શ્લોક ઉદ્ધૃત કર્યો છે કે જેમાં સરસ્વતી બ્રહ્માને પ્રાર્થના કરે છે કે આપને એવી વિજ્ઞાપના કરૂં છું કે મને મારો અધિકાર છોડવાની ઇચ્છા થઈ છે–કાંતો ગૌડલોક ગાથા બોલવાનું છોડી દે અને નહીં તો કોઇ બીજીજ સરસ્વતી બનાવી લ્યો. ( **ब्रह्मन् विज्ञापयामि त्वां स्वाधिकारजिहासया, गौडस्त्यजतु वा गाथा मन्या वास्तु सरस्वती** )

૨૧ ગૌડ દેશમાં બ્રાહ્મણો ન અતિસ્પષ્ટ, ન અશ્લિષ્ટ, ન રૂક્ષ, ન અતિ કોમલ, ન મંદ અને ન અતિતાર–એવા સ્વરથી બોલે છે. ગમે તે રસ, રીતિ કે ગુણ હોય, પણ કર્ણાટ લોકો ઘમંડથી અંતમાં ટંકારા દેતાં બોલે છે. ગદ્ય, પદ્ય કે મિશ્ર કોઇપણ જાતનું કાવ્ય હોય, પણ દ્રવિડ કવિ ગાઇનેજ બોલશે. સંસ્કૃતના દ્વેષી લાટ પ્રાકૃતને લલિત મુદ્રાથી સુંદર બોલે છે. સુરાષ્ટ્ર ( સોરઠ–ગુજરાત–કાઠિયાવાડ ), ત્રવણ ( પશ્ચિમી રાજપૂતાના. જોધપુરના રાજા બાઉકના વિ. સં ૮૯૪ ના શિલાલેખમાં પોતાના ચોથા પૂર્વપુરૂષ શિલુકે ત્રવણી અને વલ્લદેશ સુધી પોતાના રાજ્યની સીમા બાંધી હતી એમ જણાવ્યું છે. આમાં વલ્લ દેશ તે ભાટીઓનું જેસલમીર છે, અને ત્રવણી તેની દક્ષિણનો દેશ હોવો જોઇએ ) આદિ, સંસ્કૃતમાં અપભ્રંશના અંશ ભેળવી એકજ રીતે બોલે છે. શારદાના પ્રસાદથી કાશ્મીરીઓ સુકવિ થાય છે પરંતુ તેનો પાઠક્રમ જોશો તો જાણે ગળાની પિચકારી છે. ઉત્તરાપથના કવિઓ બહુ સંસ્કારી છતાં પણ નાકમાંથી બોલે છે. પાંચાલ દેશવાળાના પાઠ તો કાનોમાં મધ વરસાવે છે તેનું તો બોલવું જ શું ? ( **मार्गानुगेन निनदेन निधिर्गुणानां, संपूर्णवर्णरचनो यतिभिर्विभक्तः, पांचालमंडलभुवाः सुमनः कवीनां, श्रोत्रे मधु क्षरति किंचन काव्यपाठः ॥** )

૨૨ જૂની અપભ્રંશ સંસ્કૃત અને પ્રાકૃત સાથે મળતી છે, અને પાછળની અપભ્રંશ તે જૂની હિંદી–જૂની ગુજરાતીને મળતી છે. ઉપર બતાવી ગયા છીએ તે પ્રમાણે શૌરસેની અને ભૂતભાષાની ભૂમિ જ અપભ્રંશની ભૂમિ થઈ અને તેજ જૂની હિંદી–જૂની ગૂજરાતીની ભૂમિ છે. અંતર્વેદ, વ્રજ, દક્ષિણી પંજાબ, ટક્ક, ભાદાનક, મરૂ, ત્રવણ, રાજપૂતાના, અવંતી, પરિયાત્ર, દશપુર અને સુરાષ્ટ્ર–અહીંની જે ભાષા તે એકજ મુખ્ય અપભ્રંશ હતી–જેવી રીતે પહેલાં દેશભેદ થતાં પણ એકજ પ્રાકૃત હતી. હમણાં અપભ્રંશના સાહિત્યનાં અધિક ઉદાહરણ મળ્યાં નથી, તેમ તે ભાષાના વ્યાકરણ આદિપર હજુ પૂરૂં ધ્યાન આપવામાં આવ્યું નથી.

૨૩ અપભ્રંશ ક્યાં સમાપ્ત થાય છે અને જૂની હિંદી–જૂની ગૂજરાતીનો કયાંથી આરંભ થાય છે તેનો નિર્ણય કરવો કઠણ છે પરંતુ તે રોચક અને અતિ મહત્ત્વનો છે. આ બે ભાષાઓના સમય અને દેશના સંબંધે કંઇ સ્પષ્ટ લીટી દોરી શકાતી નથી. કેટલાંક ઉદાહરણ એવાં છે કે જેને અપભ્રંશ પણ કહી શકાય અને જૂની હિંદી–જૂની ગૂજરાતી પણ કહી શકાય. સંસ્કૃત ગ્રંથોમાં તે લખાઈ તે કારણે અપભ્રંશ અને જૂની હિંદી–જૂની ગૂજરાતીની લેખશૈલીની રક્ષા થઈ–નહિતો મુખસુખાર્થે લેખનશૈલીમાં બદલતી બદલતી એવી થઈ જાત કે તેને પ્રાચીન સમજવી અશકય થાત. તે પ્રાચીનશૈલીને હિંદી કે ગૂજરાતી ઉચ્ચારણાનુસરિણી શૈલીપર લખવામાં આવે (કે જે રીતે તે અવશ્ય બોલાતી હોય) તો અપભ્રંશ કવિતા કેવલ જૂની હિંદી કે જૂની ગુજરાતી થઈ જાય છે અને દુર્બોધ રહેતી નથી. આ પરથી એમ કહી શકાય નહિ કે જૂની હિંદી કે જૂની ગૂજરાતીનો કાલ ઘણો પાછળ હઠાડી શકાય. ઉપમાવાચક 'જિમિ' યા 'જિમ'–જિમ, જ્યમ, તેને આવી જૂની કવિતામાં 'જિમ્વૈં' લખેલો મળી આવે છે. તેના ઉચ્ચારણમાં પ્રથમ સ્વર સંયુક્તાક્ષરની આગળ હોવાથી ગુરૂ થઈ શકતો નથી (જિમ્મવ), કારણ કે જે છંદમાં તે આવ્યો છે તેનો ભંગ થાય

છે. આથી તેને ભલે 'જિબ્ભેં' લખ્યો હોય, પણ તેનો ઉચ્ચાર 'જિંવ' થતો કે જે 'જિમ'જ છે. સંસ્કૃત 'ઉત્પદ્યતે'નું પ્રાકૃતરૂપ 'ઉપ્પજ્જઈ' છે કે જે ઘસાતાં 'ઉપ્પજઇ'ના રૂપમાં પરિણમે છે. હવે આ 'ઉપ્પજઈ'ને અપભ્રંશ માનવો કે જૂની હિંદી-જૂની ગૂજરાતી માનવો? 'જઇ'ને તેના ઉચ્ચાર અનુસાર લખવાથી 'ઉપજૈ' થાય છે (સંયુક્ત પ કારને કારણે ઉની માત્રાની ગુરૂતા માનતાં ઊપજૈ ખરી રીતે થાય) કે જેને હમણાં હીંદી તરીકે પીછાનીએ છીએ અને ગૂજરાતીમાં 'ઉપજે' એ રૂપ સ્વીકારીએ છીએ; અને આ રૂપ 'ઉપ-જ્જઈ, ઉપજઇ, ઉપજૈ' ઊપજૈ, એમ કેટલી શતાબ્દીઓ સુધી ચાલુ રહ્યું છે.

૨૪ આ પુસ્તકોના લખનારા સંસ્કૃતના પંડિતો યા જૈન સાધુ હતા. સંસ્કૃત શબ્દોને તો તેમણે શુદ્ધિથી લખ્યા, તેમ પ્રાકૃતને પણ લખ્યા, પરંતુ આ કવિતાઓની લેખશૈલીપર ધ્યાન આપ્યું નહિ. કોઇ વખત જૂનું રૂપ રાખવા દીધું, તો કોઇ વખત વ્યવહારમાં પરિચિત થયેલું નવું રૂપ મૂકી દીધું. આ આગળના પાઠાંતરોથી જાણવામાં આવશે.

૨૫ આવી કવિતાને માટે જૂની હિંદી-જૂની ગૂજરાતી એ શબ્દ જાણીબુજીને વાપર્યો છે. જૂની ગૂજરાતી, જૂની રાજસ્થાની, જૂની પશ્ચિમી રાજસ્થાની આદિ નામ કૃત્રિમ છે અને વર્ત્તમાન ભેદને પાછળ વધારે ધકેલી બનાવવામાં આવ્યાં છે. ભેદબુદ્ધિ દૃઢ કરવા સિવાય આનું ફલ પણ નથી. કવિતાની ભાષા પ્રાયઃ સર્વ જગ્યાએ એકજ જેવી હતી. જેવી રીતે નાનકથી લઈને દક્ષિણના હરિદાસો સુધીની ભાષા 'વ્રજભાષા' કહેવાતી હતી, તેવીજ રીતે અપભ્રંશને જૂની હિન્દી-જૂની ગૂજરાતી કહેવી અનુચિત નથી, ભલે પછી કવિના દેશ-કાલ અનુસાર તેમાં કોઇ રચના પ્રાદેશિક હો.

૨૬ પછીના સમયમાં હિંદી કવિ સંત લોકવિનોદને માટે એક અર્ધું-પદ ગૂજરાતી યા પંજાબીમાં લખી પોતાની વાણિઓ ભાખામાં લખતા હતા-જેવી રીતે કંઇક શૌરસેની, પૈશાચીની છાંટ દઈ કવિતા મહારાષ્ટ્રી

પ્રાકૃતમાં જ થતી હતી. મીરાંબાઈનાં પદ જૂની હીંદી કે ગૂજરાતી કે મારવાડી કહેવાય ? કવિની પ્રાદેશિકતા આવ્યા છતાં સાધારણ ભાષા 'ભાખા' કહેવાતી હતી. જેવી રીતે અપભ્રંશમાં ક્યાંક ક્યાંક સંસ્કૃતનો પુટ છે, તેવી રીતે તુલસીદાસજી રામાયણને પૂરવી ભાષામાં લખતાં લખતાં સંસ્કૃતમાં ચાલી ગયા છે ( જેવી રીતે-કવિહિં અગમ જિમિ બ્રહ્મસુખ અહમમ-મલિનજનેષુ, રન જીતિ રિપુદલ મંધ્યગત પસ્યામિ રામમનામયં ઇત્યાદિ )નાં છાપખાનાં, પ્રાંતિય અભિમાન, મુસલમાનોના ફારસી અક્ષરોનો આગ્રહ અને નવા પ્રાંતિક ઉદ્બોધન ન હોતતો હિંદી ભાષા અનાયાસે દેશભાષા બની જાત. અધિક છાપવા છપાવવા લખવાનું ચાલ્યું ને ઝગડાઓ થયા તેથી આ ગતિ અટકી.

૨૭ આજકાલ લોકો પૃથ્વીરાજરાસાની ભાષાને હિંદીનું પ્રાચીનતમ રૂપ માને છે; પણ કહેવું જોઇએ કે અપભ્રંશની કવિતાઓને જૂની હિંદી–જૂની ગૂજરાતી કહી શકાય તો તે રાસાની ભાષાને રાજસ્થાની યા 'મેવાડી–ગૂજરાતી–મારવાડી–ચારણી–ભાટી' કહેવી ઘટે, હિંદી નહિ. વ્રજભાષા પણ હિંદી નથી અને તુલસીદાસજીની મધુર ઉક્તિઓ પણ હિંદી નથી.

૨૮ આ પુરાણી ભાષા અહીં કહીં વિખરેલી મળે છે-કોઈ મુક્ત શૃંગારરસની કવિતા, કોઈ વીરતાની પ્રશંસા, કોઇ ઐતિહાસિક વાત, કોઇ નીતિના ઉપદેશ, કોઈ લોકોક્તિ અને તે પણ વ્યાકરણના ઉદાહરણોમાં યા કથાપ્રસંગમાં ઉદ્ધૃત કરેલી; આવું ભાષાસાહિત્ય ઘણું હતું એમ જણાય છે. આમાં મહાભારત અને રામાયણની સંપૂર્ણ યા તેના આશ્રયપર બનેલી નાની નાની કથાઓ હતી. બ્રહ્મ અને મુંજ નામના કવિઓ મળી આવે છે. જેવી રીતે પ્રાકૃતનાં જૂનાં રૂપ પણ શૃંગારની ચટકદાર મુક્તક ગાથાઓમાં ( સાતવાહનની સપ્તશતી ), યા જૈન ગ્રંથોમાં છે, તેવી રીતે જૂની હિંદી–જૂની ગૂજરાતીના નમુના પણ શૃંગાર વા વીરરસના અથવા કથાઓમાં ચુંટાયેલા યાતો જૈન ધાર્મિક રચનાઓમાં મળી આવે છે. હેમચંદ્રજીને મોટી શાબાશી એ દેવાની છે કે તેમણે પ્રાકૃત

ઉદાહરણોમાં તો પદ યા વાક્યોના કટકાઓ જ આપ્યા, પરંતુ આવી કવિતાઓનાં તો પૂરા છંદ ઉદ્ધૃત કર્યા. આનું કારણ એવું જણાય છે કે જે પંડિતોને માટે તેમણે વ્યાકરણ બનાવ્યું તેઓ સાધારણ મનુષ્યોની 'ભાખા' કવિતાને સંસ્કૃત અને પ્રાકૃત કાવ્યને જેવી રીતે કંઠસ્થ કરતા હતા તેવી રીતે કરતા નહિ હતા.

૨૯ આવી કવિતાનો રાજા જેમ સંસ્કૃતમાં શ્લોક અને પ્રાકૃતમાં ગાથા તેમ દોહા છે. સોરઠા, છપ્પય, ગીત આદિ બીજા છંદ પણ છે, પરંતુ અહીં દોહા ને ત્યાં ગાથા એમ પુરાણી હિંદી-ગૂજરાતી અને પ્રાકૃતના ભેદ છે. 'દોહા'નું નામ કોઇ સંસ્કૃતાભિમાનીઓએ 'દોધક' બનાવ્યું છે, કિન્તુ શાબ્દિક સમાનતાને મૂકી દઇએ તો તેમાં કંઇ સાર લાગતો નથી અને સંસ્કૃતમાં દોધક નામનો છંદ જૂદો હોવાથી આમાં ગોટાળો થાય છે. દોહા પદની નિરૂક્તિ બે એ સંખ્યા પરથી છે, જેમ ચોપાઇ અને છપ્પયની ચાર અને છ સંખ્યા છે તેમ.—દો+પદ, દો+પથ, યા દો+ગાથા. પ્રબંધચિંતામણિમાં એક સ્થલે પ્રાકૃતનો 'દોધક' પણ આપ્યો છે. તે દોહા છંદમાં જ છે. ( પૃ. ૫૬, ૧૫૭ ).પુર્વાર્ધ સપાદલક્ષ (અજમેર —સાંભર) ના રાજાએ સમસ્યાના રૂપમાંમોકલ્યું હતું અને ઉત્તરાર્ધની પૂર્તિ હેમચંદ્રે કરી હતી. ( પૃ. ૧૫૭ પ્ર.ચિં 'પહલી તાવ ન અનુહરઇ, ગોરી મુહ કમલસ્સ, અદિટ્ઠિ પુનિ ઉન્નમઇ, પડિપયલી ચંદસ્સ. ) પ્રબંધ ચિંતામણિમાં જ એક સ્થળે બે ચારણોને 'દોહાવિદ્યયા સ્પર્ધમાનૌ' અર્થાત્ દોહા વિદ્યાથી હોડાહોડ કરતા જણાવ્યા છે. તેમની કવિતાઓમાં એક દોહા છે, એક સોરઠા, કિંતુ રચના 'દોહા વિદ્યા' એ નામથી જણાવી છે એ ખાસ ધ્યાન દેવા જેવું છે.

૩૦ જૂની હિંદી કે જૂની ગૂજરાતીનું ગદ્ય ઘણું ઓછું લખેલું મળે છે. પદ્ય બે રીતે થએલું છે-મુખથી તેમજ લેખથી. બંને રીતની રક્ષામાં-લેખકને હસ્તસુખથી અને વક્તાને મુખસુખથી એટલું પરિવર્ત્તન થઇ ગયું છે કે મૂલ શૈલીની વિરૂપતા થઇ ગઇ છે. લખનારાઓ પ્રચલિત ભાષાના ગ્રંથો યા લોકપ્રિય કાવ્યોમાં 'માખીની માખી' એમ

લખતા નથી. પોતે જાણતા ન હોય છતાં નવાં રૂપો લખી મારે છે. 'તઇસિઇ' 'જુગુતિ' 'કાલસુભાઉ' 'અઈરઉ' તે બદલે 'તૈસેહિ' 'યુક્તિ' 'કાલસ્વભાવ' 'ઔરો' એમ કરી નાંખ્યું છે. જે કવિતા મુખની કાને, મુખથી કાને ચાલી આવે છે તેમાં તો ઘણોજ ફેરફાર થઇ જાય છે. હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના ૮મા અધ્યાયનાં ઉદાહરણોમાં એક 'અપભ્રંશ' યા જૂની હિંદી–ગૂજરાતીનો દોહો લઇએ. અપભ્રંશ અને જૂની હિંદી કે જૂની ગૂજરાતી વચ્ચે સીમારેખા ઘણી અસ્પષ્ટ છે, અને કહેવામાં આવશે તેમ જૂની હિંદી–જૂની ગૂજરાતીનો સમય ઘણો પૂર્વનો જણાશે.

૩૧. આ દોહો એ છે કેઃ—

વાયસુ ઉડ્ડાવન્તિઅએ, પિઉ દિટ્ઠુઉ સહસત્તિ;
અધ્ધા વલયા મહિહિ ગય, અધ્ધા ફુટ્ટ તડત્તિ.

( વિયોગીની કાગડાને ઉડાવવા લાગી કે મારો પિયુ આવે છે તો ઉડી જા. એટલામાં તેણીએ અચાનક પિયુને દીઠો. કાંતો તેણી વિયોગમાં એટલી દુબળી હતી કે હાથ લંબાવતાં જ અરધી ચુડીઓ જમીનપર પડી, અને કાંતો પ્રિય દર્શનના હર્ષથી એટલી વધી ગઇ કે બાકીની ચૂડીઓ તડ તડ ફુટી ગઈ. ]

૩૨. ચારણોના મુખેથી કેલીટગે પેઢીઓ સુધી બોલતાં બોલતાં રાજપૂતાનામાં આ દોહાનું હાલ સાફ કરેલું રૂપ એ પ્રચલિત છે કેઃ—

કાગ ઉડાવણ જાંતતી, પિય દીઠો સહસત્તિ;
આધી ચૂડી કાગગલ, આધી ટૂટ તડિત્તિ.

આમાં નિશાન ઠીક લાગી ગયું, ચૂડીઓ જમીનપર ન પડતાં કાગડાના ગળામાં પહોંચી ગઈ, અને ચૂડી તૂટવાનું અપશુકન મટી ગયું.

૩૩. એજ વ્યાકરણમાંથી એક દોહો બીજો લઇએઃ—

પુત્તેં જાએં કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણ;
જા બપ્પીકી ભુંહડી, ચમ્પિજ્જઈ અવરેણ.

( એ પુત્રના જન્મથી શું લાભ અને મરી જવાથી શું ખોટ કે જેના રહેવાથી બાપની ધરતીપર બીજો અધિકાર કરી લે.

૩૪. આ દોહાનું પરિવર્તન થતાં થતાં એવું રૂપ થઇ ગયું કેઃ—

ખેટા જાયાં કવણ ગુણ, અવગુણ કવણ ધિયેણ;
જો ઊભાં ધર આપણી, ગંજીજે અવરેણ.

આમાં ધિયેણ એટલે ધી–પુત્રીથી; ઊભાં=ઉભાં ઉભાં, ધર=પૃથ્વી, ધરા. ગંજીજે=ગંજન કરવામાં આવે, જીતવામાં આવે. આ પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે મૂલ દોહામાં 'મુએલા પુત્રથી શું અવગુણ?' એમ કહેવામાં આવ્યું છે, પરંતુ પાછળથી સ્ત્રી જાતિની પ્રત્યે અપમાન બુદ્ધિ વધી જવાથી અને તેને ઉત્તરાધિકાર ન હોવાથી 'ધી (=પુત્રી, સંસ્કૃત દુહિતૃ. પંજાબી ધી)થી શું અવગુણ?' એમ થઇ ગયું છે. અસ્તુ. આવી દશામાં જે પુરાણી કવિતા યા ગદ્ય, સંસ્કૃત અને પ્રાકૃતનાં વ્યાકરણ અને છંદ આદિના ગ્રંથોમાં બચી ગયેલ છે તે પુરાણા વર્ણ-વિન્યાસની રક્ષા સાથે તે સમયની ભાષાનું વાસ્તવરૂપ બતાવે છે.

## પ્રકરણ બીજું.

### પ્રાકૃત પ્રત્યે જૈનોની રૂચિ અને અપભ્રંશની વિશેષતાઓ.

૩૫ શ્રીયુત હીરાલાલ જૈન મનોરમા (ભાગ ૧–૪)માં 'જૈન સાહિત્યમેં હિન્દીકી જડ' એ નામના લેખના પ્રથમ ભાગમાં જણાવે છે કેઃ–

"સંસ્કૃત ભાષા સ્વયં, સનાતનાગત પ્રાકૃતભાષાને શોધી બનાવવામાં આવી છે અને તે પ્રાકૃત ભાષાનો સ્વતંત્ર પ્રવાહ પછી પ્રાકૃત સાહિત્યમાં પ્રકટ થયો છે. 'સંસ્કૃત'નો તેના પર કંઈ પ્રભાવ અવશ્ય પડયો પરંતુ તેથી તે મૂલતઃ સંસ્કૃતોપપન્ન કહી શકાતી નથી. આ સ્વતંત્ર પ્રાકૃત–પ્રવાહ આગળ જતાં હજારો વર્ષ આજકાલની પ્રચલિત ભાષાઓમાં વ્યક્ત થયો છે. તે માટે આ ભાષાઓનો સાચો ઇતિહાસ અને સાચું વિજ્ઞાન જાણવા માટે આપણે પ્રાચીન પ્રાકૃત ભાષાઓ અને વિશેષતઃ નિકટવર્ત્તી ભૂતકાલની 'પ્રાકૃતો'નું પરિશીલન કરવું જોઇએ.

પાણિનિના સમયમાં સંસ્કૃત ભાષાનો કંઇ એવો પ્રભાવ બ્રાહ્મણ વિદ્વાનો પર જામ્યો કે તેઓએ સમયાનુસાર પ્રચલિત ભાષાઓની કંઇ પણ પરવા ન કરી. તેમણે તેને સાહિત્યનું રૂપ આપવાનો કંઇ પણ પ્રયત્ન કર્યો નહિ. હજારો વર્ષો સુધી તેઓ બરાબર કેવળ સંસ્કૃતનું જ પઠન પાઠન અને સાહિત્ય-વર્દ્ધન કરતા રહી તેમાં દત્તચિત્ત રહ્યા. તેઓને પ્રાકૃતભાષાઓ પર કંઇક ઘૃણા જેવું થઇ ગયું. આ પ્રવૃત્તિ કેટલાક પંડિતોમાં આજસુધી વિદ્યમાન છે, અને શાસ્ત્રાર્થ આદિમાં તેઓ કહેવા લાગે છે કે '**भाषारंडायाः किं प्रयोजनम्.**' આવી અવસ્થામાં જો કેવલ બ્રાહ્મણ સમાજનાજ શિરે અત્યાર સુધી દેશની સાહિત્યરક્ષાનો ભાર રહેત-જેવી રીતે આજથી કંઈ અઢી હજાર વર્ષ પૂર્વે સુધી રહ્યા હતો-તો આપણને અવશ્ય દેશની આધુનિક ભાષાઓના ઉદ્‌ગમસ્થાન [ઉત્પત્તિ સ્થાન) નો કંઇ પત્તો લાગત નહિ[૧], પરંતુ આજથી લગભગ અઢી હજાર વર્ષ પૂર્વે એ અન્ય (બ્રાહ્મણેતર) સમાજોએ દેશની સાહિત્ય રચનામાં ભાગ લેવાનો પ્રારંભ કર્યો-જેથી પ્રાકૃત ભાષાની રક્ષા થઇ શકી. વિક્રમની પૂર્વે ચોથી પાંચમી શતાબ્દિમાં પૂર્વભારતમાં પ્રચલિત ભાષાનું જ્ઞાન આપણને બૌધ્ધોનાં 'પાલી' ગ્રંથોથી થાય છે. પરંતુ આ સાહિત્ય પણ આપણને અધિક આગળના વખત માટે સહાયક નથી થતું, કારણ કે એક તો બૌદ્ધ સાહિત્યની 'પાલી' ભાષા પણ સ્થિર રૂપ થઇ ગઈ હતી, અને બીજું બાદ્ધ ધર્મનું આધિપત્ય પણ લગભગ એક હજાર વર્ષના મહત્ત્વ-પૂર્ણ ઇતિહાસની પછી તેની જન્મભૂમિ ભારતમાંથી ચાલી ગયું.

૩૬. વિક્રમની પૂર્વે પાંચમી શતાબ્દિથી આજ સુધી મુખ્ય મુખ્ય ભારતીય ભાષાઓને સાહિત્ય દ્વારા જીવિત રાખવાનું શ્રેય જૈન આચાર્યોને છે. તેઓએજ પ્રાકૃત ભાષાઓને પોતાના ધર્મપ્રચારનું વાહન બનાવી તેને સાહિત્યનું રૂપ આપ્યું. આખું બ્રાહ્મણ સાહિત્ય જોઇ લઇએ. તેમાં

---

૧ ડાકટર જેકોબીએ યોગ્ય કહ્યું છે કે 'Had it not been for the Jains, we would never have known what Prakrit Literature was.'—જૈનો વગર આપણે પ્રાકૃત સાહિત્ય શું હતું તે કદી પણ જાણી શકયા ન હત.

રાજશેખર ( કે જેનો ઉલ્લેખ પૃ. ૫. ઉપર કરવામાં આવ્યો છે ) જેવા ગણ્યા ગાંઠયા ઉદાહરણ એવા કવિઓનાં મળશે કે જેઓએ પ્રાકૃતભાષાની પ્રત્યે કંઇ સાચી સહાનુભૂતિ પ્રકટ કરી હોય અને તેને અપનાવી હોય. બાકીના સર્વ તરફથી તેને તે '**भाषारंडायाः किं प्रयोजनम्**' નો શુભાશીર્વાદ મળ્યો છે. અલબત નાટક ગ્રંથોમાં અવશ્ય કંઈ પ્રાકૃતનાં વાક્ય મળે છે. ભાસ, શૂદ્રક, કાલિદાસ, ભવભૂતિ આદિ સર્વ મહાકવિઓએ પોતાનાં નાટક કાવ્યોમાં થોડી ઘણી પ્રાકૃતની રચના કરી છે પરંતુ સ્વ. પં૦ ચંદ્રધર શર્મા ગુલેરીએ કહ્યું છે કે તે વિશેષે કરી ' કેવલ પંડિતાઉ યા નકલી યા કૃત્રિમ પ્રાકૃત છે કે જે સંસ્કૃતમાં મુસદ્દો બનાવી પ્રાકૃત વ્યાકરણના નિયમોથી 'ત્'ની જગ્યાએ 'ય' અને 'ક્ષ'ની જગ્યાએ 'ખ' મૂકી સંચા પર રાખી બનાવી દીધેલી છે. તે સંસ્કૃત રૂઢિ પ્રયોગના નિયમાનુસાર કરેલું રૂપાંતર છે, પ્રાકૃત ભાષા નથી ' ( નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ ૧ અંક ૨ પૃષ ૮ ). આવી રચના નાટકોને સર્વથા અસ્વાભાવિક બને તેમાંથી બચાવવા માટે કરેલી છે. આ કારણે તેનાથી કોઇ પણ સમયની પ્રચલિત ભાષાનો યથાર્થ બોધ નથી થતો. કેવલ જૈન સાહિત્યજ ભિન્ન ભિન્ન કાલની પ્રાકૃત ભાષાઓને સ્પષ્ટરૂપે વ્યક્ત કરે છે.

૩૭. જૈન આચાર્યોની પ્રાકૃત ભાષાઓ પ્રત્યે કેવી ભક્તિ રહી છે, તેમાં તેમનો કેટલો ઉત્સાહ છે, અને કયા અભિપ્રાય-ઉદ્દેશથી તેઓએ આ ભાષાઓને પોતાના ઉત્સાહનું અવલંબન બનાવી એ એક પ્રાચીન કથાથી સારી રીતે પ્રકટ થઇ જશે. વિક્રમાદિત્યના સિદ્ધસેન નામના એક મહા તર્કવાદી બ્રાહ્મણ વિદ્વાન્ થયા છે. તેમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે કોઇ મને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરશે તેનો હું શિષ્ય થવાનું સ્વીકારીશ. એકવાર ભૃગુકચ્છપુર (ભરૂચ)માં તેનો એક 'વૃદ્ધવાદિ' નામના જૈન ગુરૂ સાથે ભેટો થયો અને તે તેની સાથે શાસ્ત્રાર્થમાં પરાજિત થઇ ગયો. પોતાની પૂર્વપ્રતિજ્ઞાનુસાર સિદ્ધસેનને તેના શિષ્ય થવું પડયું. તેને જૈન સિદ્ધાન્તના અધ્યયનનો આરંભ કરી દીધો, પરંતુ જૈન સિદ્ધાન્ત પ્રાકૃત ભાષામાં હતાં અને તેને પોતે બ્રાહ્મણ હોવાથી પ્રાકૃતપર

## વિભાગ ત્રીજો.

# હૈન યુગ.

### પ્રકરણ પહેલું.

### હેમચંદ્રજીનું વ્યાકરણ.

**પાણિનિ.**

૧૬૫—"**शोभना खलु पाणिनिना सूत्रस्य कृतिः** (પતંજલિ ૨-૩-૬૬)-સંસ્કૃત વ્યાકરણમાં જે યશ પાણિનિને મળ્યો તે કોઇના ભાગ્યમાં નહોતો. એવું સર્વાંગસુંદર પૂર્ણ વ્યાકરણ કોઈ કાલમાં કોઇ ભાષામાં બન્યું નહિ. મહામહોપાધ્યાય હરપ્રસાદશાસ્ત્રી એમતો કહે છે કે[૭] મૅકડોનલે (મુગ્ધાનલાચાર્ય) હાલ પાણિનિ જેવું જ વૈજ્ઞાનિક વ્યાકરણ સ્વતંત્ર રીતિથી બતાવ્યું છે; પરંતુ આ વ્યાકરણની રચના પાણિનિના વ્યાકરણ હોવાથી જ સંભવી. વિભુ આકાશ, સમુદ્ર કે વિષ્ણુની પેઠે પાણિનિના વ્યાકરણનું માપ ન ઇદૃકતાથી કે ન ઇય-ત્તાથી થઈ શકે તેમ છે. તેતો તે જ છે. એમ કહી શકાતું નથી કે તે આવું કે આટલું છે. જેમ પાણિનિ પોતાની પહેલાંનાં સર્વ સંસ્કૃત

---

૭. The Professor's Vedic Grammar is unique work in so far as he has done it without Panini's Vaidika Prakriya. He has evolved the grammar from the language itself and is as scientific as his great predecessor Panini.

—એશિયાટિક સોસાયટી બંગાલના વાર્ષિકોત્સવ વખતનું પ્રમુખ તરીકે વ્યાખ્યાન.

વૈયાકરણોનો સંઘાત છે, તે જ પ્રમાણે તે પોતાનાથી પાછળના સર્વ વૈયાકરણોનો ઉદ્‌ગમ છે. પોતાથી પહેલાના જે વૈયાકરણોનાં નામ તેણે, મતભેદ બતાવવાને માટે યા [૮]પૂજાર્થે આપ્યાં તેનાં નામ માત્ર પણ રહી ગયાં, બાકીનાં નામોનો પણ પત્તો નથી. પૂર્વાચાર્યોની જે સંજ્ઞાઓ તેણે પ્રચલિત સમજી લઈ લીધી તે રહી ગઈ[૩], બાકીના જૂના સિક્કા પાણિનિની નવી ટંકશાલની મોહરો આગળ કોણ જાણે ક્યાં નાસી ગયા. પહેલાન વ્યાકરણોનો એકદમ અભાવ જોઇને કોઈ એવી કલ્પના કરે છે કે પાણિનિ શાસ્ત્રાર્થમાં જે વૈયાકરણોને હરાવતો ગયો તેના ગ્રંથોને બાળતો ગયો. કોઇ કહે છે કે શિવજીના હુંકાર–વજ્રથી જે પાણિનિના દુર્બલ પક્ષની હિમાયત ઉપર ચલાવવામાં આવ્યાં હતાં તે નષ્ટ થયાં. કોઇ કહે છે કે સર્વ વૈયાકરણ વિશ્વામિત્રની વ્યુત્પત્તિ વિ-શ્વનો અમિત્ર શત્રુ એમ કરવાથી વિશ્વામિત્રના શાપભાજન થયા જ્યારે પાણિનીએ 'મિત્રે ચર્ષૌ' સૂત્ર ૬–૩–૧૩૦ એમ કહી તેની ખુશામત કરી તેથી તેનો વર મેળવ્યો. પાણિનિને અન્ય બાળવાની કે શિવકોપ યા વિશ્વામિત્રાનુગ્રહની જરૂર નહોતી; સ્વયમેવ પોતાના તેજની આગળ બીજાં વ્યાકરણો ટકી ન શક્યાં........

હેમચંદ્ર.

૧૬૬—શ્રી હેમચંદ્રનું વ્યાકરણ **સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન** યા **સિદ્ધહેમ** કહેવાય છે. સિદ્ધરાજ જયસિંહને માટે બનાવ્યું તેથી 'સિદ્ધ' અને હેમચંદ્રનું હોવાથી 'હૈમ'. આમાં ચાર ચાર પદોના આઠ અધ્યાય છે અને તેમાં લગભગ ૪૫૦૦ સૂત્ર છે. શૈલી કૌમુદિઓ જેવી છે અર્થાત્ વિષયવિભાગથી સૂત્રોનો ક્રમ રાખેલો છે. સાથે સાથે

---

૮. આપિ શલિ ૬–૧–૯૨, કાસ્યપ ૧–૨–૨૫, ગાર્ગ્ય ૮–૩–૨૦, ગાલવ ૭–૧–૭૪, ચાક્રવર્મણ ૬–૧–૧૩૦, ભારદ્વાજ ૭–૨–૬૭, શાકટાયન ૩–૪–૧૧૧, શાકલ્ય ૧–૧–૧૬, સેનક ૫–૪–૧૧૨, સ્ફોટાયન ૬–૧–૧૨૩, ઉત્તરી (ઉદીચામ્) ૪–૧–૧૫૩, કોઇ (એકેષાં) ૮–૩–૧૦૪, પૂર્વી (પ્રાચામ્) યા જૂના ૪–૧–૧૭.

તેણે પોતાની ટીકા નામે બૃહદ્‌વૃત્તિ બનાવી છે. હેમચંદ્રનો ઉદ્દેશ સરલ રીતિથી પોતાનો સંપ્રદાય, પોતાનો આશ્રયદાયક રાજા તથા પોતાના ગૌરવને માટે એવું વ્યાકરણ બનાવવાનો હતો કે જેમાં કોઇ વાત રહી ન જાય. તે જૈન શાકટાયન પાછળ લીટે લીટે ચાલેલ છે. પરંતુ બીજા અનુકરણ કરવાવાળાની પેઠે તેણે માત્ર અનુકરણ કર્યું નથી. તેણે સંસ્કૃત વ્યાકરણ સાત અધ્યાયોમાં લખી આઠમો અધ્યાય કેવલ પ્રાકૃતના પૂર્ણ વિવેચન માટે કર્યો છે. પાણિનિએ પોતાની પાછળ દૃષ્ટિ નાંખીને વૈદિક સાહિત્યને મેળવી 'પોતાના સમય સુધીની ભાષા'નું વ્યાકરણ બનાવ્યું, પછી વેદ તેનાથી છૂટી-નિકળી ગયો ને સ્વર પણ છુટી ગયો. હેમચંદ્રે પાછળ ન જોતાં આગળ દૃષ્ટિ નાંખી અહીંથી નીકળ્યું તો અહીં વધારી લીધું ને 'પોતાના સમય સુધીની ભાષા'નું વિવેચન કરી નાંખ્યું. આ **પહેલું મહત્ત્વ** હેમચંદ્રનું છે કે બીજા વૈયાકરણોની પેઠે કેવલ પાણિનિના વ્યાકરણના લોકોપયોગી અંશને પોતાના સંચામાં બદલાવીને તે સંતુષ્ટ ન રહ્યા, પણ તેણે પાણિનિની પેઠે પાછળ નહિતો આગળ દૃષ્ટિ નાંખી પોતાના સમય સુધીની ભાષાનું વ્યાકરણ બનાવ્યું. તેના પ્રાકૃત વ્યાકરણ અર્થાત્ આઠમા અધ્યાયનો ક્રમ શું છે તે નીચે બતાવવામાં આવ્યું છે.

૧૬૭ શ્રી હેમચંદ્ર કહે છે કે—**प्रकृतिः संस्कृतं, तत्रभवं, तत आगतं वा प्राकृतम्।** આ **ભવ** અને **આગત** કહેવું તે ઠીક-બરાબર નથી. વરરૂચિ સંસ્કૃતને શૌરસેનીની પ્રકૃતિ અને શૌરસેનીને મહારાષ્ટ્રી અને પૈશાચીની પ્રકૃતિ કહે છે. 'ષડ્‌ભાષા' એ નામ આપણે ત્યાં ઘણા જૂના કાળથી ચાલ્યું આવ્યું છે. એક પ્રાકૃત વ્યાકરણ ષડ્‌ભાષાચંદ્રિકા કહેવાય છે. લોષ્ટદેવ કવિની પ્રશંસા કરતા મંખ કહે છે કે '૭ ભાષાઓ તેના મુખમાં સદા વિરાજે છે.'[૯] જયાનક સોમેશ્વરના પુત્ર પૃથ્વીરાજનું માહાત્મ્ય કરતાં કહે છે કે '૭ ભાષાઓમાં તેની

---

૯...**मुखे यस्य भाषाः षडधिशेरते ।...लोष्टदेवस्य...** (શ્રી કંઠચરિત, છેલ્લો સર્ગ)

શક્તિ હતી.[૧૦] પૃથ્વીરાજ રાસાના કર્ત્તા, હિંદીના ઇતિહાસ લેખકોને એવું કહીને ચક્કરમાં નાંખી ગયેલ છે કે

'ષટ ભાષા પુરાનં ચ કુરાનં કથિતં મયા.'[૧૧]

અને તેઓ આમાં પંજાબી, એસવાડી, રાજસ્થાની શોધતા ફરે છે. ઓગણીસમી સદીનો બુંદીનો કવિ-વંશભાસ્કરનો કર્ત્તા-મીષણ ચારણ, 'સૂરજમલ પણ છ ભાષાઓ મુખે પઢી ગયો હતો' એમ જણાવે છે.[૧૨] શામળભટ્ટ પણ એક છપ્પામાં જણાવે છે કેઃ—

સંસ્કૃતભાષા સરસ, માગધી મોટે મૂલ્યે,
ગ્વાલેરી ગુણનીધ, અપભ્રંશી તે તુલ્યે,
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે
ચારણ ચોથી ભાખ, રાજદ્વારે શુભ રીતે,
એ ખટે ભાષા જે ખોજશે, ધારી જોતાં ધર્મ છે
કવિ શામળભટ સાચું કહે, ભોગી તેના બ્રહ્મ (બ્રાહ્મણ) છે.

૧૬૮—તો આ છ ભાષાઓ સંબંધી શું ખટપટ છે?

**संस्कृतं प्राकृतं चैव शूरसेनी तदुद्भवा**
**ततोऽपिमागधी प्राग्वत् पैशाची देशजापि च**

—સંસ્કૃત, તેમાંથી પ્રાકૃત, તેમાંથી ઉત્પન્ન શૌરસેની, તેમાંથી માગધી, પહેલાની માફક પશાચી અને દેશજા એ છ થઇ.

૧૬૯—માલૂમ પડે છે કે પ્રકૃતિ શબ્દના અર્થમાં ભ્રમ થવાથી તત આગતં, તદુદ્ભવા અને તતઃ આદિની કલ્પના થઈ. પ્રકૃતિનો

---

૧૦ **बाल्येऽपि लीलाजिततारकाणि**
**गीर्वाण वाहिन्युपकारकाणि ।**
**जयंति सोमेश्वरनंदनस्य**
**षण्णां गिरां शक्तिमतो यशांसि ॥**
—પૃથ્વીરાજવિજય પ્રથમ સર્ગ.

૧૧ જુઓ ગુલેરી મહાશયનો લેખ પ્રતિભા વૉ. ૩ પૃ. ૨૬૪–૭.

૧૨ મંખના શ્રીકંઠચરિતની ટીકામાંથી ઉદ્ધૃત.

અર્થ અહીં ઉપાદાનકારણ નથી. જેમ ભાષ્યકારે બહુ સુંદર ઉદાહરણ આપ્યું છે કે સોનામાંથી રૂચક બને છે, રૂચકની આકૃતિને તોડીતોડીને કટક બનાવવામાં આવે છે, કટકોમાંથી વળી ખેરનાં લાકડાંના અંગારથી, કુંડલ બનાવવામાં આવે છે, સોનાનું સોનું રહી જાય છે, તેવીરીતે ભાષાથી ભાષા કદિ બનાવવામાં નથી આવી. અહીં પ્રકૃતિ શબ્દ મીમાંસાના રૂઢ અર્થમાં લેવો જોઇએ. ત્યાં **પ્રકૃતિ** અને **વિકૃતિ** શબ્દ વિશેષ અર્થોમાં લેવામાં આવ્યા છે. સાધારણ નિયમ, નમૂનો, મોડલ, ઉત્સર્ગ એ અર્થમાં પ્રકૃતિ આવે છે. વિશેષ, અલૌકિક, ભિન્ન, અંતરિત, અપવાદ—એ અર્થમાં વિકૃતિ આવે છે. અગ્નિષ્ટોમ યજ્ઞ પ્રકૃતિ છે, બીજા સોમયાગ તેની વિકૃતિ છે. આનો અર્થ એ નથી કે બીજા સોમયાગ અગ્નિષ્ટોમમાંથી નિકળ્યા કે આવ્યા છે. અગ્નિષ્ટોમની જે રીતિ છે તેને બીજા સોમયાગોની રીતિ થોડીઘણી મળતી છે ને કંઇકંઇક ભિન્ન છે. સાધારણ રીતિ પ્રકૃતિમાં બતાવી ભેદોને વિકૃતિમાં ગણી દીધા છે. પાણિનિએ ભાષા (વ્યવહાર)ની સંસ્કૃતને પ્રકૃતિ માની વૈદિક સંસ્કૃતને તેની વિકૃતિ માની છે; સાધારણ યા ઉત્સર્ગ નિયમ સંસ્કૃતના માની વૈદિક ભાષાને અપવાદ બનાવ્યો છે. અહીં પ્રકૃતિનો ઉપાદાન કારણ એવો અર્થ માની શું વૈદિક ભાષાને 'તત આગત' યા 'તદ્‌ભવ' કહી શકાય ?—ઉલટી ગંગા વહી શકે ? શૌરસેનીની પ્રકૃતિ સંસ્કૃત અને મહારાષ્ટ્રીની પ્રકૃતિ શૌરસેની કહેવાનો આશય એ છે કે તેના સાધારણ નિયમ સંસ્કૃત યા શૌરસેની જેવા અને વિશેષ નિયમ પોતપોતાના ભિન્ન છે. પ્રકૃતિ સાથે જ્યાં સમાનતા હોય છે, તેનો વિચાર વ્યાકરણોમાં નથી, જ્યાં ભેદ છે ત્યાં બતાવવામાં આવેલ છે. હેમચંદ્રજીએ પહેલી ( મહારાષ્ટ્રી ) પ્રાકૃતનું વ્યાકરણ લખ્યું. પછી શૌરસેનીના વિશેષ નિયમ લખીને જણાવ્યું કે '**शेषं प्राकृतवत्**' (૮–૪–૨૮૬); પછી માગધીના વિશેષ નિયમ જણાવી કહ્યું કે '**शेषं शौरसेनीवत्** (૮–૪–૩૦૨), અર્દ્ધ–માગધીને આર્ષ માની તેનું વિવેચન કર્યું નહિ. પછી પૈશાચીનું વિવેચન કરી દાખવ્યું કે

**शेषं शौरसेनीवत्** ( ૮-૪-૩૨૩ ). તે પ્રમાણે ચૂલિકા પૈશાચી ના નિયમ-વિશેષ બતાવી કહ્યું **शेषं प्राग्वत्**-એટલે **पैशाचीवत्** ( ૮-૪-૩૨૮ ). અપભ્રંશના વિશેષનિયમ લખી કહ્યું **शौरसेनीवत्** ( ૮-૪-૪૪૬ ) અને ઉપસંહારમાં સર્વ પ્રાકૃતોને લક્ષ્યમાં રાખી લખ્યું કે **शेषं संस्कृतवत्सिध्यम्** ( ૮-૪-૪૪૮ ). તો આ પરથી શું આનો અર્થ એમ કરવામાં આવે કે આ ભાષાઓનું કુટુંબવૃક્ષ થયું? શું પહેલી ભાષા જનક થઇ અને પછી પછીની તેમાંથી **આગત** અથવા તેમાંથી **ઉદ્‌ભૂત** થઈ? નહીં, સાધારણ નિયમ ' પ્રકૃતિ 'થી સમજાવ્યો અને વિશેષ નિયમ ' વિકૃતિ 'થી. આ પ્રકૃતિ અને વિકૃતિનો પ્રકૃત-પ્રસ્તુત અર્થ છે.

૧૭૭. સંસ્કૃત અને બીજી પ્રાકૃતોના વ્યાકરણમાં તે હેમચંદ્રે પોતાની વૃત્તિમાં ઉદાહરણોની પેઠે પ્રાયઃ વાક્ય અથવા પદ જ આપેલ છે, પરંતુ અપભ્રંશના અંશમાં તેણે પૂરી ગાથાઓ, પૂરા છંદ અને પૂરાં અવતરણ આપ્યાં છે. આ શ્રી હેમચંદ્રનું **બીજું મહત્ત્વ છે.** આવી રીતે તેણે એક અતિ ભારે સાહિત્યના નમૂના જીવંત રાખ્યા કે જે તે એમ ન કરત તો નષ્ટ થઇ ગયા હતા. આમ કરવાનું કારણ શું? જેમ હવે પછી કહેવામાં આવશે તેમ જે શ્વેતામ્બર જૈન સાધુઓને માટે યા સર્વ સાધારણ જન માટે તેણે વ્યાકરણ લખ્યું તેઓ સંસ્કૃત પ્રાકૃતના નિયમોને, તેનાં સૂત્રોની સંગતિને પદો યા વાક્યખંડોમાં સમજી લેત-તેણે આપેલ ઉદાહરણોથી ન સમજત તો સંસ્કૃત અને ગ્રંથની-પુસ્તકી-પ્રાકૃતનું વાઙ્મય તેમની સામે હતું-પ્રાપ્ય હતું તેમાંથી નવાં ઉદાહરણો શોધી લેત, પરંતુ અપભ્રંશના નિયમ એવી રીતે સમજમાં આવી ન શકત. મધ્યમ પુરૂષને માટે 'પંઇ', શપથમાં 'થ' ની જગ્યાએ 'ધ' થવાથી સવધ, અને મક્કડધુઘિના અનુકરણ-પ્રયોગ, પૂરાં ઉદાહરણ આપ્યા વગર સમજમાં આવતા નથી ( જુઓ પછી ઉદાહરણ નં. ૫૬, ૮૮, ૧૪૪). જો હેમચંદ્રજી પૂરાં ઉદાહરણ ન આપત તો શીખનારાઓ કે જેઓ સંસ્કૃત અને પ્રાકૃતના આકર ગ્રંથો સુધી પહોંચી જાય, પરંતુ જેઓ 'ભાષા'

સાહિત્યથી સ્વાભાવિક રીતે નાક ચઢાવતા તેઓ તે 'ભાષા'ના નિયમોને સમજત નહિ.

૧૭૧. આ સર્વે ઉદાહરણોનો સંગ્રહ અને વ્યાખ્યાન આ પછી જૂદા ૬, ૭, અને ૮ પ્રકરણમાં આપેલા છે. આ ઉદાહરણ અપભ્રંશ કહેવામાં આવે છે કિંતુ તે તે સમયની જૂની હિંદી-ગૂજરાતીના જ છે. વર્ત્તમાન હિંદી કે ગૂજરાતી સાહિત્યથી તેનો પરંપરાગત સંબંધ, વાક્ય અને અર્થને સ્થાને સ્થાને સ્પષ્ટ થશે. એ ધ્યાનમાં રાખવાનું છે કે આ ઉદાહરણ શ્રી હેમચંદ્રના પોતાનાં રચેલાં નથી. કોઈ વાક્યો સિવાય સર્વે તેનાથી પ્રાચીન સાહિત્યનાં છે. તે પરથી તે સમયની જૂની હીંદી-ગૂજરાતી સાહિત્યના વિસ્તારનો પત્તો લાગે છે. જો સંસ્કૃત સાહિત્ય બીલકુલ રહ્યું ન હત તો પતંજલિના મહાભાષ્યમાં જે વેદ અને શ્લોકોના ખડો ઉદ્ધૃત છે તે પરથી સંસ્કૃત સાહિત્યનું અનુમાન કરવું પડત. આ કામ આ દોહાઓથી થાય છે. હેમચંદ્રજીએ મોટી ઉદારતા કરી કે આ પૂરાં અવતરણ આપી દીધાં. તેમાં શૃંગાર, વીરતા, કંઇ રામાયણના અંશ (જેવડુ અન્તરૂ૦ ૧૦૧, દહમુહુ ભુવણુ૦ ૫), કૃષ્ણકથા (હરિ નચ્ચાવિઉ પંગણહિ-૧૨૨, એક મેકકઉં જઇવિ જોએદિ૦ ૧૨૯), કંઇ બીજા મહાભારતના અંશ (ઇત્તિઉં બ્રોપ્પિણુ સઉણિ૦ ૭૮), વામનાવતાર કથા (મઈ ભણિઅઉ બલિરાય૦ ૯૬), હિંદુ ધર્મ (ગંગ ગમેપ્પિણુ૦ ૧૬૬, ૧૬૭, વ્રાસ મહારિસિ૦ ૮૧), જૈન ધર્મ (જેપ્પિ ચઇપ્પિણુ ૧૬૫, પેક્ખેવિણુ મુહુ જિનવર હો૦ ૧૭૦), અને 'હાસ્ય (સો એવા પર વારિઆ૦ ૧૫૯)—એ સર્વના નમૂના મળે છે. મુંજ (૧૬૨) અને બ્રહ્મ (૧૦૩) કવિઓનાં નામ મળી આવે છે. કેવું સુંદર સાહિત્ય આ સંગૃહીત છે ! કવિતાની દૃષ્ટિથી, આટલા વિશાલ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં પણ, શું 'ભલ્લા હુઆ જુ મારિઆ ૩૧, જઇ સસણેહી તો મુઇઅ ૫૨, લોણુ વિલિજ્જઇ પાણિએણ ૧૧૫, અજ્જવિ નાહુ મહુજ્જિ ઘરિ ૧૪૪'—આદિની જોડીની કવિતા મળી શકે તેમ છે ?

૧૭૨-હેમાચાર્યનું ત્રીજું મહત્ત્વ એ છે કે તે પોતાના વ્યાકરણના

પાણિનિ અને ભટ્ટોજીદીક્ષિત હોવાની સાથે સાથે તેના ભટ્ટિ પણ છે. તેણે પોતાના સંસ્કૃત પ્રાકૃત દ્વાશ્રય કાવ્યમાં પોતાનાં વ્યાકરણનાં ઉદાહરણ પણ આપ્યાં છે તથા સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળના ઇતિહાસ પણ લખ્યા છે. ભટ્ટિ અને ભટ્ટ ભૌમકની પેઠે તે પોતાના સૂત્રોના ક્રમથી ચાલ્યા છે. સંસ્કૃત દ્વાશ્રય કાવ્યના વીસ સર્ગ છે, તેમાં સિદ્ધરાજ જયસિંહ સુધીના ગૂજરાતના સોલંકી રાજાઓના વંશ વૈભવ આદિનું વર્ણન અને સાથે સાથે હેમચંદ્રના (સંસ્કૃત) શબ્દાનુશાસનના સાત અધ્યાયોનાં ઉદાહરણ છે. આઠમા અધ્યાય (પ્રાકૃત વ્યાકરણ)નાં ઉદાહરણોને માટે પ્રાકૃત દ્વાશ્રય કાવ્ય (કુમારપાલ ચરિત)ની રચના થઇ છે કે જેમાં આઠ સર્ગ છે. સંસ્કૃત દ્વાશ્રયની ટીકા અભયતિલક ગણિએ તથા પ્રાકૃત દ્વાશ્રયની ટીકા પૂર્ણકલશ ગણિએ લખી છે કે જે સંવત્ ૧૩૦૭ ફાલ્ગુન કૃષ્ણ ૧૧ પુષ્ય રવિવારને દિને પૂર્ણ થઈ. કુમારપાલ ચરિ ( યા પ્રાકૃત દ્વાશ્રય કાવ્યના આરંભમાં અણહિલપુર પાટણનું વર્ણન છે, રાજા કુમારપાલ છે. મહારાષ્ટ્ર દેશના બંદી તેની કીર્ત્તિ વખાણે છે. રાજાની દિનચર્યા, દરબાર, મલ્લશ્રમ, કુંજરયાત્રા, જિનમંદિર યાત્રા, જિનપૂજા આદિના વર્ણનમાં બે સર્ગ પૂરા થાય છે. ત્રીજામાં ઉપવનનું વર્ણન છે-વસંતની શોભા છે. ચોથામાં ગ્રીષ્મ અને પાંચમામાં અન્ય ઋતુઓના વિહાર આદિનું સાલંકાર વર્ણન છે. રાજા અને પ્રજાની સમૃદ્ધિ તથા વિલાસોનાં ચિત્ર કવિઓની રીતિ અનુસાર દેવામાં આવ્યાં છે. છઠ્ઠામાં ચંદ્રોદયનું વર્ણન છે. રાજા દરબારમાં બેઠો છે. સાંધિવિગ્રહિકે વિજ્ઞપ્તિ કરી કે જેમાં કુંકણના રાજા મલ્લિકાર્જુનની સેના સાથે કુમારપાલની સેનાનું યુદ્ધ અને પછી વિજયનું તથા મલ્લિકાર્જુનના માર્યા જવાનું વર્ણન છે. આગળ કહ્યું કે એવી રીતે કુમારપાલ દક્ષિણનો સ્વામી થઇ ગયો. પશ્ચિમનો સ્વામી સિંધુપતિ, જવનદેવ, ઉવ્વ ( ? ઉચ્ચ ), કાશી, મગધ, ગૌડ, કાન્યકુબ્જ, દશાર્ણ, ચેદિ, રેવાતટ, મથુરા, જંગલ દેશના રાજાઓની અધીનતાનું વર્ણન છે. કુમારપાલ શયન કરે છે. સાતમા સર્ગના આરંભમાં રાજા ઉઠીને પરમાર્થચિંતા કરે છે, તેમાં કામ, સ્ત્રી

આદિની નિંદા, જૈન આચાર્યોની સ્તુતિ, નમસ્કાર પહેલાં અને પછી શ્રુત દેવીની સ્તુતિ છે. શ્રુતદેવી કુમારપાલની સામે પ્રકટ થઈ અને રાજાની સાથે તેનું ધર્મવિષયક સંભાષણ ચાલ્યું. આખા આઠમા સર્ગમાં શ્રુત- દેવીનો ઉપદેશ છે.

૧૭૩–શ્રી હેમચંદ્રે પ્રાકૃત વ્યાકરણ (સિદ્ધહૈમ શબ્દાનુશાસનના આઠમા અધ્યાય) અને કુમારપાલ ચરિતનો સંબંધ નીચેના કોઠાથી જણાવવામાં આવે છે.

| લક્ષ્ય | લક્ષણ | ઉદાહરણ. |
|---|---|---|
| પ્રાકૃત ભાષા | અષ્ટમાધ્યાય | કુમારપાલ ચરિત. |
| | પાદ ૧ સૂ૦ ૧–૨૭૧ | સર્ગ ૧, ૨, ૩, ૪. ૫, ૬, ૭ |
| | પાદ ૨ સૂ૦ ૧–૧૨૮ | ગાથા ૧–૯૩ |
| | પાદ ૩ સૂ૦ ૧–૧૮૨ | |
| | પાદ ૪ સૂ૦ ૧–૨૫૬ | |
| | અષ્ટમાધ્યાય | કુમારપાલ ચરિત |
| શૌરસેની | પાદ ૪ સૂ૦ ૨૬૦–૨૮૬ | સર્ગ ૭ ગાથા ૯૪–૧૦૨ |
| માગધી | પાદ ૪ સૂ૦ ૨૮૭–૩૦૨ | સર્ગ ૮ ગાથા ૧–૭ |
| પૈશાચી | „ „ ૩૦૪–૩૨૪ | „ „ ૮–૧૧ |
| ચૂલિકા પૈશાચી | „ „ ૩૨૫–૩૨૮ | „ „ ૧૨–૧૩ |
| અપભ્રંશ | „ „ ૩૨૯–૪૪૮ | „ „ ૧૪–૮૨ |

૧૭૪. આ પરથી સ્પષ્ટ થશે કે જે ભાષાનું વ્યાકરણ કહ્યું છે તેમાં કુમારપાલચરિતના તે અંશની રચના કરવામાં આવી છે. જૂની હિંદી–ગૂજરાતીના વ્યાકરણના વિશેષ નિયમોનાં ૧૨૦ સૂત્ર છે, ઉદાહર- ણોમાં જે ઉદાહરણો પ્રાચીન કવિતામાંથી આપવામાં આવ્યાં છે તે ૧૭૫ અવતરણ છે; કોઇ પદો, વાક્યો અને દોહરાઓ અવતરણોની ગણનામાં નથી, (કેટલાક દોહાના ખંડ વારંવાર ઉદાહરણોની પેઠે કેટલાંક સૂત્રો ઉપર આપવામાં આવ્યા છે), પરંતુ સ્વરચિત ઉદાહરણોમાં તે સર્વ વિષય ૬૯ છંદોમાં આવી ગયેલ છે. આનું કારણ એ છે કે એક એક છંદમાં કેટલાંયે ઉદાહરણ સમાવ્યાં છે. હેમચંદ્રજીને એવી રચના પ્રિય હતી.

# પ્રકરણ બીજું.

## દેશી નામમાલા અને કુમારપાલ ચરિત.

૧૭૫. **હેમચંદ્રજીએ દેશીનામમાલા** નામનો એક કોશ પણ બનાવ્યો છે કે જેમાં પ્રાકૃત રચનામાં આવનારા દેશી શબ્દો ગણ્યા છે. સંસ્કૃતના બીજા કોષોમાં વિષય વિભાગથી ( સ્વર્ગ, દેવ, મનુષ્ય આદિ ) શબ્દોનો સંગ્રહ થાય છે, યા તો અંતના વર્ણો ( જેવા કે કાન્ત, ખાન્ત આદિ ) ના વર્ગોથી સંગ્રહ થાય છે, પરંતુ આ દેશીનામમાલા વર્તમાન કોશોની પેઠે અકારાદિ ક્રમે બનેલ છે. તેનું પણ કારણ એ છે કે વ્યાકરણમાં અપભ્રંશની કવિતા પૂરી ઉદ્ધૃત કરવાની છે. સંસ્કૃત પ્રાકૃત કોશોની પેઠે દેશી કોશને કોઇ મોઢે રાખતા નથી. જ્યાં પ્રાકૃત કવિમાં દેશી પદ આવ્યા ત્યાં જોવાને માટે આ કોશનો ઉપયોગ છે. ત્યાં અકારાદિ ક્રમથી જ કામ ચાલી શકે છે.[૧૩] તે ક્રમની અંદર પણ એકાક્ષર દ્વિ–અક્ષર આદિનો ક્રમ છે. જે અક્ષરથી આરંભ થનાર શબ્દ જ્યાં ગણવામાં આવ્યા છે ત્યાં તેવા નાનાર્થ શબ્દ પણ ગણવામાં આવ્યા છે. ત્યાં જેટલા શબ્દોનાં ઉદાહરણ એક ગાથામાં આવી શક્યાં તેટલાંને ઠાંસી ભરવામાં આવ્યા છે. કણ્ણોઢ્ઢિઆ ( એટલે ઘૂંઘટ, ચાદર, કાન+ ઓઢી ), કંઠમલ ( મુડદાની ઠાઠડી ), કપ્પરિઅ, કડંતરિઅ (=ફાડેલું ), કડંભુઅ ( =ઘડો ) આ શબ્દોને સાથે ગુંથી એક ગાથા બનાવવામાં કદી તેમાં અર્થ હોય તો પણ કાવ્ય સુંદરતા આવવી કઠણ છે. હેમચં-

૧૩, પાદલિપ્તાચાર્ય આદિ વિરચિત દેશી શાસ્ત્રો હોવા છતાં પણ આ ( દેશી નામમાલા ) ના આરંભનું પ્રયોજન...... 'વર્ણક્રમ સુખદ' અથવા ' વર્ણક્રમ સુભગ '... વર્ણક્રમથી નિર્દિષ્ટ શબ્દ અર્થવિશેષમાં સંશય થતાં સુખથી સ્મરણ અને ધ્યાન કરી શકાય છે. વર્ણક્રમને ઉલંઘી કહેવાથી સુખથી અવધારણ થઇ શકતું નથી તેથી વર્ણક્રમનિર્દેશ અર્થવાન્ છે (હેમચંદ્ર–દેશી નામમાલા–બીજી ગાથાની ટીકા )

દ્રજીએ આ પર એક માનિની ખંડિતાની ઉક્તિ બનાવી છે કે હે દાંતોથી ફાડેલા અધરવાળા, નખોથી કાપેલા અંગવાળા, મારી ચદર છોડ, તે ઘડા જેવાં સ્તનો વાળી પાસે જા કે જે ઠાઠડીને પણ યોગ્ય નથી ( દેશી નામવાલા ૨૦ ). આ ઉદાહરણ બનાવવાની કઠિનતાથી વિવિધ અર્થો માટે ઉદાહરણ–ગાથાઓ તેણે બનાવી નથી. આજ રીતે કુમારપાળ ચરિતમાં કેટલાંક ઉદાહરણ એક એક દોહામાં મૂકેલાં છે, કિંતુ ત્યાં શ્રુત દેવીનો રાજાને ધર્મ વિષયનો ઉપદેશ એ એકજ વિષય છે, તેથી કવિને થોડીઘણી સ્વતંત્રતા મળી છે. આ ૬૯ છંદોમાં જે છંદો આવ્યા છે તે એ છે કે વદનક ૧૪–૨૭, ૭૭, ૭૮, દોહા ૨૮–૫૪, ૮૧, માત્રા ૭૫, ૭૮, વસ્તુ વદનક કર્પૂર ( =ઉલ્લાલા ? ) નો યોગ ૭૬, સુમનોરમા ૮૨. આમાંથી નમુના તરીકે કંઈક આગળ ઉદાહરણના પ્રકરણમાં આપેલા છે, જૂનાં અપભ્રંશનાં ઉદાહરણોથી આ કંઈક ક્લિષ્ટ છે તેનું કારણ સ્પષ્ટ છે ને વિશેષ હવે પછીથી જણાવીશું અને તે સ્પષ્ટ છે કે આ હેમચંદ્રજીએ પોતે રચેલી જૂની હિંદી–જૂની ગૂજરાતી છે.

૧૭૬. હેમચંદ્રજીની દેશીનામમાલામાં કંઇ શબ્દો તે સમયની રીતિ રિવાજ અને વિનોદ આદિના સૂચક છે તેનો સંગ્રહ પાઠકોના મનોવિનોદ અને જ્ઞાન માટે અહીં આપવામાં આવ્યા છે. હેમચંદ્રે જે અર્થ કરેલ છે તેનો અનુવાદ અહીં કર્યો છે અને કંઈ ટુંક વિવેચન સાથે જરૂર પડી ત્યાં આપ્યું છે.

અંવેટ્ટી (૧–૭) મુઠ્ઠીનો જુગાર (હિંદી–મુઝાવૈલ)

અણ્ણાણ (૧–૭) વિવાહ કાલમાં જે વધૂને આપવામાં આવે છે (પહેરામણી) યા જે વિવાહને માટે વધૂ પોતે વરને આપે છે. ( સામી મોં દેખામણી ? )

આણંદવડ (૧–૭૨) પતિથી પ્રથમ યૌવન હરણ થતાં સ્ત્રીના રૂધિરથી છંટાયેલું વસ્ત્ર. તે બાંધવોને આનંદિત કરે છે તેથી આનંદપટ કહેવામાં આવે છે. ( કેટલીક જાતિયોમાં હજુ પણ એવી રસમ

છે કે આવા વસ્ત્રમાં મિઠાઇ રાખીને નાતમાં વેંચવામાં આવે છે )

ઇંદમહ (૧-૮૧) કૌમાર, કૌમારાવસ્થા.

ઉડુહિઅ (૧-૧૩૭) પરણેલી સ્ત્રીનો ગુસ્સો;

એમિણિઆ (૧-૧૪૫) તે સ્ત્રી કે જેનું શરીર સૂતરથી માપી તે સૂતર ચારે દિશામાં ફેંકી દેવામાં આવે છે. કોઇ દેશની એક જાતની રસમ છે. (સં. मा પરથી मीनाति, मिनोति ).

ઓલુંકી (૧-૧૫૩) સંતાઇને રમાતી રમત, જેમાં છોકરાઓ સંતાઇને રમે છે, યા ચક્ષુ:સ્થગન ક્રીડા (આંખ મીંચામણી, સંતાકુકડી )

ઓરૂંજ (૧-૧૫૬) એક જાતની રમત કે જેમાં 'નથી, નથી' એમ કહેવામાં આવે છે.

કાજજપ્પ (૨-૪૬) સ્ત્રી રહસ્ય.

ખિકખરી (૨-૭૩) સૂચનાને માટે લાકડી કે જે ઢેઢ આદિ એટલા માટે રાખતા રહે છે કે બીજા લોક તેને અડે નહિ. ( રજવાડામાં અસ્પર્શ્ય જાતિઓ કાગડા કે કુકડાનું પર આ રીતે શિર પર રાખે છે ).

ગગિજ્જા (૨-૮૮) નવી પરણેલી વહુ.

ગંજોલ્લિઅ (૨-૧૧૦) હાસ્ય સ્થાનમાં અંગસ્પર્શ, જેનું લોક ભાષામાં 'ગિલગિલાવિઅ' રૂઢ થયેલ છે. (ગલગલીઆં).

છિંછટ રમણ (૩-૩૦) આંખ મિંચામણી.

ઝોંડલિયા (૩-૬૦) રાસના જેવો ખેલ કે જેમાં કન્યાઓ (અથવા બાલક) નાચે કુદે છે (રાસ).

ણુવલયા (૪-૨૧) એક રસમ કે જેમાં સ્ત્રીને પતિનું નામ પૂછાય છે અને તે નથી કહેતી તેથી તેને પલાશલતાથી મારવામાં આવે છે. (રાજપૂતાનામાં ક્યાંક ક્યાંક હિંડોળાપર ઝૂલતી વખતે સ્ત્રીઓ આ રમત હજી પણ કરે છે. હેમચંદ્રે એક શ્લોક આનો અર્થ સમજાવવા માટે ઉદ્ધૃત કરેલ છે તે પરથી જણાય છે કે સ્ત્રી

પુરૂષ મળીને આ રમત રમતા હતા અને કંઈ ફજેત ફાળકો જેવું પણ થતું હતું '**नियम विशेषश्च णवलया ज्ञेया । आदाय पलाशलतां भ्राम्यति लोको ऽखिलो यस्यां । पृष्टा पतिनाम स्त्री निहन्यते चाप्य कथयन्ती ।** તેણે જે સ્વરચિત ઉદાહરણ આપ્યું છે તેમાં '**दोला विलास-समए**' છે, કિંતુ '**पुच्छन्ती**' '**सही**=સખી) જ છે (નામ+લેવાની ક્રિયા-લયા)

ણીરંગી (૪-૩૧) માથું ઢાંકવાનું ફેંટ ઘૂંઘટ-ઘૂમટો (આભાણક શતકમાં-નીરંગિકા (સંસ્કૃત) એક કહેવતમાં આવેલ છે કે અંધશ્વસુરને માટે નીરંગિકા કેવી ?)

ણેડુરિઆ (૪-૪૫) ભાદ્રપદ શુકલ દશમીનો એક ઉત્સવવિશેષ;

તુણઅ (૫-૧૬) ઝુંખા નામનું વાજું-વાધ (પતંજલિના 'મૃદંગ શંખ તૂણવમાંનું તૂણવ ? )

થેવરિઅ ( ૫-૨૯ ) જન્મના અવસર પર વાજાંગાજાં.

દુક્કર ( ૫-૪૨ ) માઘ માસની રાત્રિમાં ચાર પહોર ( પ્રતિ પહોર ) સ્નાનનો નિયમ ( દુષ્કર ! )

દુદ્દોલણી ( ૫-૪૬ ) જે ગાય એકવાર દોવાય પછી ફરી પણ દોવાઈ શકે તે-દૂધાળી !

દિઅસિઅ ( ૫-૪૦ ) સદા ભોજન ( દિવસિક )

દિઅહુત્ત ( ૫-૪૦ ) સવારનું ભોજન ( દિવાભુક્ત ) શિરામણી.

દોવેલી ( ૫-૫૦ ) સાયંકાળનું-સાંજનું ભોજન (વાળુ)

ધમ્મઅ ( ૫-૬૩ ) ચોર દુર્ગાની સમક્ષ પુરૂષને મારી તેના શરીરના લોહીથી જંગલમાં જે ધર્માર્થ બલિ-બળિદાન કરવામાં આવે છે (તે સમયના ઠગ ?)

પંથુચ્છુહણી-( ૬-૩૬ ) સાસરીએથી પહેલાં પ્રથમ (પીયર) લાવવામાં આવેલી નવવધૂ.

પાડિઅજ્જુ ( ૬-૪૩ ) જે પીયરથી વહુને સાસરીએ પહોંચાડે તે.

પોઅલઅ ( ૬-૮૧ ) આસો માસમાં ઉત્સવ કે જેમાં પતિ સ્ત્રીના હાથથી અપૂપ ( પૂઆં ) લઇ ખાય છે.

મુક્કય ( ૬-૧૩૫ ) જે સ્ત્રીનો વિવાહ થનાર હોય તેને છોડી બીજી નિમંત્રિત સ્ત્રીઓનો વિવાહ થઇ જવો તે. મૂકાણુ.

મટ્ટુહિય ( ૬-૧૪૬ ) વિવાહ થયેલી-પરણેલીનો કોપ, મટકો ?

લય ( ૭-૧૬ ) નવાં વિવાહિત સ્ત્રી પુરૂષોના જોડાનો અરસ્પરસ નામ લેવાનો ઉત્સવ. આ શબ્દના ઉદાહરણમાં હેમચંદ્રે જે ગાથા બનાવી લખાં છે તેનો આશય એ છે કે મહારાજ કુમારપાલ ! આપની સેનાને આવતી જોઇને ભાગનારા રિપુ-દંપતિ અરસ્પરસ નામ લઈ લઈને પુકારે છે અને આપના ' લય ' ની યાદ કરાવે છે (કે વિવાહ થયાથી પણ આમ કર્યું હતું) જુઓ ઉપર ' ણુવલયા '

લયાપુરિસ (૭-૨૦) એક ઉત્સવ કે જેમાં વધૂનું ચિત્ર હાથમાં કમલ દઇને ચિતરવામાં આવે છે.

બહુમાસ (૭-૪૬) જ્યારે નવી વિવાહિતા સ્ત્રીના ઘરથી પતિ બહાર જાય નહિ ને ત્યાં રમણ કરતો રહે તેવી વિશેષ રીતિ યા ઉત્સવ ('હનીમૂન' !)

બહુહાડિણી (૭-૫૦) એક સ્ત્રીની 'ઉપર' જે બીજી સ્ત્રી લાવવામાં આવે તે.

વોરલ્લી (૭-૮૧) શ્રાવણ સુદ ૧૪ નો વિશેષ ઉત્સવ (રાખડી ?).

સુગિમ્હ (૮-૩૯) ફાલ્ગુનોત્સવ-આ સંસ્કૃત સુગ્રીષ્મકનો તદ્ભવ છે; તે માટે દેશીમાં ગણ્યો નથી. શ્રીહેમચંદ્રે ભામહમાંથી 'સુગ્રીષ્મકના પ્રયોગનું ઉદાહરણ આપ્યું છે (ફાગ ?).

સંવાડઅ (૮-૪૩) અંગૂઠો અને વચલી આંગલીથી ચાપટા-ચટાકા વગાડવા તે.

હિંચિઆહિંવિઅ (૮-૬૮) એક પગ ઉંચો કરી બીજા એકજ પગથી ચાલવાની છોકરાંઓની રમત.

૧૭૭ **કુમારપાલ ચરિત** કુમારપાલના રાજ્યમાં રચાયું. કુમાર-

પાલ રાજા ગાદીપર સં. ૧૧૯૯ માં બેઠો અને તેનો સ્વર્ગવાસ સં. ૧૨૩૦ માં થયો. હેમાચાર્યનો સ્વર્ગવાસ સં. ૧૨૨૯ માં થયો. શિલારા વંશના મલ્લિકાર્જુન સાથે યુદ્ધ સં. ૧૨૧૭–૧૮ માં થયેલું માનવું ઘટે[૧૪] તેથી કુમારપાલ ચરિત (દ્વાશ્રયકાવ્ય) અને તેમાં અંતર્ગત આ અપભ્રંશ (જૂની હિંદી–જૂની ગૂજરાતી) કવિતાનો રચનાકાલ વિ. સં. ૧૨૧૮ થી વિ. સં. ૧૨૨૯ સુધીમાં કોઇપણ સમય છે. હેમચંદ્રજીનું વ્યાકરણ સિદ્ધરાજ જયસિંહની આજ્ઞાથી તેના રાજત્વકાલમાં અર્થાત્. સં. ૧૧૯૯ ની પૂર્વે બન્યું. વ્યાકરણની બૃહદ્વૃત્તિ અને તેનો ઉદાહરણ સંગ્રહ સૂત્રોની સાથેજ રચાયેલ હશે. આ માટે શ્રી હેમચંદ્રે પોતા સિવાય અન્ય ઉલ્લેખેલ –ઉદ્ધૃત કવિતા પ્રચલિત થવાનો સમય વિ. સં. ૧૧૯૯થી પૂર્વે છે; એ તો વારંવાર કહેવાની જરૂર નથી કે આ સંવત્ તેની ઉપલબ્ધિનો નિમ્નતમ–છેલ્લામાં છેલ્લો સમય છે. ઉર્ધ્વતમ સમય–સૌથી અગાઉનો સમય મુંજના નામાંકિત દોહાથી લેવો ઘટે–અર્થાત્ આ કવિતા સં. ૧૦૨૯ થી ૧૧૯૯ સુધી લગભગ બે સૈકાની છે.

૧૭૮ જ્યારે હેમચંદ્રજીનાં ઉદાહરણોની વ્યાખ્યા લગભગ લખાઇ ચૂકી હતી ત્યારે **દોધક વૃત્તિ** નામનો ગ્રંથ ઉપલબ્ધ થયો. આ સન ૧૯૧૬ માં અમદાવાદમાં પંડિત ભગવાનદાસ હર્ષચંદ્રે છપાવ્યો છે, જેમાં રચનારનું નામ આપ્યું નથી પરંતુ અંતમાં એવો લેખ છે કેઃ—

"**इति श्री हैम व्याकरण प्राकृत वृत्तिगत दोधकार्थः समाप्तः लिखितो महोपाध्याय...य सं. १६७२ वर्षे शाके १५३८ प्र० (वर्तमाने) वैशाख वदि १४ शनौ**"—આમાં આ સર્વે ઉદાહરણોની સંસ્કૃત વ્યાખ્યા છે. અંતમાં એક માગધી ગદ્ય-ખંડ અને એક મહારાષ્ટ્રી પ્રાકૃત ગાથાને પણ 'દોધક' માનીને વ્યા-

---

૧૪ સિદ્ધરાજ જયસિંહ પૃથ્વીરાજના પિતા સોમેશ્વરનો નાનો (પિતા-મહ–માનો બાપ) હતો તથા સોમેશ્વરને કુમારપાળે પાળ્યો હતો. મલ્લિ-કાર્જુનની લડાઇમાં સોમેશ્વર સામેલ હતો. જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ ૧ પૃ. ૪૦૦–૧.

ખ્યા કરી દીધી છે. હેમચંદ્રજીના પ્રાકૃત વ્યાકરણના પઠન પાઠનનો પ્રચાર જૈન સાધુઓમાં રહ્યો તેથી આ કવિતાઓના પરંપરાગત યાતો સાંપ્રદાયિક અર્થ જાણવામાં દોધકવૃત્તિ ક્યાંક ક્યાંક ઘણી સહાયતા આપે છે. જ્યાં મતભેદ છે ત્યાં બતાવવામાં આવેલછે.

દોધકવૃત્તિની રચના જૈન સંસ્કૃતમાં થઈ છે-તેમાં જ ભાષાનુગ સંસ્કૃત-એટલે ભાષાપરથી કરેલ સંસ્કૃતના પદો આવ્યાં છે તેની યાદી નીચે પ્રમાણે આપી છે.

ચટિતઃ—ચઢેલો, ચટતિ-ચઢે છે, ચટામઃ—અમે ચઢીએ છીએ (ચડિઅઉ, ચડિઓ)

લગિત્વા—લગાવી-(લાઇ), લગાડીને (લગ્ગિ) લાગી-વળગી સાથે.

બલિં ક્રિયે-વારી જાઉં છું (બલિ કિજ્જઉં)

અર્ગલં-આગળ (એત્તિઉ અગ્ગલઉં)

સ્ફેટયતિ—(ફેડઇ) ઘેરે, નષ્ટ કરે

કિં ન સ્તમ્—શું નહીં સર્યું? સર્વ કાંઇ સિદ્ધ થયું.

મુત્કલેન—દાન, ઉદારતાથી (મોકલડેન) મોકળા હાથથી

ઉર્ધ્વરિત (છાપેલું છે ઉદ્ધરિત) ઉગર્યું, બચ્યું (ઉવ્વરિઅ)

ઉદ્વર્ત્યતે—ઊભરે ત્યજ્યતે (ઉવ્વારિજ્જઇ)

ચૂટકઃ—ચૂડો (ચૂડુલ્લઉ) ચુડલો.

છન્ન—ગુપ્ત (મારવાડી છાનૈ) ગૂ. છાનું.

વિધ્યાપયતિ—બુઝાવે છે-(વધેરે છે-દીવો વધેરે છે)

આવર્તતે—શોષયતિ! (આવટ્ટઇ=આવટે છે, ઓટે છે, ઓટાય છે)

જગટકાનિ—ઝગડા.

ધાટી—ધાડ, ધાડું.

દ્રહે—દહમાં-દ્રોમાં-'ધરો'-ધરામાં [ હૃદનો વ્યત્યય )

કલહાપિતઃ—કલહિતઃ

તીમોદ્વાનં—આર્દ્રશુષ્કં-લીલું સુંકું, (તિંતુવ્વાણુ).

વિછોટ્ય—વછોડી,

સ્તાધ—થાહ

મોટમન્તિ—મોડે છે (મોડંતિ).

૧૭૯—ઉદાહરણાંશમાં જે અક્ષરનિવેશ શ્રી શંકર પાંડુરંગ પંડિતે પોતાના કુમારપાલ ચરિતના સંસ્કરણમાં કેટલીક પ્રતિઓની સહાયતાથી રાખ્યો છે તે રાખ્યો છે. પાઠાંતર ઘણા ઓછાં આપ્યાં છે-આનાં કારણ મુખાનુસારીલેખન ( જેવું બોલવું તેવું લખવું ), અસાવધાનતા, ઉઐ, ઉઐા, સ્થ. સ્છ, આદિ લખતાં એક બીજા સાથે રહેલી સમાનતા, પર સવર્ણની અનિત્યતા, અઇ, એ, અઉ, ઓના વિકલ્પ, અનુનાસિકની અસાવધાનતા, અને અંતના ઉની ઉપેક્ષા આદિ છે." એ ઓ ના અર્ધ ઉચ્ચારણને ધ્યાનમાં રાખવાથી તથા અથી 'ઇ'ઉ'ને મેળવી એ, ઓ બોલવાથી છંદ સારી રીતે બોલી શકાય છે તથા ગાતાં બરાબર ગાઇ શકાય છે.

---

## પ્રકરણ ત્રીજું.

---

### હેમચંદ્રજીનું જીવનચરિત તથા કાર્ય.

૧૮૦ હેમચંદ્રજીના જીવનચરિતનો કંઇક આભાસ કુમારપાલ પ્રતિબોધના ઐતિહાસિક વિષય સંબંધી કહેતાં હવે પછી આવશે. તેમનો જન્મ સં. ૧૧૪૫ માં, દીક્ષા સં. ૧૧૫૪ માં, સૂરિપદ સં. ૧૧૬૬ માં અને સ્વર્ગવાસ સં. ૧૨૨૯ માં થયો. તેમનું જન્મ નામ ચંગદેવ હતું. દીક્ષા સમયે સોમચંદ્ર અને સૂરિ થતાં હેમચંદ્ર પડયું. સિદ્ધરાજ જયસિંહની પાસે તેમણે ઘણી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. સિદ્ધરાજ પોતે શૈવ હતો છતાં સર્વ ધર્મોનો આદર કરતો હતો. સિદ્ધરાજને માટેજ હેમચંદ્રજીએ પોતાનું વ્યાકરણ બનાવ્યું કે જે સંબંધે ચર્ચા આપણે કરી છે. હેમચંદ્રજીના પ્રભાવથી સિદ્ધરાજનું મન જૈન ધર્મ પ્રત્યે ઝૂક્યું હશે. પરંતુ કુમારપાલ રાજા થવાથી હેમચંદ્ર તે હેમચંદ્રજ ખરા બન્યા, હેમ-

ચંદ્ર 'કલિકાલ સર્વજ્ઞ' થયા અને કુમારપાલ પરમાર્હત બન્યા.

૧૮૧. કુમારપાલના રાજ્યના પ્રથમના પંદર વર્ષ યુદ્ધવિજય આદિમાં વીત્યાં. શ્રી હેમચંદ્રે અગાઉથીજ કુમારપાલ રાજા થશે એવી ભવિષ્ય વાણી કહી દીધી હતી અને સિદ્ધરાજના તેના પરના દ્વેષથી થયેલી સંકટાવસ્થામાં તેને સહાયતા પણ આપી હતી. હવે તેને જિન ધર્મોપદેશ આપી તેના દ્વારા ખૂબ ધર્મપ્રચાર કરાવ્યો. કુમારપાલના ઉત્તરાધિકારી અજયપાલના મંત્રી યશઃપાલે મોહપરાજય નામનું નાટક પ્રબોધચંદ્રોદયની શૈલીનું લખ્યું છે તેમાં એવું વર્ણન છે કે ધર્મ અને વિરતિની પુત્રી કૃપા સાથે કુમારપાળનો વિવાહ સં. ૧૨૧૬ ના માર્ગશીર્ષ શુકલ દ્વિતીયાને દિને હેમચંદ્રે કરાવ્યો તેથી મોહને હરાવી ધર્મને પોતાનું રાજ્ય પુનઃ અપાવ્યું. રૂપકને દૂર કરીએ તો આ તિથિ કુમારપાલના જૈન ધર્મ સ્વીકારની છે. હેમચંદ્રજીના ઉપદેશથી સદાચાર પ્રચાર, દુરાચાર ત્યાગ, મંદિર રચના, પૂજા વિસ્તાર, જીર્ણોદ્ધાર, અમારિઘોષણ, તીર્થયાત્રા આદિ ઘણી ધામધૂમથી કુમારપાળે કર્યા ને કરાવ્યાં. જૈન સાહિત્યમાં આ ગુરૂ શિષ્યના ઘણા પ્રશંસાપૂર્ણ ઉલ્લેખ છે.

૧૮૨. રાજાએ ૨૧ જ્ઞાનકોશ (પુસ્તક ભંડાર) કરાવ્યા, છત્રીશ હજાર શ્લોકોનું ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર હેમચંદ્ર પાસે રચાવી સોના રૂપાથી લખાવી સાંભળ્યું. અગ્યાર અંગ, બાર ઉપાંગ સોનાથી લખાવી સાંભળ્યાં, યોગશાસ્ત્ર આદિ લખાવ્યાં. ગુરૂના ગ્રંથોના લખવાવાળા ૭૦૦ લેખક (લહીઆ) હતા. એક દિન લેખકશાળામાં જઈ રાજાએ લેખકોને 'કાગળો' પર લખતા જોયા. ગુરૂએ કહ્યું કે શ્રી તાડપત્રોનો ટોટો પડયો છે. રાજાને શરમ થઇ. ઉપવાસ કર્યો. ખર તાડો (કઠણ તાડો કે જેના પાન લખવા માટે કામ આવી ન શકે)ની પૂજા કરી તો તે સવારમાં શ્રી તાડ થઇ ગયા પછી ગ્રંથ તેના પર લખાવાતા ગયા! (શ્રી જિનમંડનનો કુમારપાલ પ્રબંધ પૃ. ૯૫-૯૭).

૧૮૩. શ્રી હેમચંદ્રે કેટલાયે લાખો શ્લોકોના ગ્રંથ બનાવ્યા છે તેમાં પ્રધાન ગ્રંથો એ છે કેઃ—અભિધાન ચિંતામણિ આદિ કેટલાક કોશ, કાવ્યા-

નુશાસન, છંદોનુશાસન, દેશી નામમાલા, દ્વાશ્રયકાવ્ય (સંસ્કૃત તથા પ્રાકૃત), યોગશાસ્ત્ર, ધાતુપારાયણ, ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત, પરિશિષ્ટ પર્વ. શબ્દાનુશાસન (વ્યાકરણ). તેના પોતાના રચેલા ગ્રંથોની પ્રાયઃ વૃત્તિઓ પણ રચાઇ છે, ૮૪ વર્ષની અવસ્થામાં અનશનથી હેમચંદ્રે પ્રાણત્યાગ કર્યો. કુમારપાલ પણ લગભગ છ માસ પછી સ્વર્ગસ્થ થયો.

**સિદ્ધ હૈમ વ્યાકરણની રચના**—( જિનમંડનના કુમારપાલ પ્રબંધ પરથી પૃ. ૧૨(૨), ૧૬(૨) વગેરે ).

૧૮૪. પહેલાં કદી હેમચંદ્રજી **'परब्रह्ममय परमपुरूष प्रणीत्त मातृका अष्टादश लिपि विन्यास प्रकटन प्रवीण'** બ્રાહ્મી આદિ મૂર્ત્તિઓને જોઇ કાશ્મીર જવા ચાલ્યા તો ભગવતીએ તેનો માર્ગક્લેશ બચાવવા માટે માર્ગમાંજ આવી દર્શન તથા વિદ્યામંત્ર આપ્યાં હતાં. સિદ્ધરાજ જયસિંહને ત્યાં તેનું પાંડિત્ય જોઈ કોઇ અસહિષ્ણુ (બ્રાહ્મણો) એ કહ્યું કે અમારાં શાસ્ત્ર (પાણિનીય વ્યાકરણ) શીખીને આ વિદ્વત્તા પ્રાપ્ત થઇ છે. સિદ્ધરાજે પૂછ્યું ત્યારે હેમચંદ્રે કહ્યું કે શ્રી મહાવીર જિને શિશુ અવસ્થામાં જે ઉપદેશ ઇંદ્ર સમક્ષ આપ્યો હતો તે જૈનેંદ્ર વ્યાકરણજ અમે શીખીએ છીએ. ( જુઓ ઉપર પૃ. ૩૮૧ ટિ. ૨ ) રાજાએ કહ્યું કે તેટલા પ્રાચીનને છોડીને કોઈ નજીકના કર્ત્તાનું નામ આપો. તેણે કહ્યું કે સિદ્ધરાજ સહાયક થાય તો પોતે નવું પંચ અંગવાળું વ્યાકરણ રચે. રાજાએ સ્વીકાર્યું એટલે શ્રી હેમચંદ્રે કહ્યું કે કાશ્મીરમાં પ્રવરપુર (બિલ્હણની જન્મભૂમિ)માં ભારતી કોશમાં પુરાતન આઠ વ્યાકરણોની પ્રતિ છે તે મંગાવી આપો. પ્રધાનોએ જઇ ભારતીની સ્તુતિ કરી એટલે ભારતીએ કહ્યું કે હેમચંદ્ર મારીજ મૂર્ત્તિ છે, પ્રતિઓ આપી દો. પ્રતિઓ આવી. ઘણા દેશોથી અઢાર વ્યાકરણ લાવવામાં આવ્યાં. ગુરૂ (હેમચંદ્ર) એ એક વર્ષમાં સવા લાખ ગ્રંથનું વ્યાકરણ રચી રાજાના હાથી પર રાખી, ચમર ઢોળતાં રાજસભામાં લાવી પધરાવ્યું અને સંભળાવ્યું. અમર્ષી બ્રાહ્મણોએ કહ્યું કે શુધ્ધા શુદ્ધની પરીક્ષા કર્યા વગર રાજાના સરસ્વતી કોશમાં રાખવા યોગ્ય નથી. કાશ્મીરમાં ચંદ્રકાન્ત મણિની

બનેલી બ્રાહ્મીની મૂર્તિ છે, તેની સમક્ષ જલકુંડમાં પુસ્તક ફેંકવામાં આવે. જો ભીંજાયા વગર નિકળી આવે તો શુદ્ધ જાણો, અન્યથા નહીં[૧૫] રાજાએ સંશયાકુલ થઇ ત્યાં મોકલાવ્યું. પંડિતો સમક્ષ બે ઘડી સુધી વ્યાકરણ કાસ્મીરના સરસ્વતી કુંડમાં પડી રહ્યું. અકિલન્ન નીકળ્યું. રાજાને જ્યારે પ્રધાનોએ આ જણાવ્યું ત્યારે ૩૦૦ લેખકોથી ત્રણ વર્ષ સુધી પ્રતિઓ[૧૬] લખાવરાવી [૧૭]અઢાર દેશોમાં પઠન પાઠન માટે મોકલી.

---

૧૫. ભાસ અને વ્યાસનાં કાવ્યોની અગ્નિપરીક્ષાનાં સંબંધમાં જુઓ. ના. પ્ર૦ પત્રિકા ભાગ ૧ પૃ. ૧૦૦. રાજશેખરે સૂક્તિમુક્તાવલિમાં ભાસના સ્વપ્નવાસવદત્તના ન બળવાનો ઉલ્લેખ કર્યો છે (दाहकोऽ भून्न पावकः). અને ગૌડવહોના કર્તા વાક્પતિરાજે પ્રાયઃ આટલા માટે ભાસને जलणमित्त (ज्वलन-मित्र) કહ્યો છે. રાજશેખર સૂરિ (જૈન)ના ચતુર્વિંશતિ પ્રબંધમાં કાસ્મીરમાં સરસ્વતીના હાથમાં શ્રી હર્ષનું નૈષધચરિત્ર રાખવાનો અને સરસ્વતીના તે કાવ્યમાં પોતાના કરેલા વ્યકિતગત આક્રમણથી ચીડાઇ તેને ફેંકી દેવાનો ઉલ્લેખ છે. શ્રીહર્ષ ચીડાઈ કહે છે કે 'क्वापितैः किं क्षुट्यते कलंकात्'. (ચંદ્રધર શર્માજી) પાસે 'ગન્ધોત્તમા નિર્ણય' નામની એક ખંડિત પોથી છે કે જેમાં શાકત પૂજામાં મદ્યના ઉપયોગના વિધાનનો નિર્ણય છે. તેમાં લખેલ છે કે ભાગવતની કેટલીએ ટીકાઓ પાણીમાં નાંખવામાં આવી હતી, કિંતુ શ્રીધરસ્વામીની ટીકા ભીંજાયા વગર-બૂડયા વગર નીકળી. એજ પ્રમાણે માઘકાવ્ય પણ. ગન્ધોત્તમા નિર્ણયકારે તો એટલા માટે આ કથાઓ મૂકી છે કે શ્રીધર સ્વામીની ટીકામાં 'लोके व्यवायामिष मद्य०' એ શ્લોકની વ્યાખ્યા તથા માઘકાવ્યમાં બલદેવના વર્ણનમાં 'घूर्णयन् मदिरास्वाद०' એ શ્લોક પોતાના પક્ષનું સમર્થન કરે છે. પરંતુ પાણીમાં નાખીને શાસ્ત્ર-પરીક્ષાના સંપ્રદાયની કથા હોવાથી અહીં લખી નાંખી છે.

૧૬. કોઇ સંસ્કૃતાભિમાની માતૃકા, કોષ યા પ્રતિકૃતિની જગ્યાએ પ્રતિઃ એમ લખનારની હાંસી કરે છે, કિંતુ જૈન યા દેશ ભાષાનુગામી સંસ્કૃતમાં આ શબ્દ સં. ૧૪૯૨ માં મળે છે. જિનમંડને પ્રતયઃ, પ્રતીઃ એમ કેટલીએ વાર લખ્યું છે.

૧૭. અઢાર દેશ—કર્નાટ, ગૂર્જર લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ, સિંધુ, ઉચ્ચા, ભંભેરી, મરૂ, માલવ, કોંકણ, રાષ્ટ્ર, કીર, જાલંધર, સપાદલક્ષ, મેવાડ, દીપ, આભીર. જિનમંડનનો કુમારપાલ પ્રબંધ પત્ર ૮૧ (૧).

# પ્રકરણ ચોથું.

## શ્રી હેમચંદ્ર અને દેશી.

૧૮૫. **युव** (**न्**) (એટલે જુવાન)ના તારતમ્ય વાચકરૂપ **यवीयस्**, **यविष्ट** અને **अल्प**ના **अल्पीयस्** અને **अल्पिष्ट** થાય છે. આ અર્થોમાં **कनीयस्** અને **कनिष्ठ** પણ થાય છે. પાણિનિની આ સંબંધે કહેવાની રીત એવી છે કે **युव** અને **अल्प**ની જગ્યાએ વિકલ્પથી **कन** થઇ જાય છે (૫-૩-૬૪). આનો ઐતિહાસિક અર્થ એ છે કે પાણિનિના સમયમાં એકલો **कन्** નાનાના અર્થમાં વપરાતો ન્હોતો–કેવલ તેના તારતમ્યવાચક રૂપમાં વપરાતો હતો. વૈયાકરણોની કહેવાની એવી રીતિ છે કે પાણિનિના સૂત્રથી **अल्पीयस्** અને **यवीयस्**ની જગ્યાએ **कनीयस्**, અને **अल्पिष्ठ** અને **यविष्ठ**ની જગ્યાએ **कनिष्ठ** થઇ જાય છે. આવું કંઇ થતું નથી. વ્યાકરણનું સૂત્ર કોઇ નવીન ચીજ બનાવી શકતું નથી. તે તો જે કંઇ હોય તેને નિયમથી રાખી દે છે. 'અમુક સૂત્રથી આમ થયું' એને બદલે વૈજ્ઞાનિક રીતિથી એમ કહેવું ઘટે કે 'આમ ભાષામાં થાય છે, તેનો ઉલ્લેખ અમુક સૂત્રમાં કરેલો છે.' **कन्** કે જેનો અર્થ નાનું છે તેનો એકલપણે વિશેષણ તરીકે તે સમયે સંસ્કૃતમાં વ્યવહાર થવાનું બંધ પડી ગયું હતું. '**कन्या**' માં તે મોજૂદ છે. કન્યાનો પુત્ર '**कानीन**' બનાવવા માટે પાણિનિએ કન્યાને બદલે '**कनीन**' માની પ્રત્યય લગાડયો છે. (૪-૧-૧૧૬). આ કાર્ય (જો '**कन्**'ની સત્તા–તેનું અસ્તિત્વ પાણિનિ માનત તો) **कन्**ને પ્રત્યય લગાડીને પણ થઇ શકતું હતું. નેપાલી 'કાન્–છા' (નાના) હિંદી **कन+अंगुरिया**–નારંગીની 'કન્ની' આદિમાં તે '**कन्**' ચાલુ રહેલો દેખાય છે. તે રીતે જ્યાં પાણિનિએ '**ब्रू**' ના કંઇક રૂપોને બદલે '**आह**'નું થવું, **हन**નું '**वध्**' થઇ જવું, અને**अस्**નું **भू** થઈ જવું જણાવ્યું છે તેનો ઐતિહાસિક અર્થ એ છે કે '**आह्**' '**अस्**' અને '**वध्**' ધાતુઓનાં જે સમયે પુરાં રૂપો પહેલાં થતાં હશે, તે

સમયે જે ધાતુ અધુરી રહી ગઇ હતી તેને પાણિનિએ તે અર્થના બીજા ધાતુઓનાં રૂપોમાં મેળવી દીધી. પાણિનિના વૈદિક રૂપોના વિવેચનથી એવો પત્તો મળે છે કે કેટલાક સમય સુધી કેવા પ્રયોગ થતા હતા અને ક્યારથી તે બદલાયા.

૧૮૬. પ્રાકૃત વૈયાકરણોએ બદ્ધમૂલ સંસ્કૃતને પ્રકૃતિ માની બદ્ધમૂલ પ્રાકૃતનું વ્યાકરણ લખ્યું છે. સંસ્કૃતથી શું શું પરિવર્ત્તન થાય છે તેને ગણવામાં આવેલ છે; પ્રાકૃતને ભાષા માની તે વર્ત્યા નથી. વર્ત્તી પણ શકતા નહોતા, તેનું લક્ષ્ય પ્રાકૃત પણ પુસ્તકી એટલે જડ પ્રાકૃત હતું. હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના લગભગ બે પાદ આમાંજ ગયા છે કે ક્યા સંસ્કૃત શબ્દમાં ક્યા અક્ષરની જગ્યાએ શું થઇ જાય છે. તો પાણિનિની પેઠે સ્થાન, પ્રયત્ન, અંતરતમ આદિનો વિચાર પ્રાકૃતવાળા કરત તો સંક્ષેપ પણ થાત અને વૈજ્ઞાનિક નિયમ પણ થઇ શકત. તેના વગર પ્રાકૃત વ્યાકરણ અનિયમ પરિવર્ત્તનોની પરિસંખ્યા માત્ર થઇ ગયેલ છે. હેમચંદ્ર કહે છે કે **ङसि** (પંચમી એકવચન, અપાદાન)ની જગ્યાએ પ્રાકૃતમાં **त्तो, दो, दु, हि, हिन्तो** આવે છે, યા કોરી સંજ્ઞા પ્રત્યય વગર આવે છે. બહુ વચનમાં આ વગર **सुन्तो** પણ આવે છે. ૮–૩–૮,૯. આગળ ચાલતાં તેણે મધ્યમપુરૂષ અને ઉત્તમપુરૂષના કેટલાંક રૂપ ગણાવ્યા છે. ૮–૩–૯૦–૧૧૭. શું આ સર્વ રૂપ પ્રાકૃતમાં એક સમયેજ ચાલુ થયાં યા સમયે સમયે આવતાં ગયાં એ જાણવું ઘણું રોચક અને જ્ઞાનદાયક થાત. આથી પ્રાકૃતના પ્રકારો માલૂમ પડત. સંબંધના અર્થમાં **केरअ** (**सं. केरक**, હિંદી–ગૂજરાતી કેરા ) પ્રત્યય આવે છે, હેમચંદ્રે તેને અપભ્રંશમાં આદેશ ગણ્યો છે ૮–૪–૪૨૨, પ્રાકૃતમાં નથી ગણેલ, પરંતુ તે મૃચ્છકટિક અને શાકુંતલની પ્રાકૃતમાં કેટલીએ જગ્યાએ મળી આવે છે.

૧૮૭. પ્રાકૃતોમાં જે સંસ્કૃતસમ યા તત્સમ શબ્દ છે તે સંસ્કૃત પરથી જણાય છે. જે સંસ્કૃતભવ યા તદ્ભવ છે તેની લોપ, આગમ, વર્ણવિકાર આદિથી આ વૈયાકરણોએ સમજ આપી છે. હવે બાકી

રહ્યા દેશી. તે અવ્યુત્પન્ન પ્રાતિપદિક છે કે જેનો નવી જૂની પ્રાકૃતો વાળા વ્યવહાર કરતા આવ્યા છે. તેની પ્રકૃતિ પ્રત્યયનો વિચાર કઠિન છે. સંભવ છે કે અધિક શોધ કરતાં તેમાંથી કંઇક બીજી ત્રીજી પેઢીના તદ્ભવ સિદ્ધ થઇ જાય. હેમચંદ્રજીએ દેશીનું વૈજ્ઞાનિક વિવેચન કર્યું નથી.

૧૮૮. પોતાની દેશી નામમાલામાં પોતે શું લીધું છે, શું નથી લીધું તેનો ઉલ્લેખ તેઓ એવી રીતે કરે છે કે (૧) જે લક્ષણગ્રંથ (સિદ્ધ-હૈમ શબ્દાનુશાસન )માં પ્રકૃતિ-પ્રત્યય આદિ વિભાગથી સિદ્ધ કરવામાં આવ્યા નથી તે ત્યાં લેવામાં આવ્યા છે (૨) જે ધાતુ, વૈયાકરણ તથા કોશકારોએ દેશીમાં ગણેલ છે, પરંતુ જેને અમે ધાતુઓના આદેશ માનેલ છે તે લેવામાં નથી આવ્યા (૩) જે પ્રકૃતિ-પ્રત્યય વિભાગથી સંસ્કૃતજ સિદ્ધ થાય છે કિંતુ સંસ્કૃત કોશોમાં પ્રસિદ્ધ નથી તે અહીં લેવામાં આવ્યા છે—જેવા કે અમૃત-નિર્ગમ એટલે ચંદ્ર, છિન્ન-ઉદ્ભવા એટલે બીજ, મહાનટ એટલે શિવ ઇત્યાદિ (૪) જે સંસ્કૃત કોશોમાં નથી કિંતુ ગૌણ લક્ષણા યા શક્તિથી જેનો અર્થ બેસે છે—જેવો કે બઇલ્લ ( એટલે બેલ, બળદ )=મૂર્ખ તે લેવામાં નથી આવ્યા.

૧૮૯. વળી તે કહે છે કે મહારાષ્ટ્ર, વિદર્ભ, આભીર આદિ દેશોમાં જે શબ્દ પ્રસિદ્ધ છે ( જેવા કે મગા=મરાઠી મગ=પછી, હિંગ એટલે જાર ) તેને ગણવામાં આવે તો દેશો અનંત હોવાથી પુરૂષાયુષથી પણ તેનો સંગ્રહ થઈ શકે તેમ નથી તે માટે '**अनादि प्रसिद्ध प्राकृत भाषा विशेष**' જ દેશીને કહેવામાં આવેલ છે. પોતાની પુષ્ટિમાં એક જૂનો શ્લોક ઉદ્ધૃત કરેલ છે કે દિવ્ય યુગસહસ્રમાં વાચસ્પતિની બુદ્ધિ પણ એટલી સમર્થ થઈ શકતી નથી કે જે દેશોમાંના પ્રસિદ્ધ શબ્દો સંપૂર્ણપણે ચુંટી શકે ( દેશી નામમાલા ગાથા ૨-૩)[૧૮] આથી

૧૮ સરખાવો પતંજલિ-' બૃહસ્પતિએ ઇંદ્રને દિવ્ય વર્ષ સહસ્ર શબ્દ પારાયણ કરાવ્યું પરંતુ અંત આવ્યો નહિ-બૃહસ્પતિ જેવો કહેનાર, ઇંદ્ર જેવો શીખનાર, દિવ્ય વર્ષસહસ્ર જેટલો અધ્યયન કાળ તો પણ અંત ન આવ્યો. આજકાલ જે જીવે છે તે ઘણું ઘણું સો વર્ષ જીવે ઇત્યાદિ (પ્રથમ આહ્નિક.)

સ્પષ્ટ છે કે મનમાની-પોતાની મરજીમાં આવે તેવી આ માલા કરવામાં આવી છે[૧૯]-સંસ્કૃત પ્રયોગને પ્રમાણ ન માનતાં કોશોને માન આપ્યું છે. જો અમૃતનિર્ગમ અને મહાનટ ચંદ્રમા અને શિવના અર્થમાં સંસ્કૃત કોશોમાં ન આપવામાં આવ્યા હોય તેથી શું થયું ? પ્રકૃતિ પ્રત્યય વિભાગ અને શક્તિ, રૂઢિ આદિથી તે સંસ્કૃતજ છે. તેવી રીતે (૩) અને (૪) માં પરસ્પર વિરોધ આવે છે.

૧૯૦. સંસ્કૃતમાં 'અપ્રયુક્ત'નો વિચાર કરતાં પતંજલિએ કહ્યું છે કે ઉપલબ્ધિમાં યત્ન કરો.' શબ્દનો પ્રયોગ-વિષય મોટો છે. સાત દ્વીપની પૃથ્વિ, ત્રણ લોક, ચાર વેદ, અંગ અને રહસ્ય સહિત, તેના ઘણા ભેદ, ૧૦૦ શાખા અધ્વર્યુવેદની, સામવેદના ૧૦૦૦ માર્ગ, ૨૧ પ્રકારના વાહ્‌વૃચ્ય (ઋગ્વેદ), નવ જાતના અથર્વણ વેદ, વાકોવાક્ય, ઇતિહાસ, પુરાણ, વૈદક, આટલા શબ્દના પ્રયોગ-વિષય છે. આટલા શબ્દના પ્રયોગ-વિષયને સાંભળ્યા કે વિચાર્યા વગર શબ્દ અપ્રયુક્ત છે એમ કહેવું તે સાહસમાત્ર છે (પહેલું આહ્નિક). એ પ્રમાણેજ (૧) (૨)માં વિરોધ આવે છે. ધાતુઓમાં શ્રી હેમચંદ્રે ભારે અદ્‌ભુત કાર્ય કર્યું છે. એક ધાતુને પ્રધાન-મુખ્ય ગણેલ છે—અને તેના અર્થની બીજી ધાતુઓને તેનો આદેશ માની ઝઘડો પતાવ્યો છે. જેમકે કહઇ (**कथयति**) ધાતુ લીધો-માન્યો. હવે વજ્જરઇ, પજ્જરઇ, ઉપ્પાલઇ, પિસુણઇ, સંઘઇ,

---

૧૯ વૈયાકરણોની મનમાની પુરાણી લખવાની રીતિ પણ નષ્ટ થઇ. પ્રાકૃત પોથિઓમાં લખનારા 'શોધ શોધ' કરી લખવા લાગ્યા તેથી દક્ષિણનાં પ્રાકૃતનાં પુસ્તકોમાં જૂના પાઠ મળી આવે છે. ઉત્તરનાં પુસ્તકોમાં તે 'સુધારવામાં' આવ્યા છે (બાર્નેટ, જ. રૅ. એ સોસાયટી અકટો. ૧૯૨૧). આમ શોધી-સુધારી મુકવાના પરિણામે 'मृगनेत्रासु रात्रिषु' નું 'मुगतैतासु रात्रिषु' થઇ ગયું હતું. (પ્રતિભા, વર્ષ ૩), ભાગવતના દક્ષિણી વૈષ્ણવ ટીકાકારોએ ભાગવતમાં જે વૈદિક પ્રયોગ (આર્ષ) છે તેને બદલી વર્ત્તમાન સંસ્કૃત કરી દીધું છે-શ્રીધર સ્વામીએ નહિ, એ વાત કુંભકોનં સંસ્કરણની ટિપ્પણીઓથી સ્પષ્ટ થાય છે. તેઓએ ભાગવતને 'શુદ્ધ' કર્યું કિંતુ શું તેની પ્રાચીનતાનો લોપ પોતાને હાથે નથી કર્યો ?

ઓલ્લઈ, ચવઇ, જમ્પઇ, સીસઇ, સાહઈ—ને વિકલ્પે 'કહઈ'ના આદેશ કરી દીધા છે, (૮–૪–૨) ઉબ્બુકઇને આમાં ગણેલ નથી કારણકે તેને ઉત્+બુક્કમાંથી નિકળેલી માનેલ છે. આમ જોવામાં આવે તો વજ્જરઇ **उच्चरति**માંથી, પજ્જરઈ **प्रोच्चरति**માંથી, પિસુણઇ **पिशुनयति**માંથી, સંઘઈ **संख्याति**માંથી, જમ્પઇ **जल्पति**માંથી નિકળી શકે છે.

૧૯૧. વળી શ્રી હેમચંદ્ર લખે છે કે બીજાઓએ આને દેશી શબ્દો તરીકે લીધા છે, કિંતુ અમે તેને ધાત્વાદેશ કરી દીધા છે કે જેથી વિવિધ પ્રત્યયોમાં પ્રતિષ્ઠિત થઇ જાય. આમ કરવાથી વજ્જરિઓ એટલે **कथित** વજ્જરિઊણ એટલે **कथयित्वा** આદિ હજારો રૂપ સિદ્ધ થઈ જાય છે"– આતો પોતાની મનમાની થઇ. યાતો તેને સ્વતંત્ર ધાતુ માની લેવાત, યા તેમાં તદ્‌ભવ અને દેશીની છાટ નાંખી શકાત. વૈયાકરણોના સ્વભાવ પ્રમાણે હેમચંદ્ર કહે છે કે અમે તેને આદેશ એટલા માટે ગણેલ છે કે તેને પ્રત્યય લગાડી શકાય, તે વિવિધ પ્રત્યયોમાં પ્રતિષ્ઠિત થઇ જાય. પતંજલિ, વૈયાકરણોને ચેતવણી આપી ગયેલ છે કે 'જેમ ઘડાનું કામ પડતાં લોક કુંભારને ત્યાં જાય છે કે અમને ઘડો બનાવી આપ તેમ શબ્દનું કામ પડતાં કોઇ વૈયાકરણને ત્યાં જતો નથી કે ભાઇ! અમારે કામ છે માટે શબ્દ બનાવી આપ" (પહેલું આહ્નિક); કિંતુ વૈયાકરણ સમજે છે કે તેને પ્રતિષ્ઠિત કર્યા વગર લોક આ ધાતુઓ સાથે પ્રત્યયજ નહી લગાડી શકે. કુકડો સવાર થતાં બોલે છે. કિંતુ ફ્રેંચ ભાષાના એક નાટકમાં એક કુકડાને એવું અભિમાન થયેલું બતાવ્યું છે કે હું નવિ બોલું તો સવાર પડશેજ નહિ. અસ્તુ.

૧૯૨. આ ચોથા પાદમાં કેટલીક ધાતુઓના આદેશ ગણાવ્યા છે કે જેમાં કેટલાક તો તદ્‌ભવ ધાતુ છે અને દેશી છે જેમકે ભ્રમ (એટલે ઘૂમવું) ના અઢાર આદેશોમાં (૮–૪–૧૬૧) ચક્કમઇ–**चंक्रम** પરથી, ભમ્મડઇ, ભમાડઇ–**भ्रम** પરથી સ્વાર્થમાં ડ લગાડી તલઅણ્ટઇ–**तल+अट** પરથી, ભુમઇ, ફુમઇ–**भ्रम** પરથી, પરીઇ, પરઇ–**परि+इ** પરથી તદ્‌ભવ માની શકાય છે. ટિરિટિલ્લઇ, ઢુણ્ઢુલ્લઈ, ઢણ્ઢલઇ, ઝણ્ટઇ, ઝમ્પઈ, ગુમઈ, ફુસઇ, ઢુમઇ,

દુસઈ બાકી રહ્યા તેને દેશી ધાતુ માનો અથવા અનુકરણ આદિથી બનેલા સમજો. દેશીના ભંડારમાંથી સંસ્કૃત વાળા 'સંસ્કૃત' કરીને અને પ્રાકૃતવાળા એમજ લેતા રહ્યા છે. પહેલાએ એમ નથી કહ્યું કે અમે લીધા છે-તે તો એમજ કહેતા ગયા કે અમારાજ છે, બીજાએ દેશી અને તદ્દભવોની વહેંચણી કરી, કારણ કે તદ્દભવોને પોતાના થોડા નિયમોથીજ બાંધેલા માન્યા વ્યત્યયનો વિચાર કર્યો નહિ.

૧૯૩. હેમચંદ્ર સૂરિએ પોતાની જન્મ ભાષાનું ગૂજરાતી, હિન્દી કે મરાઠી આદિ કોઈ ખાસ–વિશિષ્ટ નામ ન રાખતાં 'અપભ્રંશ' એવું સામાન્ય નામ રાખ્યું છે. આનું કારણ એ છે કે તે ભાષા તે સમયે, તેવાજ રૂપમાં કંઇક થોડા ભેદ સાથે ભારતના ઘણા ખરા પ્રદેશોમાં બોલાતી હતી. આથી આચાર્ય હેમચંદ્રે તેને ખાસ કોઈ પ્રદેશની ભાષા ન માનતાં સામાન્ય અપભ્રંશ ભાષા માની. આ 'અપભ્રંશ' એટલે વિકૃત સ્વરૂપ કઇ ભાષાનું સમજવું? આ પ્રશ્નનો ઉત્તર આપણને કેવલ જૈન સાહિત્યથી મળશે. અન્યથી નહિ. આટલા માટે જે પ્રાકૃત ગ્રંથો હેમ-ચંદ્રાચાર્યની પહેલાં ક્રમથી ૩, ૪ શતાબ્દિઓથી લખાયેલાં છે તે જોવાં ઘટે. જો કે સર્વનું અવલોકન અત્યાર સુધી ઠીક ઠીક પ્રમાણમાં કરવામાં આવ્યું નથી તો પણ જેટલું કરવામાં આવ્યું છે તે પરથી નિઃસંકોચ કહી શકાય તેમ છે કે તે અપ્રભ્રંશ, શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃતનું રૂપ હતું. દશમી સદીના પહેલાના જેટલા જૈન પ્રાકૃત ગ્રંથ છે તેમાં આ બને ભાષાઓની પ્રધાનતા છે. દશમી સદીના પછીના જે ગ્રંથ છે તેમાં તે ભાષાઓ ક્રમેક્રમે લુપ્ત થતી જાય છે અને અપભ્રંશનો ઉદય દૃષ્ટિગોચર થાય છે. મહાકવિ ધનપાલ, મહેશ્વર સૂરિ અને જિનેશ્વર સૂરિ આદિના ગ્રંથોમાં અપભ્રંશના આદિ આકાર, તથા રત્નપ્રભાચાર્યની ઉપદેશ માલાની 'દોઘટ્ટી વૃત્તિ' અને હેમચંદ્ર સૂરિના ગ્રંથોમાં શુધ્ધ શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃત છે અને તે પછી તેનું વિકૃત રૂપ છે. કાલની ગતિની સાથે ભાષાઓનું પરિ-વર્તન—તેના સ્વરૂપના ભ્રંશનેજ હેમચંદ્ર સૂરિએ અપભ્રંશ નામ આપ્યું

એને શૌરસેની તથા પ્રાકૃત પછી પોતાના વ્યાકરણમાં અપભ્રંશનું વ્યાકરણ પણ લિપિબધ્ધ કરી દીધું. ( સિદ્ધહૈમ શબ્દાનુશાસન નામના મહાન વ્યાકરણમાં પહેલા સાત અધ્યાયોમાં સંસ્કૃતનું સર્વાંગપૂર્ણ વ્યાકરણ આપી આઠમા અધ્યાયમાં પ્રાકૃત વગેરે વ્યાવહારિક ભાષાઓનું વ્યાકરણ આપેલ છે તેમાં ચતુર્થ પાદના ૩૨૯ મા સૂત્રથી અંતિમ સૂત્ર ૪૪૮ સુધીનાં ૧૨૦ સૂત્રોમાં આ અપભ્રંશનું વ્યાકરણ છે. )

૧૯૪. હેમાચાર્યના કાવ્યાનુશાસનમાં મહાકાવ્યની વ્યાખ્યા આપતાં અપભ્રંશના બે ભેદ પાડેલા છે. **तत्र प्रायः संस्कृतप्राकृतापभ्रंश-ग्राम्यभाषानिबद्धं महाकाव्यम्** અને તે ભાષાઓના દાખલા આપતાં કહે છે કે **अपभ्रंश भाषा निबद्ध सन्धिबन्धम् अब्धि-मन्थनादि ग्राम्यापभ्रंश भाषा निबद्धावस्कन्धनकबन्धम्–भीमकाव्यादि.** અપભ્રંશ ભાષામાંનું મહાકાવ્ય સન્ધિના બંધવાળું હોય છે, દાખલા તરીકે અબ્ધિમન્થન વગેરે અને ગ્રામ્ય અપભ્રંશ ભાષામાંનું મહાકાવ્ય અવસ્કન્ધકના બન્ધવાળું હોય છે–દાખલા તરીકે ભીમકાવ્ય વગેરે. આ પરથી અપભ્રંશ અને ગ્રામ્યાપભ્રંશ એ ભાષાના ભેદ પડેલા છે એટલુંજ નહિ પરંતુ તેમાં લખાયેલાં કાવ્યો પણ હતાં. એ બેની સાથે આપણી જૂની ગૂજરાતીનો સંબંધ છે.

૧૯૫. સન્ધિ એટલે કડવકો ( કડવાં )નો સમૂહ એમ હેમાચાર્ય પોતાના છંદોનુશાસનના છઠ્ઠા અધ્યાયમાં કહે છે (**सन्ध्यादौ कडवकान्ते च ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ता वा-कडवक-समूहात्मकः सन्धिः तस्यादौ चतुर्भिः पद्धडिकाद्यैश्छन्दोभिः कडवकम्** એટલે કડવાનો સમૂહ તે સન્ધિ. અને તેની આદિમાં ચાર પદ્ધડિકા આદિ છંદોવાળું કડવું જોઇએ. કડવાની અંતે ધ્રુવ–નિશ્ચિતપણે જે હોય તે ધ્રુવા, ધ્રુવક કે ઘત્તા એ નામનો છંદ) આવે......સાહિત્ય દર્પણમાં અપભ્રંશ ભાષાના કાવ્યોના સર્ગને 'કડવક' એ નામ આપેલું છે.

**अपभ्रंश निबन्धेस्मिन् सर्गाः कडवकाभिधाः ।**
**तथापभ्रंशयोग्यानि छंदांसि विविधान्यपि ॥**
**यथा कर्णपराक्रमः ।**

૧૫૬. શ્રી હેમચંદ્રના દેહાન્ત પછી થોડાંજ વર્ષોમાં ભારતમાં રાજ્યક્રાંતિ થઈ અને રાષ્ટ્રીય પરિસ્થિતિમાં ઘોર પરિવર્તન થવા માંડયું. પરસ્પર ઇર્ષ્યાગ્નિ સળગવા લાગી અને વિદેશી વિજેતા તેનો લાભ લેવા લાગ્યા. દેશોનો પારસ્પરિક સ્નેહસંબંધ તૂટયો અને એક રાજ્યમાં રહેનારા બીજા રાજ્યમાં વસનારાને જે શત્રુ માનવા લાગ્યા. આ કારણ ગૂજરાત, રજપુતાના, અવન્તી-માલવા અને મધ્યપ્રાંતના નિવાસીઓનો આથી પહેલાં જે વ્યાવહારિક સંબંધ વિસ્તૃત હતો તેમાં સંકુચિતતા આવી. આ સંકુચિતતા એ આ પ્રદેશોની જે વ્યાપક ભાષા અપભ્રંશ હતી તેના ભાવી વિકાસને પ્રાન્તીય ભાષાઓના ભિન્ન ભિન્ન ભેદોમાં વિભક્ત કરી નાંખ્યો. ત્યાંથી ગૂજરાતી, રાજપૂતાની, માલવી અને હિન્દી ભાષાઓના ગર્ભનો સૂત્રપાત થયો અને ધીરે ધીરે પંદરમી સદી સુધી પહોંચી આ ભાષાઓએ પોતાનું સ્વરૂપ સ્પષ્ટપણે પ્રકટ કરી દીધું.

---

## પ્રકરણ પાંચમું.

---

### શ્રી હેમચંદ્રની રચનાના નમૂના.

૧૫૭, કુમારપાલ ચરિતમાં જે પોતે અપભ્રંશનાં કાવ્ય સૂત્ર સમજાવવા રચ્યાં તે અત્રે મુકયાં છે.

(૧) ગિરિહેંવિ આણિઉ પાણિઉ પિજ્જઇ,
તરૂહેવિ નિપડિઉ ફ્લુ ભક્ખિજ્જઇ,
ગિરિહું વ તરૂહું વ પડિઅઉ અચ્છઇ,વિસયહિં તહવિ વિરાઉ ન ગચ્છઇ.૧૯

—હિંદી-સમ. ગિરિહુંભિ આગ્યો પાની પીજૈ
તરૂહું ભિ નિપત્યો ફૂલ ભકખીજૈ
ગિરિહુ ભિ તરૂહું ભિ પડિયો આછે
વિષયહં તદપિ વિરાગ ન ગચ્છે.

—ગિરિથી આણેલું પાણી પણ પીએ, તરનું પડેલું ફ્લ પણ

આઇએ. ગિરિથી અને તરૂપરથી પડીએ છીએ, તથાપિ વિષયપર વિરાગ જતો નથી.

( ગિરિહે—અપાદાન, તરૂહે—સંબંધ વિભક્તિ. ગિરિહું, તરૂહું—અપાદાન, પડિઅઉ-નિષ્ટા, અચ્છઇ—આછે, છે. સં. આસ્તે.)

(૨) જો જહાં હોતઉ સો તહાં હોતઉ, સત્તુ વિ મિત્તુ વિ કિહે વિ હુ આવહુ.
જહિં વિહુ તહિં વિહુ મગ્ગે લીણુ, એક્કએં દિટ્ઠિહિ દોન્નવિ
જોઅહુ. ૨૬

—હિંદી-સમ—જો જહં હોતો સો તહં હોતો
શત્રુ ભિ મીત ભિ કોઇહિ આવો
જહાં ભી તહં ભી મારગ-લીના
એકહિં દીઠિહિં દોનહિં જોહો

(જહાં હોતઉ—જ્યાં હતો ( વર્તમાન ધાતુજ-કૃદંત )=જ્યાંથી, લીણુ-લીન, લાગુ થયેલો. )

(૩) અમ્હે નિન્દહુ કોવિ જણુ, અમ્હઈં વણ્ણઉ કોવિ,
અમ્હે નિન્દહું કંવિ નવિ, નમ્હઈં વણ્ણહું કંવિ. ૩૭

હિંદીસમ-હમેં નિન્દો કોઇ જન, હમેં વરનો કોઇ,
હમ નિન્દેં કોઇ (કો)ભી નહીં, ન હમ વરનેં કોઇ.

ગૂજરાતીસમ-અમને નિંદો કોઇ જન, અમને વખાણો કોઇ,
અમે નિન્દીએ કોઇને પણ નહીં, ન અમે વખાણીએ કોઇ.

(અમ્હે—અમ્હઇ—પહેલું કર્મ, બીજો કર્તા. ક્રિયાથી કારક મળી આવે છે, વિભક્તિથી નહિ. )

(૪) રે મણુ કરસિ કિ આલડી, વિસયા અચ્છહુ દૂરિ,
કરણઈં અચ્છહ રૂન્ધિઅઇ, કરહઉં સિવફલુ ભૂરિ. ૪૧

—રે મન ! (તું) કરે છે કયમ આલડી, હે વિષયો ! થાઓ-રહો દૂર, હે કરણો (ઇંદ્રિયો)! રહો રૂન્ધિત-રૂંધાયેલી, ( હું ) કાઢું શિવફલ ( મોક્ષ ) ઘણું.

( આલડી-આળ, અનર્થ, ખોટું, સરખાવો—મ ઝંખહિ આલુ આગળ નં. ૬૩. અચ્છહુ-અચ્છહ-જુઓ ઉપર નં. ૧ કડ્ઢઉં-કાઢું—નિકાળીપોતાને વશ કરૂં )

(૫) સંજમ-લીણહોં મોક્ખસુહુ, નિચ્છઇં હોસઈ તાસુ,
પિય વલિ કીસુ ભણન્તિઅઉ, ણાઈં પુહુચ્ચહિં જાસુ. ૪૩

—સંયમ-લીનને મોક્ષસુખ, નિશ્ચય હોસે-થાશે તેને ' હે પ્રિય !-પિયુ ! હું બલિહારી—વારી જઉં છું (એમ) ભણતી-કહેતી (સ્ત્રીઓ) નથી પ્રભુત્વ (મેળવતી) જેનાપર. હોસઇ=હોશે થશે (પ્રબંધ, નં. ૩) વલિ કીસુ—હું બલી-વારી જાઉં છું-બલહારી જાઉં છું. ભણન્તિઅઉ-ભણંતી-બોલતી (બહુવચન), પહુચ્ચહિં—પ્રભવન્તિ (સં).

(૬) કઉ વઢ ભમિઅઇ ભવગહણિ મુક્ખ કહન્તિહુ હોઈ,
એહુ જાણેવઉં જઇ મણસિ તો જિણ આગમ જોઇ. ૬૧

—શું, બઢ ! (મૂર્ખ) ભમે છે, ભવગહનમાં, મોક્ષ કયાંથી હોય, એ જાણવાનું જો મનમાં (રાખતો) હો, તો જિનાગમ જો.

જાણેવઉં—જાણવું, મણસિ—મન્યસે (સં.)

(૭) નિયમ-વિહૂણા રત્તિહિવિ ખાહિં જિ કસરક્કેહિં,
હુહુરૂ પડન્તિ તે પાવદ્રહિ ભમડહિં ભવલકખેહિં. ૬૮

—નિયમવિહીન રાતમાં પણ ખાય જે કસર કસર કરતો, હુહુરૂ કરતો પડે છે તે પાપદ્રહમાં ભમવે છે ભાવલક્ષોમાં—લખો જન્મમાં.

કસરક્કેહિં—અનુકરણ કસર કસર કરતો, ગડપ ગડપ કરતો; હુહુરૂ-પડવાનું યા પડતી વખતે ખીજાવાનું અનુકરણ. તિ-તે, દ્રહ-ધરો-ખાઇ.

(૮) સાગહોં કે હિં કરી જીવદય, દમુ કરી મોક્ખહો રેસિ,
કહિ કસુ રેસિં તુહું અવર. કમ્મારમ્ભ કરેસિ. ૭૦

—સ્વર્ગને માટે કર જીવદયા, દમ કરી મોક્ષને માટે કહે કેના

માટે તું બીજા કર્મારંભ કરે છે.

કેહિં, રેસિ, રેસિં, તેહિં, તણેણ—પ્રત્યય તાદર્થ્યમાં આવે છે (હેમચંદ્ર ૮-૪-૪૨૫) તેનો અર્થ 'માટે' છે.

(૯) કાયકુડુલ્લી નિરૂ અથિર, જીવિયડઉ ચલુ એહુ,
એ જાણિવિ ભવદોસડા, અસુહઉ ભાવુ ચએહુ, ૭૨

—કાયાની કુડલી નિશ્ચય અસ્થિર (છે), જીવિત ચલ-ચંચલ (છે) એ જાણી ભવ-સંસારના દોષો અશુભ ભાવ તજો.

કુડુલ્લી, જીવિયડઉ, દોસડા એમાં ઉલ્લ, અડ, ડ સ્વાર્થિક છે.

(૧૦) તે ધન્ના કન્નુલ્લડા, હિઅઉલ્લા તિ કયત્થ,
જો ખીણ ખણિવિ નવુલ્લડઅ, ધુંટહિં ધરહિં સુઅત્થ. ૭૩

—તે ધન્ય (છે) કાન, હૃદય તે કૃતાર્થ (છે) જે ક્ષણે ક્ષણે નવા સુઅર્થો (યા શ્રુતાર્થો)ને ધુંટે છે અને ધરે છે ધારે છે.

કન્નુલ્લડ, હિઅઉલ્લ, નવઉલ્લડઅ—સ્વાર્થે. કાન અને હૈયાને માટે ધુંટહિં અને ધરહિં—યથાસંખ્ય લગાડવું.

(૧૧) પઇઠી કન્નિ જિણાગમહો વત્તડિઆલિ હુ જાસુ
અમ્હારઉં તુમ્હારઉં વિ એહુ મમત્તુ ન તાસુ. ૭૪

—હિંદી-સમ-પૈઠી કાન જિનાગમ(કી) બાતડી ભી જાસુ
હમારો તુમ્હારો યહ મમત્વ ન તાસુ

—ગૂ૦ છાયા.—પેઠી કાન જિનાગમની વાતડી પણ જાસ
અમારૂં તમારૂં પણ એહ મમત્વ ન તાસ.

વત્તતુઆ વાત, જુઓ રત્તડી. આગળ નં. (૨)

આ ઉદાહરણોમાં વ્યાખ્યાન યા વ્યાકરણનો વિસ્તાર કરવામાં આવ્યો નથી.

## પ્રકરણ છઠું.

### શ્રી હેમચંદ્રે અવતરેલ અપભ્રંશ ઉદાહરણો.

૧૯૮ શ્રીહેમચંદ્રે પોતાના અગાઉના સમયના જે દોહા આદિ ઉદ્ધૃત કરેલા છે તે અત્ર મૂક્યા છે તેમાં જ્યાં આની સરખા જેવા દોહા અને પદ આવ્યા છે ત્યાં લક્ષ રાખવું ઘટે, પોતાના વ્યાકરણમાં સૂત્રોને પહેલાં પ્રાચીન ઉદાહરણોથી સમજાવી શ્રી હેમચંદ્રે નવા ઉદાહરણોનાં સંગ્રહ-શ્લોક બનાવ્યા છે કે જેમાં તેજ યા તેને મળતાં ઉદાહરણ વિષયની અનુસાર યથાસ્થાન સંગ્રહિત કર્યાં છે.

(૧) ઢોલ્લા સામલુ ધણ ચમ્પા-વણ્ણી,
ણાઇ સુવણ્ણરેહ કસવટ્ટઇ દિણ્ણિ.

—ઢોલો (નાયક) તો શામળો છે, ધણ (પ્રિયા-નાયિકા) ચંપકવર્ણી છે, જાણે કે સુવર્ણની રેખા કસોટી પર લગાવી હોય તેમ.

ઢોલ્લા—સં. દુર્લભ, નાયક. મારવાડી ગીતોમાં ઢોલા બહુ પ્રેમનો શબ્દ છે જેમકે 'ગોરી છાઈ છે રૂપ ઢોલા ધીરાં ધીરાં આવ' 'નિશદિન જોઉ તારી વાટડી મમ ઘર આવોને ઢોલા'—આનંદઘન; ધણ—ગૃહની સ્વામિની. વીકાનેર તરફ હજુ પણ સ્ત્રીને ધન કહેવામાં આવે છે. 'થાંને આય પ્રજાસ્યા ગણ ગોર સુંદર ધણ! જાવા ઘોજી'—મારવાડી ગીત. ણાઇ—હિં. નાઈ, ગૂ. જાણે. સં० જ્ઞા ધાતુ પરથી ઇતિ જ્ઞાયતે—એમ જાણવામાં આવે છે, અથવા સં. ઇવના અર્થમાં. રેહ—રેખ, કસ-વટ્ટ—સં. કષપટ્ટ, કસોટી. દિણ્ણિ—દીધી, આવી.

આ ભાવનો એક દોહો કુમારપાલ પ્રતિબોધમાંથી આપવામાં આવશે. દોધક વૃત્તિના કર્તાએ નકામું વ્યંગ્યને ખોલીને આ ચિત્રનો આનંદ બગાડી નાંખ્યો છે કે '**विपरीतरतावेतत्तदुपमानं संभाव्यते**'

(૨) ઢોલ્લા મઈં તુહું વારિયા, મા કુરુ દીહમાણુ,
નિદ્દએ ગમિહી રત્તડી, દડવડ હોઇ વિહાણુ.

—ઢોલા ! મેં તને વાર્યો હતો કે મા કર દીર્ઘ માન—અભિમાન, નીંદથી જશે રાત ! ઝટપટ થશે વાણું—સવાર. નાયિકા નાયકને મનાવે છે.

આ દોહો વરરૂચિના પ્રાકૃત પ્રકાશની પ્રતિમાં પહોંચી ગયો છે જે પરથી પ્રાકૃત વ્યાકરણકાર વરરૂચિ તથા વાર્ત્તિકકાર કાત્યાયન એ બંનેને એક સમજીને એક વિદ્વાન્ ભ્રમથી આ કવિતાને ઘણી જૂની માની લે છે. જૂની પોથીઓથી જેને કામ પડયું છે તેઓ જાણે છે કે શીખતી વખતે ઉદાહરણ, ટિપ્પણી આદિ પાનાની બાજુ પર લખી લેવામાં આવે છે અને તેવી પોથીમાંથી પ્રત ઉતારનારા તેને મૂળમાં ઘુસાડી દે છે. તે વિદ્વાને એ નહિ જોયું કે આ દોહો તથા તેનું સૂત્ર એકજ પ્રતિમાં છે. તેણે છાપેલ પુસ્તકને આદિથી અંત સુધી વરરૂચિની જે પ્રમાણે હતી તે સર્વ કૃતિ માની લીધી. વ્યાકરણના ગ્રંથને વિચારતાં એમ જણાય છે કે તે ઉદાહરણ, ટિપ્પણિયોથી એમજ વધતા જાય છે. આ વિષય પર વધારે કહેવું વ્યર્થ છે. સંસ્કૃત વ્યાકરણના વાર્ત્તિકકાર વરરૂચિ—કાત્યાયન, પાલી વ્યાકરણના કચ્ચાઅન અને પ્રાકૃત પ્રકાશનો કર્ત્તા વરરૂચિ એ ત્રણે એક કદાપિ પણ નથી.

(૩) બિટ્ટિએ મઇ ભણિય તુહું, મા કુરુ વંકી દિટ્ઠિ,
પુત્તિ સકણ્ણી ભલ્લિ જિવં, મારઇ હિઅઇ પઇટ્ઠિ. ૩

—હે બેટી ! મારાથી તને કહેવામાં આવ્યું, વાંકી દષ્ટિ મા કર, હે પુત્રિ ! કાનવાળું ભાલું જેમ મારે તેમ (તારી દષ્ટિ) હૈયામાં પેઠી; વૃદ્ધ કુટણી નાયિકાને સમજાવે છે.

બિટ્ટિએ—આમાં એ સંબોધનનો છે. પઇટ્ઠિ—પવિટ્ઠિ—સં. પ્રવિષ્ટ. હિં. અને ગૂ. પેઠી.

(૪) એઇ તિ ઘોડા એહ થલિ, એઇ તિ નિસિઆ ખગ્ગ;
એત્થુ મુણીસમ જાણીઅઈ, જો નવિ વાલઇ વગ્ગ.

—એજ તે ઘોડા, એજ સ્થલ (છે), એજ તે 'નિશિત'–અણીદાર ખડ્ગ છે. એમાં મનુષ્યત્વ જાણીએ કે જે (ઘોડાની) વાઘ ન વાળે –ઘોડો ના ફેરાવે. એજ ઘોડો હોય, એ રણસ્થલ હોય, અને એ ધારદાર તલવાર હોય કે જ્યાં જો ઘોડાની વાઘ–વાગ વાળીને ભાગી ન જાય અને સામોજ ચાલ્યો જાય તો ત્યાં મનુષ્યત્વ–મરદાનગી જણાય.

મુણીસમ–સંસ્કૃતમાં કેટલેક સ્થળે 'ઇમ' લાગી પુંલિંગ ભાવવાચક બને છે, પ્રાકૃતમાં તો સર્વ સ્થળે એમ થાય છે. નવિ–ન+અપિ, વાલઇ–વલ્ (વળવું) તેનું પ્રેરણાર્થક. રાજપૂતાનામાં આ દોહો પ્રચલિત છે અને ઠાકુર ભૂરસિંહજી શેખાવતના વિવિધ સંગ્રહમાં તેનો ઉતારો કર્યો છે.

(૫) દહમુહુ ભુવણુ–ભયંકરૂ તોસિઅ,–સંકરૂ ણિગ્ગઉ રહ–વરિ ચડિઅઉ,
ચઉમુહુ છંમુહુ ઝાઇવિ એક્કહિં, લાઇવિ ણાવઇ દઇવેં ઘડિયઉ.

—આ કોઇ જૂની રામાયણમાંથી છે. દશમુખ (રાવણ) ભુવન–ભયંકર, તોષિતશંકર, નિર્ગત (નિકળ્યો) રથવર પર ચડેલો, ણાવઇ–જાણે, ઇવના અર્થમાં-ની પેઠે ઉત્પ્રેક્ષ્યતે એ અર્થમાં, ચોમુખ–બ્રહ્માને, છ મુખ–કાર્તિકેયને ધ્યાન કરી એકમાં ( એક રાવણમાં ) લાવી દેવે ઘડેલો ( હોય નહિ તેમ) બ્રહ્માનાં ચાર અને સ્વામિ કાર્તિકેયનાં છ એ દશ મુખ જાણે દેવે એકમાં મેળવી તેને બનાવ્યો હતો.

ણિગ્ગઉ, ચડિઉ, ઘડિયઉ—નિગયો-નિકળ્યો, ચઢયો, ઘડયો. ઝાઇવિ, લાઇવિ–ધ્યાવી–ધ્યાન કરી, લાવી. ણાવઈ–માનો–જાણે કે–( સં. જ્ઞાયતે ) સરખાવો હિં. નાઈ, નાઉં, મારવાડી ન્યૂં ઉપમામાં નાવઇ, નાવેં ઉત્પ્રેક્ષામાં અને વૈદિક 'ન' ઉપમાવાચક.

(૬) અગલિઅ–નેહ–નિવટ્ટાહં જોઅણુ–લક્ખુવિ જાઉ,
વરિસ–સએણ વિ જો મિલઈ સહિ સોક્ખહં સો ઠાઉ.

—ગળ્યા વગરના—અગલિત સ્નેહથી નિવૃત્ત—વળેલાઓને લક્ષયોજન પણ જઇને—ગયા પછી પણ (અને) વર્ષશતેન—સો વર્ષ થયા પછી પણ જે (નાયક કે નાયિકા) મળે છે તે હે સખિ! સુખનું તે સ્થાન (થાય છે). અર્થાત્ સાચા પ્રેમને દેશ કે કાલનું બંધન નથી. જાઉ—જઇને. પૂર્વકાલિક.

(૭) અંગહિં અંગ ન મિલિઅઉ, હલિ અહરેં અહરૂ ન પત્તુ;
પિઅ જોઅન્તિ હે મુહ—કમલુ એમ્વઇ સુરઉ સમત્તુ. ૭

—અંગે અંગ ન મળ્યું, હે સખિ! અધર—હોઠને હોઠ પ્રાપ્ત ન થયો—મળ્યો નહિ. પ્રિયના મુખ કમલને જોતી જોતી (રહીને)—એમજ સુરત સમાપ્ત થયો. બીજો અર્થ એ કે પ્રિયને જોતી—જોતી (રહી) ને મુખકમલ સુરા—મદ્યથી સઘથી સમત્ત—મસ્ત બની ગયું, પહેલો અર્થ દોધક વૃત્તિકારે લીધો છે કિંતુ આ વિશુદ્ધ ( Platonic ) પ્રેમ ચિત્રને એમ કહી બીભત્સ કર્યું છે ને જણાવ્યું છે કે '**अतिरसातिरेकात् संभोगात् पूर्वमेव द्राव इति भावः**' આ વગર કયો અર્થ ઉઠતો નહોતો? એમ્વઇ—એવે પંજાબી એંવેં, હિંદીમાં યોંહી. ગૂ૦ એમજ.

(૮) જે મહુ દિણ્ણા દિઅહડા, દઇએં પવસન્તેણ,
તાણ ગણન્તિએ અંગુલિઉ, જજ્જરિયાઉ નહેણ.

—જે મને દિવસો પ્રવાસ કરવા જતાં જતાં દયિતે આપ્યા હતા તે ગણતી (ગણતી) (મારી) આંગળીઓ નખથી જર્જરિત થઇ.

પતિએ પ્રવાસ પર જતી વખતે જણાવેલું હતું કે આટલે દિવસે હું પાછો આવીશ. તે સમય જવાથી ગણત્રી કરતાં કંઇ મારી ભૂલતો નથી થઇ એ જોવા ગણત્રી કરતાં મારી આંગળીઓ ઘસાઇ ગઇ. 'ગિણતાં ગિણતાં ઘસ ગઇ, આંગલિયાં રી રેખ' ( મારવાડી દોહા. આ દોહો નાટકમાં પણ—બંસીવાલા આયો હમારે દેશ ! એ ગીતમાં વપરાયો છે )

મહુ—મને, દિઅહડા—દહાડા, દઇએં—દયિતે ( પંજાબી કર્તાનો એં પ્રત્યય—રાજેં ગદ્દણ બ્યાહી. હિંદીમાં મઇ, મૈં મં એ આવે છે. ગૂજરાતીમાં 'એ' ત્રીજીનો કર્ત્તાનો પ્રત્યય છે.

(૯) સાયરૂ ઉપ્પરિ તણુ ધરઇ, તલિ ઘલ્લઇ રયણાઇં;
સામિ સુભિચ્ચુવિ પરિહરઇ, સમ્માણેઇ ખલાઇં.

—સાગર ઉપર તૃણ ધરે છે, ને તળીએ રત્નો ઘાલે છે-રાખે છે (તે પ્રમાણે) સ્વામી સુભૃત્યને પણ પરિહરે છે, ને ખલને સન્માન આપે છે.

(૧૦) ગુણહિં ન સંપઇ કિત્તિ પર, ફલ લિહિઆ ભુંજન્તિ,
કેસરિ ન લહઇ બોડ્ડિઅવિ, ગય લક્ખેહિં ઘેપ્પન્તિ.

—ગુણોથી સંપત્તિ નથી (મળતી) પર-પરં, પરંતુ-પણ કિર્તિ (ભલે થાય); (લલાટમાં) લખેલા ફલ ભોગવે છે, (દૃષ્ટાંતમાં) કેસરી કોડી પણ લેતો નથી—તેને કોડી આપી ખરીદાતો નથી, (જ્યારે) ગજ લાખોથી લેવાય છે. સર્વ પોતપોતાનું લખેલું કર્મફળ ભોગવે છે; ગુણોથી સંપત્તિ નથી મળતી, કીર્તિ ભલે મળે. સિંહનો ભાવ કોઇ કોડી આપીને પૂછતું નથી, હાથી લાખો રૂપીઆ આપી ખરીદાય છે.

ઘેપ્પન્તિ-ગૃહિત થાય છે. મરાઠી-ઘ્યા, સં. ગ્રહ્ ગુ. ગ્રહવું, લેવું.

(૧૧) વચ્છહે ગૃણ્હઇ ફલઇં જણુ. કડુ-પલ્લવ વજ્જેઇ.
તોવિ મહદ્દુમુ સુઅણુ જિવં, તે ઉચ્છંગિ ધરેઇં. ૧૧

—વૃક્ષમાંથી જન ફલો લે છે, કડવાં પલ્લવને વર્જે છે-છોડે છે, તો પણ તે (પલ્લવોને) મહાદ્રુમ ઉત્સંગે સુજનની જેમ ધરે છે.

લોક કડવાં પાંદડાંને છોડી દે, પણ વૃક્ષ થોડાં તેને છોડી દેશે ?

(૧૨) દૂરૂડ્ડાણેં પડિઉ ખલુ, અપ્પણુ જણુ મારેઇ;
જિહ ગિરિ-સિંગ હું પડિઅ સિલ, અન્નુવિ ચૂરૂ કરેઇ.

—દૂરના ઉડાણથી-ઉંચા પદથી પડેલો ખળ પોતાના જણને મારે છે, જેવી રીતે ગિરિના શૃંગ-શિખરથી પડેલી શિલા અન્યનો પણ ચૂરો કરે છે. દુષ્ટનું આગળ વધવું પણું પોતાના કુળને અહિતકર થાય છે.

(૧૩) જો ગુણુ ગોવઇ અપ્પણા, પયડા કરઇ પરસ્સુ,
તસુ હઉં કલિજુગિ દુલ્લહહો. બલિ કિજ્જઉં સુઅણસ્સુ,

—જે પોતાના ગુણ ગોપવે છે–ગુપ્ત રાખે છે, પરના–બીજાના ગુણોને પ્રકટ કરે છે તે કલિયુગમાં દુર્લભ સજ્જનને હું બલી કરૂં છું.

ગોવઇ—સરખાવો હિંદી ગુઈયાં=અંતરંગ (ગુપ્ત) સખી, હઉં–હું, બલિ કિજ્જઉં–બલિહારી જાઉં, વારી જાઉં, બલૈયા લઉં. સરખાવો ઉપર નં. ૫માં બલિ કીસુ. દોધકવૃત્તિકાર તેનો અર્થ પૂજા કરૂં એમ જણાવે છે.

(૧૪) તણુહં તઇજ્જી ભંગિ નવિ, તેં અવડયડિ વસન્તિ,
અહ જણુ લગ્ગિવિ ઉત્તરઇ, અહ સહ સઈં મજ્જન્તિ.

—તૃણની ત્રીજી ભંગિ–રીત નથી,–ત્રીજો પ્રકાર નથી, તેથી–તે કારણે અવટતટે–કૂપતટે વસે છે, (તે માટે) કાંતો જણ તેને વળગી ઉતરી–ઉગરી જાય છે (અને) કાં સાથ સ્વયં ડૂબે છે. અર્થાત્ અવટ–વિષમકૂપ કે ખાડામાં તટ પર ઉગનારા તૃણોનાં બેજ કામ છે. એકતો તેની કૃપાથી ડૂબતો માણસ બચી જાય અને કાંતો તેની સાથે ડુબી જાય. તેની કોઇ ત્રીજી રીત નથી. અન્યોક્તિમાં કાંતો બીજાને તારે વા સ્વયં માર્યો જાય. અહ—અથ.

(૧૫) દઇવુ ઘડાવઇ વણિ તરુહું, સેઉણિહં પક્ક ફલાઈં,
સો વરિ સુક્ખુ પઇટ્ઠુ ણવિ, કણ્ણહિં ખલવયણાઈં,

—દૈવ વનમાં તરૂઓનાં પક્વ ફલો શકુનિ–પક્ષીઓને ઘટિત કરે છે–પહોંચાડે છે તે સુખ ખરૂં પણ કર્ણમાં ખલવચનો પેઠેલાં તે (સુખ) નથી. આમાં ભર્તૃહરિના એક પ્રસિદ્ધ શ્લોકનો ભાવ છે. ઘડાવઇ–સં. ઘટયતિ. વરિ–હિં. વર, વરન. ણવિ ન+ અપિ.

(૧૬) ધવલુ વિસૂરઈ સામિઅહો ગરૂઆ ભરૂ પિક્ખેવિ
હઉં કિ ન જુત્તઉં દુહું દિસિહિં, ખંડઇ દોણ્ણિ કરેવિ.

—ધવલ–ધોરિયો–બળદ સ્વામીનો ગુરૂ–ભારે ભાર જોઇને વિઝુરે છે–વિષાદ કરે છે–ખેદ કરે છે કે હું મારા બે ખંડ કરીને બંને દિશાએ–બાજુએ જુતાણો કેમ નહિ.

ધવલનો અર્થ શ્વેત છે, પરંતુ રૂઢિથી તેનો ધોરી-ધોરિયો-બળદ યા ધુરિ-ધોંસરી ખેંચનારો પ્રબલ ગાડીનો બેલ એ અર્થ થયેલ છે. હેમચંદ્રની દેશીનામ માળામાં ધવલનો અર્થ જે જાતિમાં ઉત્તમ છે તે ધવલ છે એમ કર્યો છે. ધવલોની દૃઢતા અને સ્વામિભક્તિ પર કેટલાંયે મુક્તક કાવ્ય સંસ્કૃત તથા પ્રાકૃત સુભાષિતોમાં મળે છે. અહીં બોજો ઘણો છે, એક બાજુ ધવલ જુત્યો છે, બીજી બાજુ કોઇ મુડદાલ બળદ છે, ધવલ સ્વામીની ભારે ખેપ જોઈ વિલાપ કરી રહ્યો છે કે બંને બાજુ એ ટુકડા કરીને મનેજ શા માટે ન જુત્યો ? પિક્ખેવિ, કરેવિ-પૂર્વકાલિક-ભૂત કૃદંત. જુત્ત-સં. યુક્ત. દોણ્ણિ-બે, મરાઠી દોન.

(૧૭) ગિરિહે સિલાયલુ તરૂહે, ફલ ઘેપ્પઇ નીસાવંન્નુ
ઘરૂ મેલ્લેપ્પિણુ માણુસહં, તોવિ ન રૂચ્ચઇ રન્નુ.

—નિઃસામાન્યે (વિના ભેદ ભાવે-અથવા સર્વે જનો) ઘર મેલીને ગિરિ પાસેથી શિલાતલ, તરૂ પાસેથી ફલ લે છે,—લઇ શકે છે, છતાં અરણ્ય રૂચતું નથી.

(૧૮) તરૂહું વિ વક્કલુ ફલ મુણિ વિ પરિહણુ અસણુ લહન્તિ,
સામિહું એત્તિઉ અગ્ગલઉં આયરૂ ભિચ્ચુ ગૃહન્તિ.

—મુનિઓ પણ તરૂમાંથી વલ્કલ, ફલ, પરિધાન, અશન (ભોજન) લહે છે-મેળવે છે, (પરંતુ) સ્વામિ પાસેથી આટલો અધિક આદર નોકરો મેળવે છે. તાત્પર્ય કે ખાવું પહેરવું તો જંગલમાં વૃક્ષોમાંથી પણ મળી આવે છે. સ્વામી પાસેથી આદરજ અધિક મળે છે. લહન્તિ-સં. લભ્ પરથી. એત્તિઉ-સં૦ ઇયત્-એટલું, અગ્ગલઉં-સં૦ અગ્રલ, આગલું-રાજ્યસ્થાનીમાં પાંચ ઉપર સત્તરને 'પાંચ આગલા સિત્તર' કહે છે.

(૧૯) અહ વિરલ-પહાઉ જિ કલિહિ ધમ્મુ.

—અથ—હવે કલિયુગમાં ધર્મ જે વિરલ પ્રભાવવાળો-તુચ્છ પ્રભાવ વાળો છે. જિ-પાદપૂરક અથવા જિ-જાણે કે સં. એવ ના અર્થમાં.

(૨૦) અગ્ગિઇં ઉણ્હઉ હોઇ જગુ, વાએં સીઅલુ તેવં
જો પુણુ અગ્ગિં સીઅલા, તસુ ઉણ્હત્તણુ કેવં.

—અગ્નિથી જગ ઉન્હું-ઉષ્ણ થાય છે, તેમ વાયુથી શીતલ થાય છે; જો પુનઃ આગથી શીતલ ( થતું હોય ) તો તેનું ઉષ્ણત્વ કેનાથી ( થાય ) ?

વાએં—વાયુથી પંજાબી બાઓ. પુણુ-સં. પુનઃ હિં. પુનિ. ઉણ્હ-ત્તણુ-ત્તણુ ભાવવાચકનો છે.

(૨૧) વિપ્પિઅ—આરઉ જહવિ પિઉ, તોવિ તં આણહિ અજ્જુ,
અગ્ગિય દડ્ઢા જઇવિ ઘરૂ, તો તેં અગ્ગિં કજ્જુ.

—જો-યદ્યપિ પિયુ વિપ્રિયકારક હોય, તો પણ તેને આજે આણ-લાવ (કારણકે) આગથી દગ્ધ થયેલું યદ્યપિ ઘર (હોય) તો પણ તે આગ સાથે કામ ( લેવુંજ પડે છે ).

(૨૨) જિવં જિવં વંકિમ લોઅણહં ણિરૂ સામલિ સિક્ખેઇ
તિવં તિવં વમ્મહુ નિઅલ સરૂ, ખર-પત્થરિ તિક્ખેઇ.

—જેમ જેમ વાંકાં લોચનોથી સ્યામલા-સાંવરી (નાયકા) નિરૂ ( ? કટાક્ષ ) શીખે છે, તેમ તેમ મન્મથ નિજ(ક)-પોતાનાં શરોને ખર-કઠણ પત્થરપર તીક્ષ્ણ કરે છે-અહીં વંકિમ-વાંકા એ લોચનનું વિશેષણ લીધું છે તેથી 'નિરૂ'નો અર્થ સ્પષ્ટ નથી જણાતો. દોધક વૃત્તિકારે નિરૂનો અર્થ 'નિશ્ચય' કરી ' લોચનોથી નિશ્ચય વક્રત્વ શીખે છે ' એમ અર્થ કર્યો છે.

તિક્ખેઇ-તીખાં-તીક્ષ્ણ પરથી નામ ધાતુ. અજ્જુનો અર્થ વૃત્તિકારે એ આર્યે-હે સખિ એમ કર્યો છે. વમ્મહુ-મન્મથ.

(૨૩) સંગરસએહિ જુ વણ્ણિઅઇ, દેક્ખુ અમ્હારા કન્તુ,
અઇમત્તહં ચત્તંકુસહં, ગય કુમ્ભઈં દારન્તુ.

—(હે સખિ !) સો સંગ્રામ-યુદ્ધમાં જેને, અતિમત્ત અને અંકુશો જેણે છોડયા છે એવા ગજ-હાથીનાં કુંભોને વિદારતો વર્ણવવામાં આવે છે એવા અમારા કાન્ત-કંથને દેખ-જો. ચત્તંકુસહ-સં. ત્યક્તાંકુશ.

(૨૪) તરૂણ હો તરૂણિ હો મુણિઉ મઇં કરહુ મ અપ્પહો ઘાઉ.

—તરુણો! તરુણિયો! મને મુણિને–જાણીને–મારી વાત સમજીને અથવા મને અહીં ઉપસ્થિત જાણીને, પોતાનો ઘા ન કરો.

(૨૫) ભાઇરહિ જિવં ભારઇ, મગ્ગેહિં તિહિંવિ પવટ્ટઇ.

—ભાગીરથી જેમ–પેઠે ભારતી ત્રણજ માર્ગે પ્રવર્તે છે. એટલે કે જેમ ગંગા ત્રિપથગા–સ્વર્ગ, મર્ત્ય, પાતાલ એ ત્રણેમાં ચાલે છે તેવી રીતે ભારતી–સરસ્વતીના માર્ગ પણ ત્રણ છે–વૈદર્ભી, ગૌડી, પાંચાલી–એ ત્રણ રીતિઓ.

(૨૬) સુન્દર–સવ્વંગાઉ વિલાસિણીઓ પેચ્છન્તાણ,

—સુંદર સર્વાંગી વિલાસિનીઓ જોતા (પુરૂષો)ના.

(૨૭) નિઅ–મુહ–કરહિંવિ મુધ્ધકર અન્ધારઇ પડિ પેક્ખઇ
સસિ–મંડલ–ચંદિમએ પુણુ કાંઇ ન દૂરે દેક્ખઈ.

—( કોઇ ) મુગ્ધા સ્ત્રી પોતાના મુખ કર–કિરણથી અન્ધારે કર–હાથ જુએ છે ( તો ) પુનઃ વળી શશિમંડલની ચંદ્રિકાથી દૂરે–દૂરના પદાર્થને કેમ ન દેખે?–જરૂર દેખે.

(૨૮) જહિં મરગય–કન્તિએ સંવલિઅં

—જેમ મરકત-કાંતિથી સંવલિત—મિશ્રિત—

(૨૯) તુચ્છ–મજ્ઝહે તુચ્છ જમ્પિરહે
તુચ્છચ્છ–રોમાવલિ હે, તુચ્છ રાય! તુચ્છયર–હાસ હે,
પિયવયણુ અલહન્તિ હે,
તુચ્છ–કાય–વમ્મહ–નિવાસહં,
અન્નુ જુ તુચ્છઉં તહે ધણહં, તં અક્ખણહ ન જાઈ,
કટરિ થણંતરૂ મુદ્ધડહે જેં મણુ વિચ્ચિ ણ માઇ.

( દૂતી નાયકને કહી રહી છે હે તુચ્છરાગ ( શિથિલ પ્રેમવાળા )! જેનો મધ્યભાગ તુચ્છ છે, જેનું જલ્પન–ભાષણ તુચ્છ છે, જેની રોમાવલિ તુચ્છ અને અચ્છ–અચ્છી–સારી છે, વધુ તુચ્છ જેનું હાસ્ય છે, જે પ્રિય–વલ્લભનો વચનો મેળવી શકતી નથી, જેના તુચ્છ કાય–શરી-

રમાં મન્મથનો નિવાસ છે, એવી ધણ-સ્ત્રીનું જે અન્ય તુચ્છ છે તે આપ્યું-કહ્યું જાય તેમ નથી, (એટલું તુચ્છ છે કે કાંઈ કહેવાની વાત નહિ.) આશ્ચર્ય તો એ છે કે તે મુગ્ધાનું સ્તનાંતર (એટલું તુચ્છ છે) કે જેની વચ્ચે મન માય-સમાય તેમ નથી. (સ્તનો ઘણા જાડા છે ને અંતર અતિ તુચ્છ છે એમ કહેવાનો હેતુ છે.)

દોધકવૃત્તિકારે આને યુગ્મ નોંધ્યો છે, પરંતુ આ એક આખો રડ્ડા છંદ છે. આવા છંદ સોમપ્રભસૂરિની રચનામાં મળી આવે છે, કે જે હવે પછી મૂકવામાં આવશે. આમાં નાયિકાના વિશેષણ પ્રાયઃ બહુવ્રીહિ સમાસમાં છે અને 'હે' એ સંબંધકારક ચિન્હ છે. તહે ધણ હે એટલે તહં ધણહં એ તેનો ઉચ્ચાર છે-અર્થાત્ તે ધણ-સ્ત્રીના. અલહન્તી-સં. અલભન્તી. અકખણ-બોલવું. કટરિ-આશ્ચર્યવાચક. મુદ્ધડા-મુગ્ધા. 'ડ' અલ્પ વાચક. જેં-જેથી, વિચ્ચિ-વચ્ચે હીં. બીચ પં. વીચ. માઇ-સમાય.

(૩૦) ફોડેન્તિ જે હિયડઉં અપ્પણઉં, તાહં પરાઇ કવણ ધણ,
રખ્ખેજ્જહુ લોઅહો અપ્પણા, બાલહે જાયા વિસમ થણ.

—જે (એ સ્તન) પોતાનું હિયડું-હૈયું ફોડે છે, તેને માટેની પારકી દયા શું (હોઇ શકે?) હે લોકો પોતાનું રક્ષણ કરો, (કારણ કે) બાલાના સ્તનો વિષમ થયા છે.

ધણ—ઘૃણા, દયા. થણ-થાન, થાનોલું, સ્તન. થાન હજુ પશુઓનાં આંચળ માટે વપરાય છે.

(૩૧) ભલ્લા હુઆ જુ મારિઆ, બહિણિ મહારા કન્તુ,
લજ્જેજ્જ તુ વયંસિઅહુ, જઇ ભગ્ગા ઘરૂ એન્તુ.

—હે બહેન! ભલું થયું જે મારો કંથ મરાયો. જો ભાગીને નાઠેલો-હારેલો ઘેર આવત તો વયસ્યમાં-બહેનપણીઓથી યા તેમાં હું લજ્જા પામત-લજાત. ભગ્ગા-ભગ્ન, હારેલો, વયંસિઅહુ-સરખી ઉમરવાળી વયસ્યાઓમાં સં. વયસ્ એટલે ઉમર પરથી.

(૩૨) વાયસુ ઉડ્ડાવન્તિઅએ, પિઉ દિટ્ઠઉ સહસત્તિ,
અદ્ધા વલયા મહિહિ ગય, અદ્ધા ફુટ્ટ તડત્તિ.

—વાયસ એટલે કાગડો ઉડાવતી (એક સ્ત્રીએ) સહસા-એકાએક પિયુ દીઠો; તેથી બલોયાનો અર્ધો ભાગ મહિપર ચડયો ને અર્ધો તડ દેતો-તડ અવાજ કરી ફુટયો. આ પ્રસિદ્ધ દોહો છે.

(૩૩) કમલઇં મેલ્લવિ અલિ-ઉલઇં, કરિ-ગંડાઇં મહન્તિ,
અસુલહમેચ્છણ જાહં ભલિ, તે ણવિ દૂર ગણુન્તિ.

—અલિ-કુલ એટલે ભ્રમરોનો સમૂહ કમલને મેલી-છોડીને કરિ એટલે હાથીનાં ગંડસ્થલોને ઇચ્છે છે. અસુલભ એટલે દુર્લભની ઇચ્છા જેઓને ભલી-સારી-વધતી રહે છે-તેનો કદાગ્રહ થઇ જાય છે તેઓ દૂરને ગણુતા નથી. જે ચીજની ઇચ્છા થાય તે ચીજ દૂર હોય તો પણ તે લેવા પ્રયત્ન થાય છે. ભલિ-વધતી-પાદપૂરક પણ હોઇ શકે છે,

(૩૪) ભગ્ગઉં દેક્ખિવિ નિઅય બલુ, બલુ પસરિઅઉં પરસ્સુ,
ઉન્મિલ્લઇ સસિ-રેહ જિવં, કરિ કરવાલુ પિયસ્સુ.

—નિજ એટલે પોતાનું બલ એટલે પોતાની સેના ભાગેલી-ભગ્ન દેખીને, પરની-સામાની બલ-સેના પસરે છે-ખીલે છે-વિસ્તાર પામે છે તેવી રીતે (બીજઆદિ દિવસે) શશિરેખા-ચંદ્રરેખાની જેમ પિયુના હાથમાં કરવાલ-ખડ્ગ ખીલે છે-શોભે છે.

નિઅય-નિજક ઉમ્મિલ્લઇ-સં. ઉન્મીલતિ.

(૩૫) જઇ તહો તુટ્ટઉ નેહડા, મઇં સહું નવિ તિલ-તાર
તં કિહે વંકેહિ લોઅણેહિં, જોઇજ્જઉં સય-વાર.

—હે તલ જેવી જેની તારા-કીકી છે એવા હે તિલતાર! જો તારો સ્નેહ મારી સાથે તૂટયો નથી, તો (તારાથી) શા માટે વાંકાં લોચનથી શત-સો વાર (હું) જોવાઉં છું.

તહો—તવ-તારો. તવ એ ગૂજરાતી કાવ્યમાં વપરાય છે. સહું—સહ-સાથે-શું. શું, સ્યું એ સાથેના અર્થમાં ગૂજરાતી કાવ્યમાં વપરાય છે. કિહે-સં. કસ્માત્-શા માટે. કાં.

(૩૬) જહિં કપ્પિજ્જઇ સરિણ સરૂ, છિજ્જઇ ખગ્ગિણ ખગ્ગુ,
તહિં તેહઇ ભડ-ઘડ-નિવહિ કન્તુ પયાસઇ મગ્ગુ.

—જ્યાં શરથી-બાણથી શર-બાણ કપાય છે, ખડ્ગથી ખડ્ગ છેદાય છે ત્યાં-તે સંગ્રામમાં તેવા ભડ એટલે ભટ-યોદ્ધાની ઘટા એટલે સેનાના નિવહ એટલે સમૂહમાં (મારો) કંથ માર્ગ પ્રકાશે છે-કાઢે છે-કરે છે. ભડ-ભડ એ કાઠિયાવાડમાં બહાદૂરના અર્થમાં વપરાય છે. 'તું ભડ હો તો આવી જા'-'ભડના દીકરા! ભાળ્યો તને'!

(૩૭) એક્કહિં અક્ખિહિં સાવણુ અન્નહિં ભદ્દવઉ,
માહઉ મહિઅલ-સત્થરિ ગંડસ્થલે સરઉ,
અંગિહિં ગિમ્હ સુહચ્છી-તિલ-વણિ મગ્ગસિરૂ,
તહે મુદ્ધહે મુહ-પંકઇ આવાસિઉ સિસિરૂ.

—આ વિરહાવસ્થામાં પડેલી સ્ત્રીનું વર્ણન છે. તે મુગ્ધાની એક આંખમાં શ્રાવણ છે (અને) બીજી (આંખમાં) ભાદરવો છે. (શ્રાવણ અને ભાદરવો એ બે માસમાં વરસાદ*પડે છે, તેવી રીતે આ બે આંખમાં આંસુ પડે છે તેથી તે બે આંખને તે બે માસ સાથે સરખાવેલ છે). મહીતલ સાથરા-ભૂતલ સંસ્તાર-પૃથ્વીના પડમાં માધવ-વસંત છે, વસંત પલ્લવમય થાય છે તે રીતે સાથરામાં નવાં નવાં પાન બીછાવ્યાં છે, ગંડસ્થલમાં-કપોલમાં (પાંડુતા-પીળાશ પરથી) શરદ, અંગમાં (સૂકાવાથી) ગ્રીષ્મ-ઉનાળો, સુખસ્થિતિ રૂપી તલના વનમાં માગશર (માગશરમાં) તલનાં ખેતરો લણી નાંખવામાં આવે છે તેથી ઉજડ થવાથી-સુખનો નાશ થવાથી માગશર) (અને) મુકપંકજમાં શિશિર (કે જે વખતે કમલો સૂકાય છે, આવાસ કરી રહેલ છે.

સુહચ્છી સં. સુખાસિકા-સુખસ્થિતિ. આ પણ યુગ્મ નથી પણ એક આખો છંદ છે.

(૩૮) હિયડા ફુટ્ટિ તડત્તિ કરિ, કાલક્ખેવેં કાઇં
દેક્ખઉં હય-વિહિ કહિં ઠવઇ, પઇં વિણુ દુક્ખ સયાઇં.

—હે હૈડા! તડંત એમને ફુટ, કાલક્ષેપથી શું? (પછી) જોઉં કે અભાગ્યો વિધિ મારા વિના, સેંકડો દુઃખો ક્યાં સ્થાપિત કરે છે? મારૂં હૃદય જ સેંકડો દુઃખોનો આધાર છે. તે ફાટી જાય તો જોઉં કે મુઓ વિધિ મને છોડીને તે દુઃખોને ક્યાં રાખે છે? તડત્તિ–જુઓ ઉપર નં. ૩૨ ત્રટત્ ઇતિ. કાલક્ખેવ–સમય કાઢવો. ઠવઇ–સં. સ્થાપયતિ. મરાઠી ઠેવ ધાતુ, જૈનમાં ઠવણિ વગેરે સરખાવો.

(૩૯) કન્તુ મહારઉ હલિ સહિએ, નિચ્છઈં રૂસઇ જાસુ,
અત્થિહિં સત્થિહિં હત્થિઈં વિ, ઠાઉવિ ફેડઇ તાસુ.

—હે હલે! હે સખિ! મારો કાન્ત (કંથ) જેનાથી નિશ્ચયે રૂસે–રૂઠે છે–રોષે ભરાય છે તેનું અર્થથી–દ્રવ્યથી, શસ્ત્રથી, અને હાથેથી પણ સ્થાનક–ઠામ કાઢી નાંખે છે. જડમૂળથી તેનો નાશ કરે છે. ઠાઉવિ–સ્થાનક, ઠામ પણ.

(૪૦) જીવિઉ કાસુ ન વલ્લહઉં, ધણુ કણુ કાસુ ન ઇટ્ઠુ,
દોણ્ણિવિ અવસર–નિવડિઆઈં, તિણા–સમ ગણઇ વિસિટ્ઠુ.

—જીવિત કોને વ્હાલું નથી? ફરી–વળી ધન કેને ઇષ્ટ નથી, (પણ) વિશિષ્ટ (જન) એ બન્નેને પણ અવસર આવતાં તૃણ સમ ગણે છે.

(૪૧) પંગણિ ચિટ્ઠદિ નાહુ ધ્રું, ત્રં રણિ કરદિ ન ભંત્રિ

—જે નાથ આંગણે બેસે છે, તે રણમાં કરે છે (તેમાં) ભ્રાંતિ નથી. એટલે તે રણમાં વીરતા કરે છે તેમાં શક નથી. એમ ન સમજો કે તે આંગણે બેઠો લડતો નથી. એક મારવાડી દોહા અનુસારઃ—

ભોલો ભોલો દીસતો, સદા ગરીબી સૂત,
કાકી! કુંજર કાટતાં, જાણવિયો જેઠૂત,

(ભોળો ભોળો દેખાતો હતો, સદા ગરીબીથી સીધો સાદો હતો પરંતુ કાકી! લડાઇમાં હાથીઓને કાપતી વખતે મારા જેઠનો દીકરો જણાયો કે તેમાં આ જવાહીર છે.)

જે તેને માટે ધ્રું ત્રં આવે છે (હેમચંદ્ર ૮-૪-૩૬૦) ત્રં માં તે ત(ત્) છે જ. ર લાગ્યો છે-જેવી રીતે ભ્રંત્રિમાં (બીજું રૂપ ભંતિ મળે છે. દે૦ ૪૫) ર લાગવાને માટે આગળ વ્યાસનો વ્રાસ થયો તે જુઓ નં. ૯૧.

(૪૨) તં બોલ્લિઅઇ જુ નિવ્વહઇ.

—જે નિભે-ટકે તે બોલીએ. (જે નિભાવી શકાય તે બોલવું ઘટે).

ઇમુ કુલુ તુહ તણુઉં, ઇમુ કુલુ દેક્ખુ.

—ઇમુ-આ કુલ તારૂં-તણું એટલે તારા સંબંધી, આ કુલ જો.

(૪૩) એહ કુમારી એહો નરૂ, એહુ મણોરહ-ઠાણુ,
એહઉં બઢ ચિન્તન્તાહં, પચ્છહ હોઇ વિહાણુ.

—આ કુમારી, આ નર, આ મનોરથસ્થાન-એવું ચિંતવતા વઢ એટલે મૂર્ખોનું પછી વહાણું થાય છે-વહાણું વાય છે એટલે આખી રાત એ વિચારમાં વિચારમાં ચાલી જાય છે. વઢ એ સંબંધ કારક છે યા સંબોધન વિભક્તિમાં પણ લઇ શકાય.

(૪૪) જઈ પુચ્છહ ઘર વડ્ડાઇં, તો વડ્ડા ઘર ઓઈ,
વિહલિઅ-જણ-અબ્ભુદ્ધરણુ, કન્તુ કુડીરઇ જોઈ.

—(કોઇ સ્ત્રી મુસાફરને કહે છેઃ-) જો મોટાં ઘર (તમે) પૂછતા હો તો મોટાં ઘર તે છે ( કે જેમાં દાનાદિ-પરોપકાર થતાં હોય); વિહ્વલિત જનના અભ્યુદ્ધાર અર્થે મારા કન્થને કુટિરમાં-ઝુંપડીમાં જો. મોટાં ઘર મહેલ નથી હોતાં-વિહ્વલિત જનોના ઉધ્ધારક મારા કાંતને કુટીમાં બેસેલો જો—તે ઘર મોટું છે જ્યાં પરોપકાર થાય છે.

ઓઇ-ઓલો-એ. વડ્ડા-વડો સં. બૃહત્ હિં. બડો કચ્છી વડ્ડો.

(૪૫) આયઇં લોઅહો લોઅણઇં, જાઇ સરઇં ન ભન્તિ;
અપ્પિએ દિટ્ઠઈ મઉલિઅહિં, પિએ દિટ્ઠઇ વિહસન્તિ.

—લોકના આયે-આ લોચનો જાતિનું-પૂર્વ જન્મનું સ્મરણ આપે છે-તેમાં ભ્રાંતિ-સંદેહ નથી. અપ્રિયને જોતાં મુકુલિત થાય છે, પ્રિયને

જોતાં હસે છે. જાઇસ્મર-જાતિસ્મર, જેથી પૂર્વજન્મના પ્રિય અપ્રિયની યાદ થાય-જાતિ સ્મરણ. જો જાઈ અને સરઇં બે પદ જુદા હોય તો જાતિને -પૂર્વજન્મને સ્મરણ કરે છે. અપ્પિએ દિટ્ઠઇ-પિએ દિટ્ઠઇ ભાવવાચક સપ્તમી સં. અપ્રિયે દૃષ્ટે સતિ, પ્રિયે દૃષ્ટે સતિ.

(૪૬) સોસઉ મ સોસઉચ્ચિઅ, ઉઅહી વડવાનલસ્સ કિં તેણ,
જં જલઈ જલે જલણો, આએણ વિ કિં ન પજ્જત્તં.

—ઉદધિ-સમુદ્ર નિશ્ચયે શોષાય કે મ શોષાય તેથી વડવાનલને શું ? જો જલમાં જ્વલન-અગ્નિ જળે છે-બળે છે, તેનાથી પણ પર્યાપ્ત-પૂરતું શું નથી ?-પૂરતું જ છે. કઠિન અથવા અસંભવ કાર્ય સિદ્ધ ન થાય તો ઉદ્યોગમાંજ સફલતા છે. ચ્ચિઅ-નિશ્ચય; આએણ-એનાથી.

(૪૭) આયહો દડ્ઢ-કલેવરહો, જં વાહિઉ તં સારુ,
જઇ ઉટ્ટબ્ભઈ તો કુહઈ, અહ ડજ્ઝઇ તો છારુ.

—આના દગ્ધ-દાઝેલા કલેવરનું જે ચાલ્યું ગયું તે સારૂં; (મરણ પછી) જે ઢંકાય છે,—સ્થપાય છે તે કોહાય છે અને જે દાઝે છે તે ક્ષાર-છાર-ભસ્મ થાય છે. દડ્ઢ=દગ્ધ, દાઝેલું, બાળેલું. સારૂં-ગૂ.સારૂં ઉટ્ટબ્ભઈ—સં.ઉત્તભ્યતે વૃત્તિકાર—આચ્છાદ્યતે-સ્થાપ્યતે. કુહઇ-ગૂ. કોહાય છે, સં. કુથ્યતે, ક્વથતિ હિં. કુથતા હૈ. છાર-ક્ષાર, રાખ, ભસ્મ.

(૪૮) સાહુ વિ લોઉ તડપ્ફડઇ, વડ્ડત્તણુ હો તણેણ,
વડ્ડપ્પણુ પરિ પાવિઅઇ, હત્થિં મોક્કલડેણ.

—સર્વે-બધાય લોક વડપણને માટે તડફડે છે. પણ વડપણ મોકળા હાથથી પ્રાપ્ત થાય છે-પમાય છે. સાહુ-સહુ તણેણ-તણાથી-માટેથી એટલે માટે-એમાં બે વિભક્તિ પ્રત્યયો છે. ગૂજરાતીમાં કહેવત છે કે જેનો હાથ પહોળો તેનો જગ ગોલો. દાનથી જનમાં મહત્ત્વ પમાય છે.

(૪૯) જઇ સુ ન આવઇ દૂઈ ઘરુ, કાઈ અહોમુહુ તુજ્ઝુ,
વયણુ જુ ખંડઈ તઉ સહીએ, સો પિઉ હોઇ ન મુજ્ઝુ.

—હે દૂતિ! જો તે ઘેર ન આવે, તો તારૂં અધોમુખ-નીચું મોં

શા માટે? હે સખિ! જે તારૂં વચન ખરે તે મારો પ્રિય નથી થતો. કુમારપાલ પરિશિષ્ટમાં 'સહિ એસો' એવું છપાયેલું છે. આ દૂતિને ઉપાલંભ છે. અધોમુખ—ખંડિત વદનને છુપાવવા માટે છે, વચનનું ખંડન કહેલું ન માનવાથી છે. વયણુ—વચન અને વદન એ બંનેનો શ્લેષ છે. કાંઈ—સં. કિં, શા માટે?

(૫૦) 'કાંઇ ન દૂરે દેક્ખઇ' એટલે શા માટે દૂર જોતો—જોતી નથી?

(૫૧) સુપુરિસ કંગુ હે અણુહરહિં, ભણુ કજ્જેં કવણેણ
જિવં જિવં વડ્ડત્તણુ લહહિં, તિવં તિવં નવહિં સરેણ.

—સુપુરૂષ કાંગ (ધાન્ય)નું અનુસરણ કરે છે. કહે, કયા કાર્યથી? જેમ જેમ વડપણ પામે છે, તેમ તેમ શિરથી નમે છે.

અનુહરહિં—નકલ કરે છે, સદૃશ હોય છે. ભણ—કહે. કજ્જેં કવણેન—શું કાર્યથી?

(૫૨) જઇ સસણેહી તો મુઇઅ, અહ જીવઇ નિન્નેહ,
બિહિંવિ પયારેહિં ગઇઅ ધણ, કિં ગજ્જહિ ખલ મેહ.

( કોઇ સ્રીનો ભરથાર દેશાંતર ગયો છે તે મેઘ પ્રત્યે કહે છે ) તેણી જો સસ્નેહ—સ્નેહાલ હશે તો મુઇ—મરણ પામી હશે, ( મારા વિરહથી ), અને જો જીવતી હશે તો નિઃસ્નેહ છે. બંને પ્રકારે ધણ-સ્રી ગઇ છે હે ખલ મેહ! શું કામ ગાજે છે? જો સ્નેહવતી હોય તો વિયોગમાં મેઘ ગર્જના સાંભળી મરી ગઇ, જો જીવતી હોય તો તેનામાં સ્નેહ નથી. પ્રિયા તો બંને રીતે ગઇ.

(૫૩) ભમરૂ મ રુણઝુણિ રણ્ણડઇ, સા દિસિ જોઇ મ રોઇ,
સા માલઇ દેસન્તરિઅ, જસુ તુહું મરહિ વિઓઇ.

—હે ભ્રમર! અરણ્યમાં રણઝણ (એ શબ્દ) મા કર, તે દિશામાં જોઇ ન રો. જેના વિયોગથી તું મરે છે તે માલતી દેશાન્તરિત (છે)—દેશમાં નથી. રણ્ણડઇ—રાનમાં અરણ્યમાં.—જુઓ 'રન્નુ' ઉપર નં. ૧૭માં.

(૫૪) પઇ મુક્કાહં વિ વરતરૂ, ફિટ્ટઇ પત્તત્તણું ન પત્તાણું
તુહ પુણુ છાયા જઇ હોજ્જ, કહવિ તા તેહિં પત્તેહિં.

—હે વરતરૂ !–ઉંચા પ્રકારના વૃક્ષ ! તારાથી મૂકાયેલા–તજાયેલા પત્રોનું–પાંદડાનું પત્રત્વ–પાંદડાપણું ફીટતું નથી—બગડી જતું નથી. ચાલ્યું જતું નથી. વળી–પુનઃ તારી જે છાયા હોય તે કોઇ પણ પ્રકારે તેજ પત્રોથી છે. આ અન્યોક્તિ છે. તું જેને તજે તેનાથીજ તારી શોભા છે. મુક્ક–મુક્ત–મૂકેલો, તજેલો. ફિટ્ટઇ–ચાલી જાય છે, બગડે છે. સરખાવો દૂધ ફાટવું, ફિટકાર, સ્ત્રીનું ફીટી જવું, ફીટેલ સ્ત્રી. હોજ્જ–હોય તો, થાતી તો. દોધકવૃત્તિકાર 'વિવરતરૂ' એક પદ લઇને વિ(પક્ષી) +વર (સારા)ના તરૂ–સારા પક્ષીના તરૂ એવો અર્થ પણ કરે છે અને વરતરૂ એમ એક પદ લઈને પણ બીજો ઉપર જણાવેલો અર્થ કરે છે.

(૫૫) મહુ હિયઉં તઇં તાએ, તુહું સવિ અન્નેં વિનડિજ્જઇ,
પિઅ કાઇં કરઉં હઉં કાઇં તુહું મચ્છેં મચ્છુ ગિલિજ્જઈ.

—(નાયિકા અન્યમાં આસક્ત નાયકને કહે છે કેઃ ) મારૂં હૃદય તારાથી (લેવાયું), તું તેણીથી ગ્રહાયો, તેણી પણ બીજાથી નચાય છે, હે પિયા ! હું શું કરૂં ? તું શું (કરે ?) (એતો) મચ્છ ગળે છે (તેવું છે.) મોટો મચ્છ નાના મચ્છને ગળે તેવો ' માત્સ્ય ન્યાય' છે. ભર્તૃહરિના 'ધિક્ તાં ચ તં ચ મદનં ચ ઇમાં ચ માં ચ' વાળા શ્લોકનો ભાવ છે. તઇં–તુથી.

(૫૬) પઇં મઈં બેહિંવિ રણગયહિં, કો જયસિરિ તક્કેઇ,
કેસહિં લેપ્પિણુ જમ–ઘરિણિ, ભણુ સુહુ કો થક્કેઈ.

—તું હું બંને રણમાં ગયેલાઓમાં કોણ જયલક્ષ્મી ઇચ્છે છે ? યમની ગૃહિણી–સ્ત્રીને કેશથી ખેંચીને કોણ સુખે રહે તે (તું) કહે ?–કોઈ નહિ એ અર્થ છે. પઇં મઈં–સાતમી વિભક્તિ અધિકરણ. તક્કેઇ–તાકે છે–ઇચ્છે છે. લેપ્પિણુ–ભૂતકૃદંત. થક્કેઇ–થાકે, રહે.

(૫૭) પઇં મેલ્લન્તિહે મહુ મરણુ, મઈં મેલ્લન્તહો તુજ્ઝુ
સારસ ! જસુ સો વેગ્ગલા, સોવિ કૃદન્તહો સજ્ઝુ.

—( કોઈ સ્ત્રી નાયકને સારસ કહી અન્યોક્તિ કરે છે ) હે સારસ ! તને છોડતી એવી હુંનું એટલે મારૂં મરણ છે (અને) મને મુકતા એવા તારૂં (મરણ છે) જેને જે વેગળો-દૂર છે તેજ કૃતાન્તને-યમને સાધ્ય છે એટલે મરણ પામે છે. પઇં, મઇં-કર્મકારક. મેલ્લન્તી, મેલ્લન્ત વર્તમાન ધાતુજ-કૃદન્ત. હો-સંબંધની છઠી. 'હો' છંદ પ્રમાણે લઘુ બોલાશે.

(૫૮) તુમ્હેહિં અમ્હેહિં જે કિઅઉં, દિટ્ઠઉં બહુઅ જણેણ,
તં તેવડઉં સમરભરૂ, નિજ્જિઉ એક્ક ખણેણ

—તમારાથી અમારાથી જે કરાયું છે-તમે અમે જે કર્યું તે બહુત-ઘણા જણોએ દીઠું. ( શું કર્યું ? તેના ઉત્તરમાં ) તે તેટલું કે સમરનો સમૂહ એક ક્ષણમાં નિર્જીત કર્યો-જીતી લીધો.

(૫૯) તઉ ગુણ-સંપઇ તુજ્ઝ મદિ તુધ્ર અણુત્તર ખન્તિ,
જઈ ઉપ્પત્તિં અન્ન જણ મહિમંડલિ સિક્ખન્તિ.

—મહીમંડલમાં અન્ય જન જો ( તારી પાસે ) આવીને તારી ગુણ સંપત્તિ, તારી મતિ, તારી અનુત્તર (નોત્તમ) ક્ષાન્તિ-ક્ષમા શીખે તો (સારૂં). તઉ, તુજ્ઝ, તુધ્ર-તારૂં. ઉપ્પત્તિં-સં. ઉપેત્ય, ઉપ્પંતિઅ.

(૬૦) અમ્હે થોવા રિઉ બહુઅ, કાયર એમ્વ ભણન્તિ,
મુદ્ધિ નિહાલહિ ગયણયલુ, કઇ જણ જોણ્હ કરન્તિ.

—અમ્હે થોડા રિપુ ઘણા, એમ કાયર ભણે છે; હે મુગ્ધા ! —સુંદરી ! નિહાળ ! ગગનતલમાં કયો જણ જ્યોત્સ્ના—ચાંદની કરે છે—એકજ જણ અને તે ચંદ્રજ. થોવા-થોડા સં. સ્તોક. એમ્વ-સં. એવં. પંજાબી એવેં. જોણ્હ-સં. જ્યોત્સના.

# પ્રકરણ સાતમું.

## હેમચંદ્રે અવતરેલાં અપભ્રંશ ઉદાહરણો (અનુસંધાન)

(૬૧) અમ્મણુ લાઇવિ જે ગયા, પહિઅ પરાયા કેવિ,
અવસ ન સુઅહિં સુહચ્છિઅહિં, જિવં અમ્હઇ તિવં તેવિ.

—પોતાપણું લગાડી–મમત્વ લગાડી જે પરાયા કોઇ પથિક ગયા છે તે અવશ્ય સુખાસિકાથી–સુખથી સૂતા નથી. જેવા અમ્હે તેવા તેઓ. અમ્મણ–આપણાપણું–પોતાપણું–મમતા–સ્નેહ. સુહચ્છિઅહિં–સં. સુખાસિકાથી–સુખની બેઠકથી–સુખની નીંદ (ઉપર નં. ૩૭) અમ્હઈ–અમે હિં હમ, રાજસ્થાની મ્હે.

(૬૨) મઇં જાણિઉં પિયવિરહિઅહં, કવિ ધર હોઇ વિઆલિ,
ણવર મિઅંકુવિ તિહ તવઇ, જિહ દિણયરૂ ખયગાલિ.

—હે પ્રિયા! મારાથી જણાયું—મેં જાણ્યું કે પ્રિયથી વિરહીઓનાં કોઈ પણ ધર–અવલંબન વિકાલે–સંધ્યાકાળે થાય છે. (આટલું વિરહીઓ માટેજ, નહિ પરંતુ મૃગાંક–ચંદ્ર પણ તેવી રીતે તપે છે જેમ દિનકર–સૂર્ય ક્ષયકાળે–પ્રલયકાળે (તપે છે તેમ) જુઓ સોમપ્રભ નં. ૧૮ હવે પછી.

(૬૩) મહુ કન્તહો બે દોસડા, હેલ્લિ મ ઝંખહિ આલુ,
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ, જુજ્ઝન્તઓ કરવાલુ.

—હેલ્લિ! (હે સખિ!) મારા કન્થના બે દોષો (છે), આળ–વૃથા ઝંખ નહિ–બોલ નહિ (તે કયા બે દોષ?–) તેના દેતાં દેતાં–દાન દેતાં હું કેવલ ઉગરી–બચી. અને ઝૂઝતાં–યુદ્ધમાં લડાઈ લડતાં તલવાર બચી. દાન દેતાં બધું દેવાઇ ગયું–એક હું તેની સ્ત્રી બચી ગઇ પણ લડવામાં તો તેણે તલવારને બચાવી–વાપરી નહિ. આમાં એક સ્તુતિ છે ને બીજી નિન્દા એમ બંને સાથે સાથે છે. હો, ઓ એ બંને

લઘુ બોલવા. દોસડા-સં. દોષ; ડ તે કુત્સિતના અર્થમાં વપરાય છે. હેલ્લિ-હે અલિ! ઝંખ-ઝંખવું હિ-ઝંખના, ઝીખના. આલુ-આળ-ખોટું અગડંબગડં. દેન્ત, જુજ્ઝન્ત-વર્તમાન કૃદંત. હઉં-હું. ઉવ્વરિય-સં. ઉર્વરિત-ઉગરી હિં ઉબરી.

(૬૪) જઇ ભગ્ગા પારક્કડા, તો સહિ મજ્ઝુ પિએણ,
અહ ભગ્ગા અમ્હહં તણા, તો તેં મારિઅડેણ.

—જો પારકા ભાગ્યા હોય-ભગ્ન થયા હોય તો ખરેખરા મારા પિયુથી થયા હોય, અને અમારા સંબંધિઓ ભાગ્યા તો તે ( મારો પિયુ ] મરાયેલો તેથી.—જો પરાયા પક્ષની સેના ભાગી હોય તો મારા પિયુએ તેને ભગાડી હશે, જો અમારાં ભાગતા હોય તો તે તેના માર્યા જવાથી આવું પરિણામ આવી શકે.

ભગ્ગા—સં. ભગ્નાઃ ભાંગ્યા, તૂટયા, હાર્યા તેથી ભાગ્યા-નાઠા. પારક્કડા, અમ્હહં તણા,—પરાયા અને અમારા. મારિઅડ સં. મારિતક. આ પ્રસિદ્ધ દોહો છે.

(૬૫) મુહ-કબરિ-બન્ધ તહે સોહ ધરહિં.
નં મલ્લ-જુજ્ઝુ સસિ-રાહુ કરહિં
તહે સહહિં કુરલ ભમર-ઉલ-તુલિઅ
નં તિમિર-ડિમ્ભ ખેલન્તિ મિલિઅ.

—તેણીનાં મુખ અને વેણીનો બંધ શોભા ધરતાં જાણે શશિ રાહુ મલ્લયુદ્ધ ( કરતા હોય નહિ ). તેણીનાં કુરલ-કેશો ભ્રમર કુલ તુલ્ય શોભે છે, જાણે તિમિરનાં-અંધકારનાં બાળકો મળીને ખેલે છે. નં-જેમ, જાણે કે-ઉત્પ્રેક્ષામાં વપરાય છે.

(૬૬) બપ્પીહા પિઉ પિઉ ભણુવિ કિત્તિઉ રૂઅહિ હયાસ!
તુહ જલિ મહુ પુણુ વલ્લહઇ, બિહુંવિ ન પૂરિઅ આસ.

—બપૈયા!—ચાતક! પિયુ પિયુ (એમ) કહીને કેટલીવાર (તું)

રૂએ છે? હે હતાશ! તારી જલમાં, પુનઃ મારી વલ્લભમાં—એમ બંનેની આશા પૂરી થઈ નહિ. તને જલ ન મળ્યું, મને વલ્લભ ન મળ્યો.

(૬૭) બપ્પીહા કઇં બોલ્લિએણ, નિગ્ઘિણ વારઇવાર,
સાયરિ ભરિઅઇ વિમલ જલિ, લહહિ ન એક્કઇ ધાર.

—હે નિર્ઘૃણ-નિર્લજ્જ બપૈયા! વારેવાર બોલવાથી શું? સાગરમાં વિમલ જલથી એક પણ ધારા (તને) મળશે નહિ.

(૬૮) આયહિં જમ્મહિં અન્નહિં વિ, ગોરિ સુ દિજ્જહિ કન્તુ,
ગય મત્તહં ચત્તંકુસહં, જો અબ્ભિડહિ હસન્તુ.

—આ જન્મમાં-અન્યમાં (અન્ય ભવમાં) પણ, હે ગૌરી! તે કન્થ દેજે (કેવો કન્થ છે? કે) જે મત્ત, અને ત્યક્તાંકુશ-જેણે અંકુશ છોડયા છે તેવા ગજોને હસતો આવી મળે-તેની સન્મુખ આવે.

(૬૯) બલિ અબ્ભત્થણિ મહુમહણુ, લહુઇહૂઆ સોઇ,
જઇ ઇચ્છહુ વડ્ડત્તણઉં, દેહુ મ મગ્ગહુ કોઇ.

—બલિની અભ્યર્થના વડે તે મધુમથન-નારાયણ લઘુ થયો-વામન બન્યો. જો વડપણ ઇચ્છો તો ધો-દાન કરો, કોઇ પાસે મ માંગો. લહુઇહૂઆ-સં. લઘુકીભૂત.

(૭૦) વિહિ વિનડઉ પીડન્તુ ગહ, મં ધણિ કરહિ વિસાઉ
સંપઇ કડ્ઢઉઁ વેસ જિવં, છુડુ અગ્ઘઇ વવસાઉ.

—વિધિ નાચ કરે, ગ્રહો પીડે, (પણ) હે પ્રિયા! વિષાદ કર નહિ. જો વ્યવસાય-ઉદ્યમ ચાલે છે તો સંપદ્‌ને વેશની પેઠે કાઢું છું.

વિનડઉ—નટતુ, નાચે. ધન-પ્રિયા જુઓ ઉપર નં. ૧ સરખાવો મિરજાપુરી 'ધનિયા'. વેસ-વેશ. દોધક વૃત્તિકાર વેશ્યા પણ અર્થ કરે છે. વેશ્યાની પેઠે કડ્ઢઉ-સં. કર્ષયામિ ખેંચુ-કાઢું. છુડુ-જો. અગ્ઘઇ-સં. અર્ઘતિ અથવા રાજતે. જો ઉદ્યમ ચાલે તો સંપદ્ સુલભ થાય છે.

(૭૧). મગ્ગ-વિસાહિઉ જહિં લહહું પિય તહિં દેસહિં જાહું
રણુ-દુબ્ભિક્ખે ભગ્ગાઈ, વિણુ જુજ્ઝેં ન વલાહું.

—હે પ્રિયા ! જે દેશમાં ખડ્ગથી સાધિત થયેલું મેળવું ત્યાં જઇએ. (અહીં) રણ–દુર્ભિક્ષથી ભગ્ન થયેલા–(તેથી) યુદ્ધ વગર પ્રસન્ન થતા નથી–આનંદ આવતો નથી. જ્યાં તલવાર ચલાવી જીવિકાનો નિર્વાહ થઇ શકે ત્યાં ચાલો, અહીં તો રણ–દુર્ભિક્ષ–યુદ્ધના દુકાળથી (દિલ) તૂટી ગયું; યુદ્ધ વિના આનંદ આવતો નથી.

વલાહું—ન રતિં પ્રાપ્નુમઃ—મજા આવતી નથી એમ દોધકવૃત્તિમાં અર્થ કર્યો છે તેને અનુસરી ઉપર અર્થ મૂક્યો છે, પણ તે ઠીક લાગતો નથી. વલાહું એટલે વળું—પાછો આવું. રણ-દુષ્કાળમાં ભાગ્યા છીએ. વિના યુદ્ધ પાછા નહિ આવીએ (જેમ દુર્ભિક્ષ કારણે દેશથી ભાગ્યા વગર સુભિક્ષ પાછો આવતો નથી)—આ અર્થ બરાબર છે.

(૭૨) કુંજર સુમરિ મ સલ્લઇઉ, સર સાસ મ મેલ્લિ,
કવલ જિ પાવિય વિહિ–વસિણ, તે ચરિ માણુ મ મેલ્લિ.

—હે કુંજર ! સલ્લકીઓ (એક જાતના બળદો) ને સ્મર નહિ, સરલ એટલે દીર્ઘ શ્વાસ મૂક નહિ. વિધિવશે જે કવળ–કોળીઆ મળ્યા તે ચર, માન રાખ નહિ.

દોધકવૃત્તિ પ્રમાણે મેલ્લિનો અર્થ બને સ્થળે 'છોડવું' કરવાથી નિરર્થક વાક્ય થાય છે. જે મળે તે ખા, ને માન છોડ નહિ,–એ યોગ્ય નથી લાગતું. ત્યાં મેલ્લિ એટલે રાખ એ અર્થ યોગ્ય લાગે છે.

(૭૩) ભમરા એત્થુ વિ લિમ્બડઇ, કેવિ દિયહડા વિલમ્બુ,
ઘણુ–પત્તલુ છાયા–બહુલુ, ફુલ્લઇ જામ કયમ્બુ.

હે ભમરા ! અત્ર–અહીં પણ લીંબડામાં કેટલાક દિવસો ઘણાં-પાંદડાંવાળા અને છાયાવાળા કદમ્બ જ્યાં સુધી ફૂલે ત્યાં સુધી વિલંબ કર.

(૭૪) પ્રિય એમ્વહિં કરે સેલ્લુ કરિ. છડ્ડહિ તુહું કરવાલુ,
જં કાવાલિય બપ્પુડા, લેહિં અભગ્ગુ કવાલુ.

—હે પ્રિય ! હવે હાથમાં શલ્ય–કુન્ત–ભાલું કર–લે, (અને) કરવાલ—તરવારને તું છોડ જેથી બાપડા કાપાલિક અભગ્ન–આખી કપાલ–ખોપરી

મેળવે. તમારા ખડ્ગથી શત્રુઓનાં માથાં ભાંગી-ફાટી જાય છે તેથી કાપાલિકોને આખી સાબુત ખોપરી નથી મળતી તે માટે તમે ભાલાથી મારો કે જેથી ખોપરી સાબુત તો મળે. એમ્વહિં સં. ઇદાનીં.

(૭૫) દિઅહા જન્તિ ઝડપ્પડહિં, પડહિં મણોરહ પચ્છિ
જં અચ્છઈ તં માણિઅઇ, હોસઇ કરતુ મ અચ્છિ.

—દિવસો ઝડપથી જાય છે, મનોરથ પાછા પડે છે–નિષ્ફળ થાય છે. જે છે તે માણીએ–ભોગવીએ, 'હોશે' એમ કરતા મ રહો, –બેસો. દિન જાય છે, જે છે તે ભોગવો, ભવિષ્યના ભરોસે ના રહો. અચ્છઇ–બંગાલીમાં આછે, રાજસ્થાની છૈ.

(૭૬) સન્તા ભોગ જુ પરિહરઇ, તસુ કન્તહો બલિ કીસુ,
તસુ દઇવેણ વિ મુંડિયઉં, જસુ ખલ્લિહડઉં સીસુ.

—વિદ્યમાન હોય છતાં ભોગોને–પાસે હોય છતાં ભોગોને જે પરિહરે–તજે તે કંથને વારી જઇએ. જેનું માથું ટાલીઉં છે તેનું દૈવેજ મુંડન કર્યું છે. એટલે જેની પાસે ભોગો નથી તે તો સ્વયમેવ–દૈવાત્ તજે છે.

આમાં 'સહેજે બાવા બ્રહ્મચારી' યા 'વૃદ્ધા નારી પતિવ્રતા' એ કહેવત લાગુ પડે છે. હિંદીમાં 'બિના મિલતી કે બ્રહ્મચારી' એ કહેવત છે. જે પોતાને ભોગવિલાસો હોય છતાં છોડે તેની બલીહારી છે. સન્તા વર્તમાન કૃદંત. કીસુ–હું કરૂં (હેમ.) તુ કર. ખલ્લિહડઉં–સં. ખલ્વાટ.

(૭૭) અઇતુંગત્તણુ જં થણહં સો ચ્છેયહુ ન હુ લાહુ,
સહિ જઈ કેવંઇ તુડિવસેણ, અહરિ પહુચ્ચઇ નાહુ,

—સ્તનોનું જે અતિતુંગત્વ (ઉંચાપણું) છે તે છેદક–ખોટ નથી; પણ લાભ છે. હે સખિ ! જો કોઇ રીતે ત્રુટિવશ થઇ નાથ અધરમાં પહોંચે તો. ઉંચાં સ્તન ચુંબનમાં આડાં આવે છે.

છેય–છેદ–ખોટ. કેવઇ સં. કથમપિ, કોઇ રીતે. ત્રુટિવિલંબ પહુ-

અઇ–સં. પ્રભવતિ (?) સમર્થ થાય છે, (દોધકવૃત્તિ). હીંદી પહુંચના–ગૂજરાતી પહોંચવું એ આ વ્યાખ્યામાં બરાબર યુક્ત છે.

(૭૮) ઇત્તઉં બ્રોપ્પિણુ સઉણિ ટ્ઠિઉ, પુણુ દૂસાસણુ બ્રોપ્પિ,
તો હઉં જાણઉં એહો હરિ, જઇ મહુ અગ્ગઇ બ્રોપ્પિ.

—એટલું બોલીને શકુનિ થોભ્યો; પુનઃ દુઃશાસન બોલીને થોભ્યો. (હવે દુર્યોધન કહે છે કે) જો હરિ મારી આગળ બોલે તો હું જાણું કે આ હરિ છે. ઇત્તઉં–એતો–એટલો સં૦ ઇયત્, બ્રોપ્પિણુ, બ્રોપ્પિ –ભૂતકૃદંત; ટ્ઠિઉ–સં. સ્થિત–થોભ્યો.

(૭૯) જિવં તિવં તિક્ખા લેવિ કર, જઇ સસિ છોલ્લિજ્જન્તુ.
તો જઇ ગોરિ હે મુહ કમલિ, સરિસિમ કાવિ લહન્તુ.

—જેમ તેમ તીક્ષ્ણ (શસ્ત્ર) લઇને જો શશિ–ચંદ્ર છોલવામ આવે તો જ (જગમાં !) ગૌરીના મુખકમલની સદૃશતા કાંઇક પણ પામે. તિક્ખા–કેવલ વિશેષણ. વિશેષ્ય (શસ્ત્ર–આયુધ જેવું) અધ્યાહાર છે. જઇ–જગમાં એવો દોધકવૃત્તિમાં અર્થ કર્યો છે ! લહન્તુ–ક્રિયાતિપત્તિ.

(૮૦) ચૂડુલ્લઉ ચુણ્ણીહોઇસઇ, મુદ્ધિ કવોલિ નિહિત્તઉ,
સાસાનલ–જાલ–ઝલક્કિઅઉ, વાહ–સલિલ–સંસિત્તઉ.

—હે મુગ્ધે ! કપોલપર રાખેલો ચુડલો, શ્વાસરૂપી અગ્નિની ઝાળથી દગ્ધ થઇને, (અને) બાષ્પરૂપી પાણીથી સંસિક્ત થઇને ચૂર્ણ થશે–ચૂરેચૂરા થશે. (જુઓ કુમારપાલ પ્રતિબોધ. નં. ૨૩ હવે પછી.)

(૮૧) અબ્ભડ વંચિઉં બે પયઇં, પેમ્મુ નિઅત્તઇ જાવં
સવ્વાસણ–રિઉ–સંભવહો, કર પરિઅત્તા તાવં.

—(૧) અભ્રવાલી રાત્રીમાં બે પગે ચાલી જ્યાં (અભિસારિકા) પ્રેમ નિભાવે છે–પૂરો કરે છે, ત્યાં તો સર્વાશન–સર્વભક્ષ એવો અગ્નિ તેનો રિપુ–શત્રુ તે સાગર અને તેમાંથી સંભવ–જન્મ પામેલ એવા ચંદ્રનાં કર–કિરણો પસર્યા એટલે કાળી વાદળીથી ઘોર થયેલી રાતે પ્રેયસી જાતી હતી કે ચંદ્રે સહાયતા–સમાધિ આપી. અથવા તો (૨)

ઉલટા બે પગે ચાલી ( પ્રવાસી પ્રિય ) પોતાની પ્રેમિકા-પ્રેયસીને જ્યાં પાછો વાળતો હતો ત્યાં ચંદ્રનાં કિરણો ફેલાયાં. પ્રિયા વળાવવા આવી હતી અને પ્રવાસીએ તેને પાછી વાળવા ઇચ્છયું. ત્યાં તો ચાંદો ઉગ્યો. પછી શેનું જવું ને આવવું ?

અબ્ભડ-અભ્રટ-મેઘવાળું અથવા અભ્યટય-પાછા વળી. વંચ= સં. વ્રજ-ચાલવું, પયઇ-પગ, નિઅત્તઇ-સં. નિર્વર્તયતિ યા નિવર્તયતિ જાવં તાવં-યાવત્ તાવત્. પરિઅત્તા-પ્રસૃતા. દોધકવૃત્તિમાં આનો અર્થ બરાબર કર્યો નથી લાગતો,

(૮૨) હિઅઇ ખુડુક્કઇ ગોરડી, ગયણિ ધુડુક્કઇ મેહુ,
વાસા-રત્તિ-પવાસુઅહં વિસમા સંકડુ એહુ.

—હે ગૌરી ! હૈયામાં ખટકે છે. મેઘ ગગનમાં ધુડુકે છે. વર્ષા રાત્રિમાં પ્રવાસીઓને આ-આવાં વિષમ સંકટો હોય છે. વિસમા-એ પરથી સંકટ બહુવચન છે. પ્રવાસુ-તેમાં 'ઇન્'ના અર્થમાં 'ઉ' (ઉણ્)

(૮૩) અમ્મિ પઓહર વજ્જમા, નિચ્ચુ જે સમ્મુહ થન્તિ,
મહુ કન્તહો સમરંગણઇ, ગયઘડ ભજ્જિઉ જન્તિ.

—(સ્ત્રી કહે છે) હે અમ્બ !-માતા ! જે નિત્ય સંમુખ-પાસે રહે છે તે પયોધર-સ્તનો વજ્રમય છે કે જેથી મારા કંતના સમરાંગણમાં ગજઘટા ભાગી જાય છે. વજ્જમ-વજ્રમય, ભજ્જિઉ-જુઓ ઉપર નં. ૬૪.

(૮૪) પુત્તેં જાએં કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણ,
જા બાપીકી ભુંહડી. ચમ્પિજ્જઇ અવરેણ.

—જન્મેલા પુત્રથી શું ગુણ-ફાયદો ? મરેલાથી શું અવગુણ ? કે જેથી (જે પુત્ર હોય છતાં) અથવા જેના બાપની ભોંય બીજાથી ચંપાતી હોય-લેવાતી હોય. પુત્તેં જાએં-ભાવલક્ષણ. મુએણ-સં. મૃતેન, મુઆથી. જા=જેની. બપ્પીકી-આપીકી, ભુહંડી-ભોં-ભૂમિ, ચમ્પિજ્જઇ-દબાવવામાં આવે. સરખાવો પગચંપી-પગ દબાવવા તે.

(૮૫) તં તેત્તિઉ જલુ સાયરહો, સો તેવડુ વિત્થારુ,
તિસહે નિવારણુ પલુવિ નવિ, પર ધુટ્ઠુઅઇ અસારુ.

—સાગરનું તે જલ તેટલું, તેયડો તે(નો) વિસ્તાર; તૃષાનું નિવારણુ પલ પણ નહી, છતાં અસાર–નકામો ધુધવે છે–ગર્જના કરે છે. દરિયાનું જલ જેટલું તેટલો તેનો મોટો વિસ્તાર છે; પણ તેથી તરસ છીપે તેમ નથી છતાં તે દરિયો નકામો ગર્જના કરે છે. તેતિઉ–તેતો–તેટલો, તેવડો–તેટલો. તિસ–સં. તૃષા. રાજસ્થાની તિસ. ધુટ્ઠુઅઇ–અવાજ સૂચવતું ક્રિયાપદ, ગર્જે છે. સરખાવો રાજશેખર સૂરિના ચતુર્વિંશતિપ્રબંધ સાથે

'વરિ વિયરો જહિં જલુ પિયઇ, ધુટ્ઠુધુટ્ઠુ ચુલુએણુ,
સાયરિ અત્થિ બહુય જલ, છિ ખારઉં કિં તેણુ.

—વીરડો સારો કે જેમાં જલ ધુટ્ઠધુટ્ઠ ચાપવેથી પી શકીએ. સાગરમાં ઘણુંય જળ ખારૂં છે તેથી તેને શું કરવો ?

વરિ–વર, સારો; વિયરો–વીરડો, નાનો કુવો રાજસ્થાની બેરા. ચુલુએણુ–હિં. ચિલ્લૂ, ગૂ. ચાપવું–નામ. અત્થિ–છે.

(૮૬) જં દિટ્ઠઉં સોમગ્ગહણુ, અસઇહિં હસિઉ નિસંકુ,
પિઅ–માણુસ–વિચ્છોહ–ગરુ, ગિલિ ગિલિ રાહુ મયંકુ.

—જે ચંદ્રગ્રહણ દીઠું કે અસતિઓથી નિઃશંક હસાયું–તેઓ હસી. હે રાહુ ! મયંક–ચંદ્ર કે જે પ્રિય મનુષ્યોના વિયોગ કરનાર છે તેને ખા–તેનું ભક્ષણ કર.

વિચ્છોહગરુ–વિક્ષોભકર. આમાં ક નો ગ થાય છે, ને પાલી ભાષામાં 'કરના' ધાતુનો ફેરફાર 'ગરના'માં થયો છે. 'ક' તેમાં રહ્યોજ નથી, 'ગ' છે. 'પ્રગટ' ને શુદ્ધ કરી 'પ્રકટ' લખનારા આ વાતપર લક્ષ આપે.

(૮૭) અમ્મીએ સત્થાવત્થેહિં, સુધિં ચિન્તિજ્જઇ માણુ,
પિએ દિટ્ઠે હલ્લોહલેણ, કો ચેઅઇ અપ્પાણુ.

—હે અમ્મ !–માતા, સ્વસ્થ અવસ્થા વાળાઓથી સુખેકરી માન–અહંકાર ચિંતવાય છે–તેઓ ચિંતવે છે, પણ પિયુ દેખ્યેસતે હલવલથી

–વ્યાકુલતાથી આત્માને કોણ જાણે છે?–આત્માને ભૂલી જાય છે. શુધ રહેતી નથી. સ્વસ્થ હોઇએ ત્યારે માન ગુમાનનું સૂઝે છે, પીયાને દેખતાં એટલી હલવલ મચે છે કે પોતાની શુધ જાતી રહે છે–ત્યાં બીચારા માનને કોણ સંભારે? અમ્મીએ–અમ્મી (નં. ૮૩) એટલે સં. અમ્બિકા હિં. અમ્મા. પિએ દિટ્ઠે–ભાવલક્ષણા, ચેઅઇ–જાણે છે. સરખાવો ચૈત્ય, ચિન્હ.

(૮૮) સવધુ કરેપ્પિણુ કધિદુ મઇં, તસુ પર સભલઉં જમ્મુ,
જાસુ ન ચાઉ ન ચારહડિ, ન ય પમ્હટ્ઠઉ ધમ્મુ.

—સપથ લઇને (સોગંદપૂર્વક) મારાથી કહેવાયેલું (કે) તેનો જન્મ કેવલ સફલ (છે કે) જેનો ત્યાગ, અને ચારભટી–શૂરવૃત્તિ અને ધર્મ પ્રમુષિત–પ્રભ્રષ્ટ થયેલ નથી. સવધુ, કધિદુ–એમાં 'થ'ની જગ્યાએ ધ આવેલ છે. સભલઉં–સફલ તેમાં 'ફ'ને સ્થાને 'ભ' આવ્યો છે. પમ્હટ્ઠઉ–પ્રભ્રષ્ટ. 'ભ્ર'ને સ્થાને 'મ્હ' આવેલ છે. ચારહડિ–ચારભટી–શૂરવૃત્તિ. ચાઉ–ત્યાગ, પમ્હટ્ઠઉ–ત્રણે એટલે ચાઉ, ચારહડિ અને ધર્મ એ ત્રણેને લાગુ પડે છે. દોધકવૃત્તિમાંનો બીજો અર્થ 'જેને અપવ્યય નથી અને ધર્મભ્રષ્ટ નથી થયો' એ ઠીક નથી.

(૮૯) જઇ કેવંઇ પાવીસુ પિઉ, અકિયા કુડ્ડ કરીસુ,
પાણીઉ નવઇ સરાવિ જિવં, સવ્વંગે પઇસીસુ.

—(સ્ત્રી કહે છે) જો પિયુને કોઇ રીતે પામીશ (તો) અકૃત એવું કૌતક કરીશ. જેમ નવા શારાવમાં–માટીના વાસણમાં પાણી સર્વાંગે પેસે છે તેમ (સર્વાંગે હું પેસીસ)–રોમરોમમાં ઉતરીશ. પાવીસુ, કરીસુ, પઇસીસુ–ભવિષ્યકાળ. સંભાવના અર્થે. ગૂજરાતીમાં 'શ' રાજસ્થાનીમાં 'સ્યું' વપરાય છે.

(૯૦) ઉઅ કણિઆરૂ પફુલ્લિઅઉ, કંચણકન્તિપયાસુ,
ગોરી–વયણુ–વિણિજ્જિઅઉ, નં સેવઇ વણુવાસુ.

—ઓ–જો કણિંકાર વૃક્ષ કાંચનની કાંતિ પ્રકાશ જેવું ફુલેલું છે જાણેકે ગૌરી વદનથી વિશેષે જીતાયેલુ તે વનવાસ સેવે છે. ઉઅ–પ્રા૦ છે ઓ–જો. કણિઆરૂ–સં. કર્ણિકાર, પંજાબી પહાડી–કનયાર, અમલતાશ–તેને ઘણાં પીળાં ફૂલો થાય છે. ગૌરી–જુઓ હવે પછી પ્રબંધ ચિંતામણી નં. ૧૪ સં. ગૌરી. નં જાણેકે ઉત્પ્રેક્ષા માટે વપરાય છે. વેદનો ઉપમાવાચક 'ન' વ્યાકરણમાં ન બંધાયો, પણ પ્રવાહથી પ્રાકૃતમાં–ભાષામાં ચાલ્યો આવ્યો.

(૯૧) વ્રાસુ મહારિસિ એઉ ભણઇ, જઈ સુઇસત્થુ પમાણુ,
માયહં ચલણ નવન્તાહં, દિવિદિવિ ગંગાણ્હાણુ.

—વ્યાસ મહાઋષિ એ ભણે છે કે જો શ્રુતિશાસ્ત્ર પ્રમાણ છે (તો) માતાના ચરણ નમનારાને દિન દિન ગંગાસ્નાન છે. વ્રાસુ–વ્યાસ. આમાં 'ર'ને માટે સરખાવો શાપનો સ્રાપ–સરાપ. માયહં–માતાઓના. નવંતાહં–નમતા તણા. દિવિ દિવિ–વેદમાં 'દિવે દિવે'–જુઓ ઉપર નં. ૯૦ માં નં.

(૯૨) કેમ સમપ્પઉ દુટ્ઠુ દિણુ, કિધ રયણી છુડુ હોઇ,
નવ–વહુ–દંસણુ–લાલસઉ, વહઇ મણોરહ સોઇ.

—દુષ્ટ દિન કેમ સમાપ્ત થાય (ને,) રજની કેમ ઝટ થાય એવો મનોરથ નવવધુના દર્શનની લાલસાવાળો વહે છે–ધારણ કરે છે. કેમ–ગૂજરાતી કેમ સં. કથં, છુડુ–ઝટ 'છ'નો 'ઝ' થવા માટે જુઓ ઉપર નં. ૮૭, ૮૮ ઝટ. વહઇ–વહે છે–ધારણ કરે છે, કરતા ફરે છે.

(૯૩) ઓ ગોરી–મુહ–નિજ્જિઅઉ, વદ્દલિ લુક્કુ મિયંકુ,
અન્નુવિ જો પરિહવિય–તણુ, સો કિવં ભવંઇ નિસંકુ.

—ઓ ! ગૌરીમુખથી જીતાયેલો મયંક–ચંદ્રમા વાદળમાં લુપાયો–છુપાયો, અન્ય પણ કે જેનું શરીર પરિભૂત–હારેલું છે તે નિઃશંક કેવી રીતે ભમે. હારેલો મુખ છુપાવતો ફરે છે. લુક્કુ–નિલીન. પરિહવિય–સં. પરિ+ ભૂપરથી પરિભૂત–પરાભવ પામેલો તેમાં 'ભૂ' નો 'હો' થયો છે.

(૯૪) બિમ્બાહરિ તણુ રયણુવણુ, કિઉ ઠિઉ સિરિ આણન્દ,
નિરૂવમ રસુ પિએં પિઅવિ જણુ, સેસહો દિણ્ણી મુદ્દ.

—હે શ્રી આણંદ ( કવિનું નામ ) ! અથવા શ્રી આણંદ–શોભાકર એવો, બિંબ (ફલ) જેવા અધર ઉપરનો, રદનનો વ્રણ–દાંતે મારેલ ઘા કેવો રહ્યો (છે)? જાણે કે પિયુએ નિરૂપમ રસ પીને બાકીના (રસ) માટે મુદ્રા આપી–મારી (હોય)–અધરપર દંતક્ષત કેવો છે, જાણેકે અનુપમ રસ પીને પીયુએ બાકીપર પોતાની મ્હોર લગાવી છે ( કે કોઇ બીજા ન પીએ. )

બિંબાહરિતણુ–બિંબાધર ઉપરનો ' બિંબાધર પર, તન્વીના ' એ અર્થ કરવાની જરૂર નથી. દોધકવૃત્તિમાં તેમ કર્યું છે. તણુ એટલે તન્વીના –સ્ત્રીના. ખરી રીતે 'તણુ, તણા યા તણો ' એ સંબંધસૂચક છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. ઠિઉ–સં. સ્થિતઃ હિં. થિયો–થો–થા. સેસહો માં હો લઘુ બોલો.

(૯૫) ભણુ સહિ નિહુઅઉં તેવં મઇં, જઇ પિઉ દિટ્ઠુ સદોસુ.
જેવં ન જાણઇ મજ્ઝુ મણુ, પક્ખાવડિઅં તાસુ.

—હે સખિ ! જો મેં પિયુને સદોષ દીઠો (હોય તો) તે પ્રમાણે નિભ્રત–ગુપ્ત (છે તે) કહે, કે જેથી (તે) ન જાણઇ; મારૂં મન તેની સાથે પક્ષપાતી છે. મારૂં મન તે (પ્રિયા) નો પક્ષપાતી છે, તે ન જાણે, તેનાથી છૂપાવી કહે. આમાં અમરનો ' **नीचैः शंस, हृदि स्थितो हि ननु मे प्राणेश्वरः श्रोष्यति** ' માં જે ભાવ છે તે ભાવ છે. ' તે બીજાના પાસે સ્થિત મારૂં મન જેમ ન જાણે '–ભર્ત્તા ઇતિ અધ્યાહાર (!!) આવો દોધકવૃત્તિનો અર્થ બરાબર નથી.

(૯૬) મઇં ભણિઅઉ બલિરાય તુહું, કેહઉ મગ્ગણુ એહુ,
જેહુ તેહુ નવિ હોઇ વઢ, સઇં નારાયણુ એહુ.

—( કોઈ વામનાવતારની કથામાંથી–શુક્રાચાર્ય કહે છે ) હે બલિરાજ, મેં તને કહેલું ' એવો કેવો માગણ (મળ્યો) છે? જેવો તેવો ન

હોય-હોય નહિ, હે મૂર્ખ એ સ્વયં નારાયણ છે. વઢ-મૂર્ખ. સરખાવો વંઢ ( હર્ષચરિતનો ). દોધકવૃત્તિ એમ કહે છે કે આ દોહાનો ઉત્તરાર્ધ તે બલિનો ઉત્તર છે.

(૯૭) જઈ સો ઘડદિ પ્રયાવદિ, કેત્થુવિ લેપ્પિણુ સિક્ખુ,
જેત્થુવિ તેત્થુવિ એત્થુ જગિ, ભણુ તો તહિ સારિક્ખુ.

—જો તે પ્રજાપતિ ગમે ત્યાંથી શિક્ષા લઇને જહીં તહીં-જ્યાં ત્યાં પણ આ જગમાં ઘડે છે તો કહે તે (નાયિકા)ના સરખું (કોણે ઘડયું હશે ?) કેત્થુ, જેત્થુ, તેત્થુ, એત્થુ-

સં. કુત્ર, યત્ર, તત્ર, અત્ર. જૂની પંજાબીમાં કિત્થું જિત્થું તિત્થું ઇત્થું. પંજાબીમાં કિત્થેં, જિત્થેં, તિત્થેં, એત્થેં. ચોથા ચરણનો પાઠ આ હોય એમ સંભવે છે 'ભણુ કો તહે સારિક્ખુ'-કહે કોણ તેના સરીખું છે ?

(૯૮) જામ ન નિવડઇ કુંભયડિ, સીહ-ચવેડ ચડક્ક,
તામ સમત્તહં મયગલહ, પઇ-પઇ વજ્જઇ ઢક્ક.

—જ્યાં સુધી કુંભતટ-કુંભસ્થલપર સિંહની ચપેટની ચટાક-ઝપાટ નથી પડતી, ત્યાંસુધી સમસ્ત મદકલો-ગજોની પદે પદે ઢક્ક-વાજાં વાગે છે. સિંહની ઝપાટ લાગ્યા સુધી માથે નગારાં વાગે છે.

ચડક્ક-અવાજના અનુકરણપરથી શબ્દ. ઢક્કા-એક જાતનું વાજું.

(૯૯) તિલહં તિલત્તણુ તાઉં પર, જાઉં ન નેહ ગલન્તિ,
નેહિ પણટ્ઠઇ તેજ્જિ તિલ, તિલ ફિટ્ટવિ ખલ હોન્તિ.

—જ્યાં સુધી સ્નેહ-તેલ ગલતું નથી-ચાલી નથી ગયું ત્યાં સુધીજ તલનું તલપણું છે. સ્નેહ-તેલ પ્રણષ્ટ થતાં તેજ તલ, તલ મટીને ખલ-ખોળ થાય છે. અહીં નેહના બે અર્થ છે. ચિકણાપણું (તેલ), અને પ્રેમ; ખલના બે અર્થ ખલ-ખોળ, અને ખલ એટલે દુર્જન. નેહ ગયો એટલે ખળ થયો.

દોધકવૃત્તિમાં નેહને બહુવચનમાં લઇ 'ગલન્તિ'નો કર્ત્તા-તરીકે

લીધેલ છે, અધિક સંભવ એ છે કે 'તિલ' કર્ત્તા હોય ને 'નેહ' કર્મ હોય.

તેજ્જિ–તેજ. ગુજ૦ મારવાડીમાં ગુઇજિ. જુઓ. ન.૧૭ પ્રબંધ ભાગ ૨ ફિટ્ટવિ–ફિટ્ટ.—ફીટવું. બગડવું. ભ્રષ્ટ થવું. સરખાવો ઉપર નં. ૫૪.

(૧૦૦) જામહિં વિસમી કજ્જગઈ, જીવહિં મજ્ઝે એઇ,
તામહિં અચ્છઉ ઇયિરૂ જણુ, સુઅણુવિ અન્તરૂ દેઇ.

—જ્યાં સુધી જીવોની મધ્યે વિષમ કાર્યગતિ આવે છે, ત્યાં સુધી ઇતર જન (એકબાજુ–અલગ) રહો, સ્વજન પણ અન્તર દે છે–પીઠ દેખાડે છે.

જામહિં તામહિં, જાઉં તાઉં, જામ તામ–જુઓ નં. ૯૮ અને ૯૯. સં. યાવત્ તાવત્–જ્યાંસુધી ત્યાંસુધી એ અર્થમાં આવે છે. અચ્છઉ–હિં–આછો–હો. તેની વાત જવા દો એ અર્થમાં.

(૧૦૧) જેવડુ અન્તરૂ રાવણુ રામહં, તેવડુ અન્તરૂ પટ્ટણુ ગામહં.

—જેવડું અંતર રાવણ રામનું–વચ્ચે, તેવડું અંતર પાટણ–શહેર અને ગામડાનું–વચ્ચે (સમજવું). જેવડુ તેવડુ–હિં. જિતના તિતના એમ વપરાય છે, જ્યારે ગૂજરાતીમાં તેજ શબ્દો વપરાય છે. આ કોઈ રાવણના પક્ષપાતીની ઉક્તિ છે, તેથી દોધકવૃત્તિકારે કર્યું છે તેમ પાટણ–ગામની બદલી ગામ–પાટણ એ રીતે કરવાની જરૂર નથી.

(૧૦૨) જે મુગ્ગડા હરાવિઆ, જે પરિવિટ્ઠા તાહં,
અવરોપ્પરૂ જોઅન્તાહં, સામિઉ ગંજિઉ જાહં.

—જેઓના નીચે ઉપર–પરસ્પર જોતાં–દેખતાં (તેમના) સ્વામીને ગાંજવામાં આવ્યો હોય, તેમને જે મગ પીરસ્યા તે નકામા ગયા.

અહીં 'મગ પીરસવા' એ મોટા આદર અને ઉત્સવની વાત છે. જમાઈ આવે છે યા તહેવાર આવે છે ત્યારે મગચોખા બને છે. જે કાયરોના અહીં તહીં જોતાં જોતાં સ્વામીને માર પડે તેને મગ પીરસવા વૃથા છે–મગ બરબાદ કરવા જેવું છે. રાજશેખરસૂરિ (સં.

૧૪૦૫) ના ચતુર્વિંશતિ પ્રબંધમાં આ ગાથા રત્નશ્રાવક પ્રબંધમાં જ્યાં એક રાજકુમાર બીજાની રક્ષા માટે પ્રાણ દેવા તૈયાર થાય છે ત્યાં જણાવવામાં આવી છે.

મુગ્ગડા-'મગ' 'ડા' ને માટે જુઓ પ્રબંધ ચિંતામણિ નં. ૧. હરાવિઆ-હારવું-વૃથા ખોવું. પરિવિટ્ઠ-સં. પરિવિષ્ટ-પીરસેલા. અવરોપ્પરૂ-અવર અને ઉપ્પર-નીચે ઉપર-અહીં તહીં જોતાં યા ઉંચું નીચું વિચારતાં-દોધકવૃત્તિ અનુસાર 'પરસ્પર'. જોઅન્તાહં-જુઓ ઉપર નં. ૭માં જોઅન્તિએ. ગંજિઉ-ગંજવું, પીટવું, માર્યાજવું એ પરથી.

(૧૦૩) બમ્ભ તે વિરલા કેવિ નર, જે સવ્વંગ છઇલ્લિ
જે વંકા તે વંચયર, જે ઉજ્જુઅ તે બઇલ્લિ.

હે બ્રાહ્મણ-યા બ્રાહ્મણ કહે છે કે જે કોઈ પણ નરો સર્વ અંગે-પ્રકારે છેલ-દક્ષ હોય છે તે વિરલા હોય છે, જે વાંકા હોય છે તે વંચક-ઠગ હોય છે ને જે ઋજુ-સરલ હોય છે તે બળદ (જેવા) હોય છે.

બંભ-બ્રહ્મ, કવિનું નામ, પ્રાકૃત પિંગલસૂત્રનાં કેટલાંક ઉદાહરણો-પર કોઇ કોઇ ટીકાકારે લખેલ છે કે બંભ (બ્રહ્મ) બંદી યા ભાટના અર્થે વપરાય છે જેમકે હરિબંભ એટલે હરિ નામનો બંદી=બ્રહ્મભાટ? બંક-સં. વક્ર. આમાં જોડાક્ષરની 'ન' શ્રુતિ થાય છે. વંચયર એટલે વંચકતર એમ માનવાની જરૂર નથી. 'અર' યા 'અયર' એ કર્તૃવાચક પ્રત્યય છે. ઉજ્જુઅ-ઋજુ. તેમાં ઋની ઉ-શ્રુતિ થાય છે.

(૧૦૪-૧૦૫) અન્ને તે દીહરલોઅણ અન્નુ તં ભુઅ-જુઅલુ
અન્નુ સુ ઘણ થણહારૂ તં અન્નુ જિ મુહકમલુ.
અન્નુ જિ કેસકલાવુ સુ અન્નુ જિ પ્રાઉ વિહિ
જેણ ણિ અમ્બિણિ ઘડિઅ સ ગુણ-લાયણ્ણ-ણિહિ.

—તે દીર્ઘલોચન (લાંબા નેણ) અન્ય-ઑરજ, તે ભુજયુગલ અન્ય, ને ઘનસ્તનભાર અન્ય, જે મુખકમલ તે અન્ય, જે કેશકલાપ તે અન્ય, પ્રાયઃ જે વિધિએ ગુણલાવણ્યનિધિ એવી નિતમ્બિની (નારી) ઘડી તે અન્યજ.

પ્રાઉ—પ્રાઇવ નં. ૧૦૬-પ્રાઇમ્વ નં. ૧૦૭, પગ્ગિમ્વ નં. ૧૦૮—સર્વનો અર્થ પ્રાય: છે.

(૧૦૬) પ્રાઇવિ મુણિહંવિ ભન્તડી, તે મણીઅડા ગણન્તિ,
અખઇ નિરામઈ પરમપઈ, અજ્જવિ લઉ ન લહન્તિ.

—પ્રાય: મુનિઓને પણ ભ્રાન્તિ થાય છે–તે મણકાઓ–પારાઓ ગણે છે–માળા ફેરવે છે. અક્ષય, નિરામય, પરમપદમાં આજ પણ લય પામતા નથી. (તેથી શુન્ય ધ્યાન કરવાથી શું ?

—સરખાવો કબીરનું 'મનકા ફેરત જુગ ગયા'–મણકા ફેરવતાં જુગ ચાલ્યો ગયો. મણિઅડા–મણિક–મણકા તેમાં 'ડ' પ્રત્યય કુત્સાના અર્થમાં.

(૧૦૭) અંસુજલેં પ્રાઇમ્વ ગોરિઅહે સહિ ! ઉવ્વત્તા નયણસર
તેં સમ્મુહ સંપેસિઆ દેન્તિ તિરિચ્છી ઘત્ત પર.

—હે સખિ ! પ્રાય: ગોરીના અશ્રુજલથી નયનરૂપી શરો ઉવટી ગયાં, તે સંમુખ સંપ્રેષિત (ભલે થાય) તિરછી ધાત પર દે છે. અશ્રુજલમાં બુઝાયેલા છે નહિ. ચાલ સીધી છે પણ માર તિરછો છે.

ઉવ્વત્તા—સં. ઉદ્‌વૃત્ત, ઉવટેલા. આટેલા. દોધકવૃત્તિ નયનસરનો અર્થ નયનસરોવર કરીને અશ્રુજલમાં ઉલ્લસિત બતાવે છે !!

(૧૦૮) ઍસી પિઉ રૂસેસુ હઉં, રૂટ્ઠી મઇ અણુણેઇ,
પગ્ગિમ્વ એઇ મણોરહઇં, દુક્કર દઇઉ કરેઈ.

—પિયુ આવશે, હું રૂસીસ–રૂસણું કરીશ, હું રૂઠેલીને તે અનુનય કરશે–મનાવશે–સમજાવશે–પ્રાય: આવા દુષ્કર મનોરથો દયિતા કરે છે.

એસી–સં. એષ્યતિ રાજસ્થાની આસી. રૂસેસુ–સરખાવો પ્રાકૃત મન્તેસુ, જૂની હિંદી હનિસોં, રાજસ્થાની કરસ્યું, ગૂજરાતી કરીશ. દુક્કર–એટલા માટે કે પૂરા થવાનું વિયોગના કારણે કઠિન છે.

(૧૦૯) વિરહાનલજાલકરાલિયઉ, પહિઉ કોવિ બુડ્ડિવિ ઠિઅઓ,
અનુ સિસિરકાલિ સીઅલજલઉ, ધૂમ કહન્તિઉ ઉટ્ઠિઅઓ.

—કોઇ કવિ જલમાં ધૂમ જોઈ બોલ્યો. 'કોઇપણ પથિક—મુસાફર વિરહાનલની જ્વાલાથી કરાલિત એટલે પીડિત થઇ ડૂબીને ઉભો છે, નહિતો (અન્યથા) શિશિરકાલે શીતજલમાંથી ધૂમાડો ક્યાંથી ઉઠ્યો.' પાણીની બાફ જોઇને ઉત્પ્રેક્ષા કરી છે.

કરાલિઅઉ–કરાલિયો–દગ્ધ, પહિઉ–મારવાડ પછી 'પાવણો પહી'–પથિક.

(૧૧૦) મહુ કન્તહો ગુટ્ઠિઅહો, કઉ ઝુમ્પડા બલન્તિ,
અહ રિઉ–રૂહિરેં ઉલ્હવઇ, અહ અપ્પણેં ન ભન્તિ.

—ગોષ્ટ ( ગોઠા )માં બેઠેલા મારા કાન્ત–કંથનાં ઝુંપડાં કેમ બળે છે? કાંતો રિપુ–રૂધિર એટલે શત્રુના લોહીથી ઓલવે છે, કાંતો પોતાના ( રૂધિરથી ) ઓલવે છે--તેમાં ભ્રાંતિ–શક નથી.

કંથ 'ગોષ્ટ' સંભાળતો ગયો છે, પાછળ શત્રુઓએ ઝુંપડાં બાળી નાંખ્યાં. પોતાની જાતથી તો તેને ઉમેદ છે કે મારશે યા મરશે. અહ–અથ–કાંતો...કાંતો, ગુટ્ઠ–સં. ગોષ્ટ. સરખાવો ગુસાંઇજીની 'ગાઇગોઠ'.

(૧૧૧) પિય સંગમિ કઉ નિદ્દડી, પિઅહો પરોક્ખહો કેમ્વ,
મઈં બિન્નિવિ વિન્નાસિઆ, નિદ્દ ન એમ્વ ન તેમ્વ.

—પ્રિયસંગમમાં કેમ નિદ્રા ( આવે? ), પ્રિય પરોક્ષ હોતાં–તેના વિરહમાં ( પણ ) કેમ નિંદ્રા (આવે?) હું તો બંને (બાજુ)થી–સંયોગ કે વિયોગથી વિનાશિત થઈ. આમે ન નિંદ્રા આવે, ન તેમ ( નિંદ્રા આવે.) કેમ્વ, એમ્વ, તેમ્વ–કેમ, એમ, તેમ; હિંદીમાં ક્યોં, યોં, ત્યોં; કિમિ, ઇમિ, તિમિ; કેવેં, એવેં, તેવેં. ( પંજાબીમાં એવેં છે). મઈં બિન્નિવિ વિન્નાસિઆ–આનો અર્થ દોધકવૃત્તિકાર '**मया द्वे अपि विनाशिते ।** એવો વિચિત્ર કરે છે.

(૧૧૨) કન્તુ જુ સીહહો ઉવમિઅઈ, તં મહુ ખંડિઉ માણુ;
સીહુ નિરક્ખય ગય હણઇ, પિયુ પયરક્ખસમાણુ.

—કંથ કે જેને સિંહની ઉપમા આપવામાં આવે છે તે મારા માનને ખંડિત કર્યાં (જેવું) છે. સિંહ ગજને–હાથીને રક્ષક વગરનો હોય ત્યારે–તેવા નીરક્ષકને હણે છે–(મારો) પિયુ તો પદરક્ષ–પેદલથી સમેત–સહિત–એવા ગજને હણે છે.

જંગલમાં જે હાથીને સિંહ મારે છે તે રખવાળ વગરના–નીરક્ષક હોય છે ને રણભૂમિમાં તેના રક્ષક પેદલ સીપાઈ હોય છે તે સમેત હાથીઓને મારનારા મારા પિયુને સિંહની ઉપમા આપવી એ મારા માનને ઘટાડનારૂં છે.

ઉવમિઅઇ–સં. ઉપમીયતે. પયરક્ખ–પદરક્ષ–પ્યાદા–પાયદલ.

(૧૧૩) ચંચલુ જીવિઉ ધ્રુવુ મરણુ, પિય રૂસિજ્જઇ કાઈં
હોસઇં દિઅહા રૂસણા, દિવ્વઈં વરિસસયાઈં.

—હે પ્રિય! ચંચલ જીવિત છે, ધ્રુવ મરણ છે (તો) શામાટે રૂઠે છે–રૂસણું લે છે. રૂસણાના દિવસ વરસ સમાન દીર્ઘ–લાંબા થશે.

(૧૪) માણિ પણટ્ઠઇ જઇ ન તણુ, તો દેસડા ચઇજ્જ,
મા દુજ્જણકરપલ્લવેહિં, દંસિજ્જન્તુ ભમિજ્જ.

—માન પ્રનષ્ટ થતાં જો તનુ–શરીર ન (તજાય) તો દેશ તજવો પરંતુ દુર્જનના કરપલ્લવથી દેખાડાતા એવા તરીકે ભમવું ન જોઇએ.

માણિ પણટ્ઠઇ–ભાવવાચક સપ્તમિ. ચઇજ્જ, ભમિજ્જ એટલે તજીએ, ભમીએ. દંસિજ્જન્તુ–દેખાડતા એવા. દોધકવૃત્તિ ડંશાતા–ડંખ-ખાતા એવો અર્થ કરે છે, તે યોગ્ય નથી લાગતો.

(૧૧૫) લોણુ વિલિજ્જઇ પાણિએણ, અરિ ખલમેહ મ ગજ્જુ,
બાલિઉ ગલઇ સુઝુમ્પડા, ગોરી તિમ્મઇ અજ્જુ.

—પાણીથી લોણુ–(લવણ–લાવણ્ય એ બે અર્થ છે) વિલય પામે છે–અરે! ખલમેઘ! ગરજ નહિ. ઝુમ્પડા બળેલા થતાં ગળે છે અને ગોરી આજ ભિંજાય છે. સં. લાવણ્ય હિંદી લૌન ગુ. લુણ–લવણુ

(જેમકે સલુણો તેમાં લુણ એ લાવણ્યના અર્થમાં છે)-ફારસી નમક સૌંદર્યના અર્થમાં વપરાય છે. અમરૂશતકમાં એક પ્રક્ષિપ્ત શ્લોક છે કે જ્યારથી પ્રેમપ્રિયાથી મેં તેના અધરનું પાન કર્યું ત્યારથી તરસ વધતી જ જાય છે. કેમ ન વધે? તેમાં લાવણ્ય છે ને? નમકથી તરસ વધે છે. આ પર ટીકાકાર આ કલ્પનાની ગ્રામ્યતાપર મશ્કરી કરે છે કે વાહ કવિ કેવો છે, કોઇ સાંભરની ખાન ખોદનારો છે! અહીં નમક 'પાણી પડવાથી ગળે છે'-એ લઇ ઉક્તિ કરી છે કે દુષ્ટ મેઘ, ગરજ મા. ઝુંપડું ગળતું જાય છે, ગોરી ભીંજાય છે; લવણ-લાવણ્ય ગળે છે-બસ કર. લોણુ-લવણ અને લાવણ્ય. વિલિજ્જઇ-સં. વિલીયતે. બાલિઉ-બળ્યો રાજસ્થાની ગાલી, દગ્ધ. તિમ્મઇ-સં. તિમ્ આર્દ્ર બનવું, ભીંજાવું. દોધ-કવૃત્તિમાં એ અર્થ કરેલા છે છતાં ભાવ અસ્પષ્ટ છે.

(૧૧૬) વિહવિ પણટ્ઠઇ વંકુડઉ, રિદ્ધિહિં જણસામન્નુ
કિંપિ મણાઉં મહુ પિઅહો, સસિ અણુહરઇ ન અન્નુ.

—રિદ્ધિમાં વાંકડા થવું તે જનસામાન્ય છે—તેવો વાંકડો મારો પિયુ વિભવ નષ્ટ થતાં છે. (તેને) કંઇક થોડો શશિ અનુસરે છે—સમાન થાય છે, બીજો નથી.

ચંદ્રમા ક્ષીણ થાય છે તો તેની કલાઓ વાંકી રહે છે, પૂર્ણ થાય છે ત્યારે સામાન્ય ગોળ અને તારાઓ જેવો—તે ચંદ્ર મારા પિયુના જેવો છે. પિયુ સંપત્તિ નષ્ટ થઇ છતાં અકડાતો રહે છે ને સંપત્તિમાં નમ્રતાથી સાધારણ રહે છે.

મણાઉં—સં. મનાક્, કંઇક.

(૧૧૭) કિર ખાઇ ન પિઅઇ ન. વિ દ્દવઇ, ધમ્મિ ન વેચ્ચઇ રૂઅડઉ,
ઇહિ કિવણુ ન જાણઇ જહ, જમહો ખણેણ પહુચ્ચઇ દૂઅડઉ.

—ખરેખર ન ખાય, ન પિયે, ન આપે, ન ધર્મમાં રૂપીઓ ખર્ચે. —અહીં કૃપણ જાણતો નથી-જયમ જમનો દૂત ક્ષણમાં આવી પહોંચશે. કિર—કિલ, વેચ્ચઇ—સં. વ્યયતિ ખર્ચ કરે. પહુચ્ચઇ-સં. પ્રભ-

વતિ—પહોંચે. રૂઅડઉ, દૂઅડઉ-રૂપીઓ, દૂતડો—દૂત. જુઓ પ્રબંધ ચિંતા-મણી નં. ૧ આગળ.

(૧૧૮) જાઇજ્જઈ તહિં દેસડઈ, લબ્ભઈ પિયહો પમાણુ,
જઈ આવઇ તો આણિઅઇ, અહવા તં જિ નિવાણુ.

—જ્યાં પિયુનો પ્રમાણ-પત્તો મળે તે દેશમાં જઇએ; (તે) જો આવે તો આણીએ—લાવીએ, અથવા તે જ નિર્વાણ (માની લેવું.) જિ—પાદપૂરણ.

(૧૧૯) જઈ પવસન્તે સહું ન ગયઅ, ન મુઅ વિઓએં તસ્સુ,
લજ્જિજ્જઇ સંદેસડા, દિન્તેહિં સુહય-જણસ્સુ.

—(કોઇ પ્રોષિતભર્તૃકા સખીને કહે છે) જો પ્રવાસ કરતા (પિયુ) સાથે ન ગઈ, તેમ હું તેના વિયોગથી ન મુઈ; તો તે સુભ-ગજનને સંદેશા આપતાં મને લજ્જા આવે છે.

પવસન્તે દેન્તેહિ—વર્ત્તમાન કૃદંત.

(૧૨૦) એત્તહે મેહ પિઅન્તિ જલુ, એત્તહે વડવાનલ આવટ્ટઇ,
પેક્ખુ ગહીરિમ સાયરહો, એક્કવિ કણિઅ નાહિં ઓહટ્ટઇ.

—(હે નાથ !) અહીંથી મેઘ જલ પીએ છે, અહીંથી વડવાગ્નિ શોષે છે. સાગરની ગંભીરતા જો—એકપણ કણિક-બિંદુ પણ ઓછો થતો—ઘટતો નથી.

આવટ્ટઈ—સં. આવર્ત્તતે. હિં—એટલા હે. ગહીરિમ—સં. ગંભી-રિમા. કણિઅ—કણિકા, કણી. ઓહટ્ટઇ—સં. અવઘટતિ.

(૧૨૧) જાઉ મ જન્તઉ પલ્લવહ, દેક્ખઉં કઇ પય દેઈ
હિઅઇ તિરિચ્છી હઉં જિ પર, પિઉ ડમ્બરઈ કરેઇ.

—(કોઇ સ્ત્રી કહે છે) જાઓ જનારાનો પલ્લો ન (પકડું); જોઉં (છું કે) કેટલાં પગલાં દે છે—આપે છે. હૃદયમાં હું તિરછી—આડી રહી છું; કેવલ પિયુ આડમ્બર કરે છે. (જવાનો નથી.)

હું હૃદયમાં તિરછી–આડી–રસ્તો રોકી ઉભી છું, પિયુ જવાનો આડંબર કરે છે. જાવા આવાનું કંઇ નહિ બને, પલ્લા બલ્લા હું પકડતી નથી. જાઓ, જોઉં છું કે કેટલાં પગલાં જઇ શકે છે. પલ્લવહ–પલ્લાના ?

(૧૨૨) હરિ નચ્ચાવિઉ પંગણઇ, વિમ્હઇ પાડિઉ લોઉ,
એમ્વહિં રાહ–પયોહરહં, જં ભાવઇ તં હોઉ.

હરિ આંગણે નચ્ચાવ્યો, લોકને વિસ્મયમાં પાડયા–નાંખ્યા. આ રીતે. —હવે રાધાપયોધરોનું જે ભાવે–થવાનું હોય તે થાઓ. જે આ ઇચ્છે તે કરે, હરિને તો આંગણે નચાવ્યો હવે શું કરશે.

(૧૨૩) સાવ સલોણી ગોરડી, નવખી કવિ વિસ–ગંઠિ,
ભડુ પચ્ચલિઉ સો મરઇ, જાસુ ન લગ્ગઇ કંઠિ.

—સર્વ સલુણી ગોરી કોઇ અનોખી–નવીન વિષગ્રંથિ છે–તે એવી કે જે સુભટના કંઠે તે ન લાગે તે મરે. વિષગાંઠ ગળે લાગવાથી મરણ નિપજાવે અને આ ન લાગે તો મારે એટલા માટે તે અનોખી.

સલોણી–સં. સલાવણ્યા. સલુણી જુઓ ઉપર નં. ૧૧૪. ગોરડી–ગોરી. નવખી–સં. નવકા ( નવીના ) પંજાબી–નૌકખી, અનૌખી–અનોખી. ભડુ–ભટ દેખો પ્રબંધ ચિં. પચ્ચુલિઉ–પ્રત્યુત ( હેમચંદ્ર ૮–૫–૪૨૦ ) 'અનબુડે બુડે તરે' એ અહીં ભાવ છે.

(૧૨૪) મઇં વુત્તઉં તુહું ધુર ધરહિ, કસરેહિં વિગુત્તાઇં
પઇં વિણુ ધવલ ન ચડઇ ભરૂ, એમ્વઇ વુન્નઉ કાઇં.

—મેં કહ્યું–હે ધવલ !–ધોંસરી ઉપાડનારા ધોરી બળદ ! તું ધુંસરી ધર–લે, કસરથી–નાના બળદોથી વિગુપ્તો–( ધુંસરીઓ ? ) ને તારા વિના ભર ન ચડે. એમ શાને ખેદ કરે છે ?–વિષણ્ણ છો ?–આ અન્યોક્તિ છે કે તું ભાર ઉઠાવ, વાછરડાંઓથી શું સરશે ? ધુર–આગળનો ભાર, કસર–નાના બળદ, વિગુત્ત ?–ન ઉપડી શકતી ? ધવલ–જે જાતિમાં જે ઉત્કૃષ્ટ છે તે ધવલ. વુન્નઉ–વુન્નો–વિષણ્ણ–વિષાદયુક્ત.

(૧૨૫) એક્કુ કઇઅ હ વિ ન આવહી, અન્નુ વહિલ્લઉ જાહિ,
મઇં મિત્તડા પ્રમાણિઅઇ, પઇં જેહઉ ખલુ નાહિં.

—એક કદી પણ આવે નહિ, બીજો વહેલો ચાલ્યો જાય. હે મિત્ર! મેં પ્રમાણિત કર્યું છે કે તારા જેવો નિશ્ચય કોઈ પણ નથી. આ અર્થ ઠીક લાગે છે.

( દોધકવૃત્તિ એવો અર્થ બીજી કડીનો કરે છે કે હે મિત્ર મારાથી જેવો પ્રિય પ્રમાણાયો, તેવો તારાથી નિશ્ચયે જણાયો નથી; બીજો અર્થ એકે મેં હે મિત્ર પ્રમાણિત કર્યું કે તારા જેવું ખલુ નહી—નથી. આ અર્થ અસ્પષ્ટ છે. )

(૧૨૬) જિવં સુપુરિસ તિવં ઘંઘલઇં, જિવં નઇ તિવં વલણાઇં;
જિવં ડોંગર તિવં કોટ્ટરઇં, હિઆ વિસૂરહિ કાંઇ.

—જેમ સુપુરૂષ તેમ ઝઘડા થાય છે, જેમ નદી તેમ વલન, જેમ પર્વતો તેમજ કોતરો. હે હૃદય ! કેમ વિષાદ પામે છે ?—મિત્રતામાં ઝઘડા હોયજ છે. ઘંઘલઇ-ઝઘડો થવો.

(૧૨૭) જે છડ્ડેવિણુ રયણનિહિ, અપ્પઉં તડિ ઘલ્લન્તિ,
તહં સંખહં વિટ્ટાલુ પર, ફુક્કિજ્જન્ત ભમન્તિ.

—જે શંખો રત્નનિધિ—રત્નાકર—સમુદ્રને છોડીને પોતાને તટપર ઘાલે છે—મૂકે છે, તેને વિટ્ટાલુ—વટલેલો—અધમજન કેવલ ફુંકતાં ભમે છે. જે પોતાનું સ્થાન છોડે છે તેને વિડંબના થાય છે.

છડ્ડેવિણુ છાંડીને—છોડીને પૂર્વકાલિક—ભૂતકૃદંત. વિટ્ટાલુ-દોધકવૃત્તિ અધમજન એ અર્થ કરે છે, હેમચંદ્રે અસ્પૃશ્યસંસર્ગ એ અર્થ આપ્યો છે. વિટાલ—બગડેલ, વટલવું—બગડવું. વટલાવવું—બગાડવું.

(૧૨૮) દેવિહિ વિઢત્તઉં ખાહિ વઢ, સંચિ મ એકકુવિ દ્રમ્મુ,
કોવિ દ્રવક્કઉ સો પડઇ, જેણ સમપ્પઇ જમ્મુ.

—હે મૂર્ખ ! દૈવથી સોંપાયેલું—કમાયેલું ખા, એક પણ દ્રમનો

સંચય ન કર. કોઇ પણ ભય-ડર આવી પડે કે જેથી જન્મારો સમાપ્ત થઇ જાય.

નિઢત્ત—સં. અર્જિત ? (દોધકવૃત્તિ), સોંપેલ. સંચિ—સંચવું. જૂની હિંદીમાં તથા પંજાબીમાં સંચના છે. ગુજરાતીમાં કહેવત છે કે

'કીડી સંચરે તેતર ખાય'—સંચય કરવો—ભેગું કરવું. દ્રમ્મુ—દ્રમ—એક જાતનો સીકકો, તે પરથી દામ—એટલે નાણું. દ્રવક્કઉ—દ્રવને, ડરને. વઢ—મૂર્ખ—'ઢ' એટલે મૂર્ખ એમ ગૂજરાતીમાં વપરાય છે.

(૧૨૯) એક્મેક્કઉં જઇવિ જોએદિ, હરિ સુટ્ઠુ સવ્વાયરેણ,
તોવિ દ્રેહિ જહિં કહિંવિ રાહી, કો સક્કઇ સંવરેવિ દડ્ઢનયણા
નેહિં પલુટ્ટા.

—એક એક (ગોપીને) જોકે હરિ સારી રીતે સર્વાદરેથી જુએ છે, તોપણ જ્યાં ક્યાં પણ—ગમે ત્યાં રાધા (હોય) ત્યાં જ દૃષ્ટિ છે. દગ્ધ (દઢ) નયનોને, નેહથી થયેલ પલટાને સંવરણ કરવા કોણ શક્તિમાન છે ? દોધકવૃત્તિનો અર્થ ગડબડીઓ લાગે છે—તે એમ છે કે એકેક અંગને જેમ છે તેમ હરિને જોકે સુષ્ઠુ સર્વ આદરથી રાધા જુએ છે તોપણ દઢ દૃષ્ટિ રાગસ્નેહથી જે કોઈ અંગપ્રદેશે સ્થાપિત થયેલી દૃષ્ટિને સંવરવા કોણ સમર્થ થાય ?

(૧૩૦) વિહવે કસ્સુ થિરત્તણઉં, જોવ્વણિ કસ્સુ મરટ્ટુ,
સો લેખડઉ પટ્ઠાવિઅઇ, જો લગ્ગઈ નિચ્ચટ્ટુ.

—વિભવમાં કેનું સ્થિરપણું ? યૌવનમાં કેનું મરાઠાપણું—અહંકારીપણું (તોપણ) તે લેખ (કાગળ) લાગે તો બરાબર—એમ સમજી મોકલવામાં આવે છે.

નાયકનો ભરોસો નથી, વૈભવમાં કેની આશા કરી શકાય કે તે સ્થિર રહેશે ? પોતાના યૌવનનો પણ અભિમાન નથી કે તે તેને ખેંચી લાવશે તોપણ ખંડિતા યા પ્રોષિતા શોચે છે કે એવો સંદેશો મોકલું કે જે તીરની માફક બરાબર લાગે.

થિરત્તણુઉં–સ્થિરત્વ. લેખડઉ–લેખડો, લેખ. નિચ્ચટ્ટ–અત્યંત ગાઢ.

(૧૩૧) કહિં સસહર કહિં મયરહર, કહિં બરિહિણુ કહિં મેહુ,
દૂરઠિઆહંવિ સજ્જણહં, હોઇ અસડ્ઢલુ નેહુ.

—ક્યાં શશધર (ચંદ્ર), ક્યાં મકરધર (સમુદ્ર), ક્યાં મોર, ક્યાં મેઘ. સજ્જનો દૂરસ્થિત હોય તોપણ અસાધારણ સ્નેહ હોય છે. બરિહિણુ–સં. બર્હિ–મોર; અસડ્ઢલુ–સં. અસંસ્થુલ ?

(૧૩૨) કુંજરુ અન્નહં તરુઅરહં, કુડ્ડેણ ઘલ્લઇ હત્થુ,
મણુ પુણુ એક્કહિં સલ્લઇહિં, જઇ પુચ્છહ પરમત્થુ.

—કુંજર (હાથી) અન્ય (પર). તરુવરો પર, કોડે કરી હાથ ઘાલે–નાંખે, પણ જો પરમાર્થ પૂછો (તો), (તેનું) મન એકજ (પર) સલ્લકી ( એક જાતના બળદો–જુઓ ઉપર નં. ૭૨ ) પર (હોય છે). કુડ્ડ–કૌતક–વિનોદ જુઓ ઉપર નં. ૮૯.

(૧૩૩) ખેડ્ડયં કયમમ્હેહિં, નિચ્છયં કિં પયમ્પહ,
અણુરત્તાઉ ભત્તાઉ, અમ્હે મા ચય સામિઅ.

—અમારી સાથે નિશ્ચયે ખેલ કરવામાં આવ્યો (છે)–શું કહે છે (કહીએ) ?, સ્વામિ ! અનુરક્ત ભક્તો એવા અમોને મ તજ. અનુષ્ટુપ્ છંદ. ખેડ્ડ–ખેલ. પંજાબી ગીતમાં સાડે ખેડણ દે દિન ચાર. પાઠાંતરમાં અણુરત્તાઉ ભત્તાઓ છે.

(૧૩૪) સરિહિં ન સરેહિં ન સરવરેહિં નવિ ઉજ્જાણુ–વણેહિં
દેસ રવણ્ણા હોન્તિ વઢ, નિવસન્તેહિં સુઅણેહિં.

—(ન) સરિ(તા)ઓથી, ન સરથી, ન સરવરથી, ન ઉદ્યાન-વનોથી પણ દેશ રમણીય થાય છે. (પણ) મૂર્ખ ! નિવાસ કરતા સ્વજનોથી (થાય છે). રવણ્ણ–રમણીય, રમ્ય. વઢ–જુઓ ઉપર નં. ૪૩, ૧૨૮ વગેરે.

(૧૩૫) હિઅડા પઇ એહુ બોલ્લિઅઓ, મહુ અગ્ગઇ સયવાર,
ફુટ્ટિસુ પિએ પવસન્તિ હઉં, ભંડય ઢક્કરિ સાર.

—હૈડા ! (તું) મારી આગળ સોવાર એમ બોલ્યું કે પિયુના પ્રવાસ કરતાં(જ) ફાટીશ. હાં,–હે ભંડ !–હે અદ્‌ભુત દઢતાવાળા ! (હજી તું ફાટયું નહિં.)

હિઅડા–હે હૈયા. પઇ–મધ્યમપુરૂષ, તું. ફુટ્ટિસુ–ફુટીશ–ફાટીશ. પિએ પવસન્તિ–ભાવવાચક સપ્તમી. ભંડય–પાખંડી. ઢક્કરીસાર–ઢકરી ગયો છે એટલે નિકલી ગયો છે જેનો સાર–બળ તે, તેવો ઢીલો–નબળો, (દોધકવૃત્તિ); પરંતુ અદ્‌ભુત સારવાળો (હેમચંદ્ર).

(૧૩૬) એક્ક કુડુલ્લી પંચહિં રુદ્ધી, તહં પંચહંવિ જુઅંજુઅ બુદ્ધી,
બહિણુએ તં ઘર કહિ કિંવ, નન્દઉ, જેત્થુ કુડુમ્બઉં અપ્પણ-છન્દઉં.

—એક કુટી (શરીર રૂપી ઝુંપડી) છે, (તે) પાંચ (ઇંદ્રિયો)થી રૂંધાયેલી છે, તે પાંચને પણ જુદી જુદી બુદ્ધિ (છે), બહેન ! તે ઘર કે જ્યાં કુટુમ્બ આપછંદીલું (હોય) તે કેમ નંદે–પ્રસન્ન થાય તે કહે.

કુડુલ્લી–કુટીના કુત્સિત કે અલ્પના અર્થમાં; જુઅંજુઅ–જુદી જુદી. અપ્પણછંદ–આપમતીલું–પોતપોતાના મતવાળું. હીંદીમાં એક દોહો છે કે:—

'ખસમ પૂજતે દેહરા, ભૂત પૂજિની જોય;
એકૈ ઘરમેં દો મતા, કુસલ કહાં તે હોય.

(૧૩૭) જો પુણિ મણિ જિ ખસફસિ હૂઅઉ, ચિન્તઇ દેઇ ન દમ્મુ ન રૂઅઉ,
રસવસ–ભમિરૂ કરગ્ગુલ્લાલિઉ, ઘરહિં જિ કોન્તુ ગુણઇ સો નાલિઉ.

—જે પણ મનમાંજ ધુસપુસ ચિન્તવ્યા કરે, દ્રમ્મ ન આપે, ન રૂપિયો આપે એટલે કે ખર્ચ કરે નહિ, રતિવશ થઇ ભ્રમણ કરનારો ઘરમાંજ હાથના અગ્રભાગથી ઉલાળેલું કુંત–ભાલું ફેરવે તે નાલિઅ–મૂર્ખ છે. જે સદા વ્યાકુળ રહે, પૈસા ખરચે નહિ, ઘર બેઠાં ભાલું ફેરવ્યાં કરે તે મૂઢ છે.

૨—હાં રંગ રલિયાં હો રંગ રલીયા–
૩—રે રંગ રત્તાકર હલા મો પ્રીઉ રત્તા આણિ
હુંતો ઉપરિ કાઢિને પ્રાણ કરૂં કુરબાણ–સુરંગા
કરહાંરે, મો પ્રીઉ પાછો વાલિ, મછોહા કરહારે–એ ગીતની ઢાલ
રાગ મારૂણી.
૪—રાગ બંગાલો–જાની એતા માન ન કીજે–એ ગીતની ઢાલ.
૫—રાગ પરછ્યો–કાલહરો મિશ્ર. સિહરાં શિરહાર મધુપુરીરે, ગઢાં વડે ગિરનારિરે, શણ્યાં સિરહર રૂકમણીરે, કુંયરાં નંદકુમારરે–કંસાસુર મારણ, આવિને પ્રલ્હાદ ઉધારણ રાસ રમણે ધરિ આજ્યો–ધરિ આજ્યો હો ધરિ આજ્યો હો રામજી રાસ રમણે ધરિ આજ્યો–એ ગીતની ઢાલ.
૬—રાગ મલ્હાર–વધાવારી ઢાલ.
૭—આંબો મોર્યં છ હે જિણ ભણે–એહ ગીતની. રાગ સારંગ.
—સર્વ ગાથા ૩૧૨ રાવણવધ ૧ સીતા પશ્ચાદાનયન ૨, શ્રી રામલક્ષ્મણાયોધ્યાપ્રવેશ ૩, સીતાકલંક પ્રદાન ૪ વર્ણનો નામ સપ્તમઃ ખંડઃ

આઠ પ્રવચન માતા મિલ્યાં સૂધો સંયમ હોઇ
આઠમો ખંડ કહું ઈહાં સ લહે સીલ મ કોઈ. ૧

* * * *

ઢાલ ૧–રાગ મારૂણી. અમાં મ્હાંકી ચિત્રાલિંગી જોઈ, અમાં અમામ્હાંકી, મારૂડે મેવાસીકો સાદ સોહામણોરે લો–એ ગીતની ઢાલ.
૨—રાગ મારૂણિ. ઝાખર દીવા ન બલેરે, કાલરિ કમલ ન હોઈ, છોરિ મૂરખ મોરી બાંહરી, મીયા જોરે પ્રીતિ ન જોઈ. ૧
કન્હઇયા બે, ઇયારલ બાસિયા, જોવન જાસિયા બે, બહુર ન આસિયા–એહની ઢાલ. એ ગીત સંધિમાહે પ્રસિદ્ધ છે.
૩—નોખારા ગીતરી–નોખારા ગીત મારૂયાડિ ઢુંઢાડિમાંહે પ્રસિદ્ધ છે.
૪—ચોપઈની રાગ તિલંગ ધન્યાસિરી. કોઇ પૂછો બંભણ જોસીરે, હરિકો મિલણ કદિ હોસીરે–એ ગીતની ઢાલ.

૬—રાગ ખંભાયતી સુંબરા તું સુલતાણ, બીજા હો થારા સુંબરાં ઓલગૂહો-એ ગીતવી ઢાલ. એ સુંબરાના ગીતની ઢાલ-જોધપુર મેડતા નાગોર નગરે પ્રસિદ્ધ છે.

૭—રાગ ખંભાયતી. સોહલાની જાતિ-અમાં મોરી મોહિ પરણાવિ હે અમાં મોરી જેસલમેરા મેરા જાદવાં હે, જાદવ મોટા રાય, જાદવ મોટા રાય હો, અમાં મોરી કડિ મોડીને ઘોડે ચડે હો-એહ ગીતની ઢાલ.

—સર્વ ગાથા ૩૨૩ સીતાપરિત્યાગ ૧, વજ્જજંઘ ગૃહાનયન ૨, કુશલવકુમારાયોધ્યાપ્રવેશ વર્ણનો નામ અષ્ટમઃ ખંડઃ

હિવ નવમો ખંડ બોલિસ્યું નવરસ મિલ્યાં નિદાન,
મનવંછિત સુખ પામીયે, નિરમલ નવે નિધાન. ૧

* * * *

ઢાલ ૧ **તિલ્લીરા** ગીતરી ઢાલ-**મેડતાદિકદેસે પ્રસિદ્ધ** છે.

૨—રાગ રારૂણી-ગલિયા રે સાજણ મિલ્યા મારૂરાય,
દે નયણાંદા ચોટરે, ધણવારી લાલ, હસિયા પણિ
બોલ્યા નહી મારૂરાય, કાંઇક મનમાંહે ખોટરે. ૧
ધણવારીલાલ, આજ રહો રંગમહોલમે મારૂરાય.
એ ગીતની ઢાલ.

૩—રાગ કનડો ઠમકિ ઠમકિ પાય નેરૂરી બજાવે, ગજગતિ બાંહ, ગ૦ લુડાવે-૧ રંગબીની ગ્વાલણી આવે—એ ગીતની ઢાલ.

૪—રાગ હુસેની ધન્યાસિરી મિશ્ર, ઢિલ્લીકે દરબારમે લખ આવે લખ જાઇં, એક ન આવે નવરંગખાન જાકી પઘરિ ઢલિ ઢલિ જાઇ બો-૧ નવરંગ બઇરાગીલાલ એ ગીતની ઢાલ.

૫—રાગ ગોડી જાતિ જકડીની-શ્રી નઉકાર મનિ ધ્યાઇયે-એ **ગીતની**.

૬—રાગ કેદાર ગોડી. મિશ્રી. વીરા હો થારે સેહરે મોલ્યા પુરૂષ ચિયાર લાડણ વી૦ વીવાહરા ગીતરી ઢાલ.

૭—રાગ ધન્યાસિરી-સીલ કહે જગિ હું વડું, મુઝ વાત સુણો એક મીઠીરે—એ **સંવાદ શતકની** બીજી ઢાલ—અથવા પાસ જિણિંદ જુહારિયે—એ સ્તવનની ઢાલ.

ઉપરની ઢાલ ૭ રાગ ધન્યાસિ. સિલ કહે જગ હું વડો—એહનિ, પાસ જિણંદ જૂહારિઈ એહની.

અંતે—

**સી**તારામની ચોપઈ જે ચતુર હુઇ તે વાંચોરે,
રાગ રતન જવહર તણો, કુણ ભેદ લહે નર કાચોરે. સી. ૧
નવરસ પોષ્યા મેં ઇહાં, તે સૂધડો સમજિ લેજ્યોરે,
જે જે રસ પોષ્યા ઇહાં, તે ઠાગ દેખાડિ દેજ્યોરે. સી. ૨
કે કે ઢાલ વિષમ કહિ તે દુપણ મત ઘો કોઇરે,
સ્વાદ સાબુણી જે હુવે ને લિંગ હદ્દ કદ્દ ન હોઇરે. સી. ૩
જે દરબારે ગયો હુસે હુંઢાડિ મેવાડિ ને ઢિલ્લીરે,
ગુજરાતિ મારૂઆડિમેં તે કહિસે ઢાલ એ ભલ્લીરે. સી. ૪
મત કહો મોટિ કાં જોડી, વાંચતાં સ્વાદ લહેસોરે,
નવ નવા રસ નવનવિ કથા સાંભલતાં સાબાસ દેસોરે. સી. ૫
ગુણ લેજ્યો ગુણિયણ તણો મુઝ મસકતિ સાહૃમો જોજ્યોરે,
અણુસહતાં અવગુણ ગ્રહિ મત ચાલણિ સરિખા હોજ્યોરે. સી. ૬
આલસ અભિમાન છોડિનેં સૂધિ પ્રતિ હાથ લેઇરે,
ઢાલ લેજ્યો તુમ્હે ગુરૂમુખે વલિ રાગનો ઉપયોગ દેઇરે. સી. ૭
સખર સભામાંહિ વાંચજ્યે બેજણા મિલિ મિલતે સાદેરે,
નરનારિ સહુ રિઝસેં જસ લહસો ગુરૂ પ્રસાદેરે. સી. ૮
આદરમાંન ઘણો હુસેં વલિ ન્યાન દરસનનો લાભોરે,
વાંચણહારા નો જસ વિસ્તરસ્યે જિમ જલ આભોરે. સી. ૯
નવખંડ પૃથવિના કહ્યાં તિણ ચોપઇના નવખંડોરે,
વાંચણહારાનો તિહાં પસરો પ્રતાપ અખંડોરે. સી. ૧૦

સિતારામની ચોપઇ વાંચીને એ લાભ લેજોરે,
સાંભલહારાને તુંમ્હે કાંઈ સિલવ્રતસું સંદેજોરે. સી. ૧૧
જિનસાસન શિવસાસને સિતારામ ચરિત્ર સુણીજેરે,
ભિન્ન ભિન્ન સાસનભણી કો કો વાર્તા ભિન્ન કહિજેરે. સી. ૧૨
જિનસાસન પણિ જૂજૂયાં આચારિજનાં અભિપ્રાયોરે,
સિતા કહિ રાવણ સૂના તે પદ્મચરિત્રથી કહેવાયોરે. સી. ૧૩
પણિ વિતરાગદેવે કહ્યો તે સાચૂં કરિ સરદહજ્યોરે.
સિતા ચરિતથી મેં કહ્યું માહરો છેહડો મત ગ્રહજ્યોરે. સી. ૧૪
હું મુઢમતિ કિસૂં જાંણું મુઝ વાંણિ પણિ ન સવાદોરે,
પણિ જે જોડિ મેં રસ પડયો તે દેવગુરૂનાં પરસાદોરે. સી. ૧૫
હું સિલવંત નહિ તિસો, મુઝ પોતે બહુ સંસારોરે,
પણિ સિલવંતનો જસ કહતાં, મુઝ થાસે સહિ નિસ્તારોરે. સી. ૧૬
ચપલ કવીસરનાં કહ્યાં એક મન ને વચન એ બેઇરે,
કવિ કલ્લોલ ભણિ કહે, રસના વાહ્યા પણ કેઇરે. સી. ૧૭
ઓછું અધકું પણિ મેં કહ્યું, કાંઈ વિરૂદ્ધ વચન પણિ હોઇરે,
તે મુઝ મિચ્છામિ દુક્કડં સંઘ સાંભલજો સહુ કોઇરે. સી. ૧૮
ત્રિણુ હજારનેં સાતસે બાઝને સઇ ગ્રંથનું માનોરે,
લિખતાં ને લખાવતાં પામિજે ગ્યાન પ્રધાનોરે. સી. ૧૯
ખરતર ગછમાંહિ દિપતા શ્રી મેડતા નગર મઝારોરે,
ગોત્ર ગલોછા ગહગહે સામગ્રીમે સિરદારોરે. સી. ૨૦
નગર ધરે ઘણે નામ ગયું, અતબાર ઘણો દરબારોરે,
ગુરૂ ગછના રાગી ઘણું, ઉત્તમ ધરનો આચારોરે. સી. ૨૧
પૂત્રરતન રાયમલ તણા તે લઈ લખમીનો લાહોરે,
અમીપાલને નેતસી ભલો ભત્રીજ રાજસી સાહોરે. સી. ૨૨
સીતારામની ચોપઈ એહને આગ્રહ કરિ કીધીરે,
દેશ પ્રદેસે વિસ્તરિ ગ્યાનવૃદ્ધિ લિખાવતાં લિધિરે. સી. ૨૩
શ્રી ખરતર ગછ રાજિયા યુગપ્રધાન જિનચંદોરે,
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યના ગણી સકલચંદ સુખકંદોરે. સી. ૨૪

**સમયસુંદર સીષ્ય** તેહના શ્રી ઉપાધ્યાય કહિજેરે,
તિણ એ કિધિ ચોપઇ, સાજણ માણસ સલહિજેરે. સી. ૨૫
વર્ત્તમાન ગચ્છના ધણી ભટ્ટારક શ્રી **જિનરાજોરે,**
**જિનસાગર** સૂરીસરૂ આચારિજ અધિક દિવાજેરે. સી. ૨૬
એ ગુરૂને સૂપસાઉલે એ ચઉપઇ ચઢિ સુપ્રમાણોરે,
ભણતાં સુણતાં વાંચતાં હુઈ આણંદ કોડિ કલ્યાણોરે. સી. ૨૭

ઇતિ શ્રી સીતારામ પ્રબંધે નવમો ખંડ સમાપ્તં.

ઇતિ શ્રી રામસીતા રાસ સંપૂર્ણ.

સંવત ૧૮૮૬ ના વર્ષે સાકે ૧૭૫૧ નાના પ્રવર્ત્તમાને માસોતમ માસે સુભકારી ચૈત્ર માસે સુકલપક્ષે ત્રીયોદસી તીથૌ ભૃગુવાસરે લીપીકૃતં પં શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી **કલ્યાણવર્દ્ધન** ગણી તત્ સીષ્ય પં શ્રી ૫ **મેઘવર્દ્ધન** ગણી તત્ સીસ્ય પં. શ્રી ૫ વિવેકવર્દ્ધન ગણી તત્ સીષ્ય પં. શ્રી ૫ ધર્મ્મવર્દ્ધન ગણી તત્ સીષ્ય પાયરજરેણુસમાન પં. શ્રી ૫ ક્ષેમાવર્દ્ધન ગણી વાંચનાર્થં.

જબ લગ મેરૂ અડગ હે જબ લગ સસીયર સુર,
તબ લગ એ દોનું તપો લેખક પાઠક દોય.

લખીતં વઢવાણ નગરે શ્રી ઋષભદેવ પ્રસાદાતુ શુભં ભવતુ કલ્યાણમસ્તુ ॥ દે. લા. ૫. કમલવિજય શિ. પદ્મવિજય પાસેની પ્રત. પં. રૂપા લિખિતં શ્રી મહોટકોટ મધ્યે સં. ૧૬૯૧ વર્ષે આસૂ સુદિ ૩ દિને પૃ. ૯૮ પં—૧૫ આ. ક.પા. ૧૧૯ પં—૧૪ આ. ક. આગ્રા ભં૦માં કવિની સ્વહસ્ત લિખિત પ્રત છે.

**(૩૬૨) બારવ્રત રાસ.** સં. ૧૬૮૫.

**(૩૬૩) ગૌતમપૃચ્છા.** સં. ૧૬૮૬.

**(૩૬૪)+ શત્રુંજયરાસ** સં. ૧૬૮૬ શ્રાવણ શુદ નાગોરમાં.

**આદિ—** દોહા

શ્રી **રિસહેસર** પાય નમી, આણી મન આનંદ,
રાસ ભણું રલિયામણો, શત્રુંજય સુખકંદ. ૧

સંવત ચાર સત્યોતરેં, હુવા ધનેસરસૂરિ,
તિણેં શત્રુંજય મહાતમ કહ્યું, શિલાદિત્ય હજુર. ૨
વીરજિણંદ સમોસર્યા, શત્રુંજય ઉપર જેમ,
ઈંદ્રાદિક આગલ કહ્યું, શત્રુંજય મહાતમ એમ. ૩
શત્રુંજય તીરથ સારિખું, નહિ છે તીરથ કોય,
સ્વર્ગ મૃત્યુ પાતાલમેં, તીરથ સઘલાં જોય. ૪

× × × ×

અંતે— ઢાલ ૬

શત્રુંજય મહાતમ સાંભલીએ, રાસ રચ્યો અનુસાર,
જે ભવી ગાવે ભાવશું એ, આનંદ હોય અપાર. શ. ૨૦
શત્રુંજય રાસ સોહામણો એ, સાંભલજો સહુ કોય,
ઘર બેઠાં ભણે ભાવશું એ, તસુ જાત્રાફલ હોય. શ. ૨૧
ભણુશાલી થિર અતિ ભલોએ, દયાવંત દાતાર,
શત્રુંજય સંઘ કરાવીયો એ, જેસલમેર મઝાર. શ. ૨૨
'શત્રુંજય મહાત્મય' ગ્રંથથી એ, રાસ રચ્યો સુખકાર,
રાસ ભણ્યો શત્રુંજા તણોએ, નયર નાગોર મઝાર. શ. ૨૩
ગિરૂઓ ગચ્છ ખરતર તણોએ, શ્રી જિનચંદ સુરીશ,
પ્રથમ શિષ્ય શ્રી પુજ્યનાએ, સકલચંદ સુજગીસ. શ. ૨૪
તાસ શિષ્ય જગ જાણીયેં એ, સમયસુંદર ઉવજ્ઝાય,
રાસ રચ્યો તેણેં રૂઅડોએ, સુણતાં આનંદ થાય. શ. ૨૫

પ્ર૦ ભીમશીમાણેક-રત્ન સમુચ્ચય પૃ. ૨૭૦-૨૮૦.

(૩૬૫) ચંપકશ્રેષ્ઠીની ચોપઇ સં. ૧૬૯૫ ઝાલોરમાં

આદિ—

જાલોર માંહે જાણીયઈ, પારસનાથ પ્રતક્ષ,
પ્રહ ઉઠીનઇ પ્રણમતાં, સાંનિધિ કરઈ સમક્ષ. ૧
ગઢ ઊપરિ ગરૂયડિ નિલઉ, સોવનગરિ સિણગાર,
મહાવીર પ્રણમું મુદા, દેઉલ તિનઉ દાતાર. ૨

માતપિતા પણિ મનિ ધરૂં, જિણ દીધઉ અવતાર,
નામ લેઇનઇ ગુરૂ નમું, દીક્ષાં ન્યાન દાતાર. ૩
કરજોડી પ્રણમી કરી, કહિસિ ઘણું શ્રીકાર,
ચંપક સેઠની ચઉપઇ અનુકંપા અધિકાર. ૪

* * * *

સહુ કો લોક લહઇ છઇ સરજ્યું, તે બોલ કેતા વંચું,
ઉદ્યમ છઇ ઇમ પણિ ભાવી અધિકું, સમયસુંદર કહઇ સાચુંરે. ચિં ૨૫
પહિલઈ ખંડ થયઉ એ પૂરઉ, પણિ સંબંધ અધૂરઉ,
સમયસુંદર કહઈ બીજઇ ખંડઇ, સંબંધ થાસ્યઇ પૂરઉરે. ચિં ૨૬

—ઇતિ શ્રી અનુકંપાદાનાધિકારે ચંપક શ્રેષ્ટિ સંબંધે પ્રથમ ખંડ સંપૂર્ણઃ—

દૂહા—હિવ બીજઉ ખંડ બોલસ્યું, ચંપક પામી ઋદ્ધિ,
એ અનુકંપા દાનની, સગલી જાણું સિદ્ધિ. ૧
છન્નું કોડિ તણુઉ ધણી, થયઉ તે ચંપકસેઠ,
વૃદ્ધદત્ત વિવહારિયઉ, તિણિ તઉ કીધી વેઠિ. ૨
ચવદહ કોડિ સોનાતણી, આપણી માતા–વૃદ્ધ,
ઉજેણીથી આણિનઈ, સગલી ભેલી કીધ. ૩
ચંપકસેઠ ચંપાપુરી, ભોગવઈ લીલ વિલાસ,
વ્યાપારઇ વાધ્યઉ ઘણું, પ્રગટયઉ પુણ્યપ્રકાસ. ૪

× × × ×

અંતે—

ખંડ બીજો ઢાલ ૭ મી રાગ ધન્યાસિરી સીતારામની ચઉપઇ એહની ઢાલ.

* * * *

અનુકંપા ઉપરિ કહ્યઉ, ચંપક સેઠનઉ દ્રષ્ટાંતોરે,
અનુકંપા સહુ આદરઉ, એહથી છઈ મુગતિ એકાંતોરે. કે. ૧૪

સંવત સોલપંચાણુયઈ મઇં ઝાલોર માહે જોડીરે,
ચંપક સેઠની ચઉપઇ અંગિ આલસ નઇ ઉંઘ છોડીરે. કે. ૧૫
શ્રી ખરતર ગચ્છ રાજીયઉ, શ્રી જુગપ્રધાન જિણચંદોરે,
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યના, સકલચંદ મુણિંદોરે. કે. ૧૬
સમયસુંદર શિષ્ય તેહના તિણ ચઉપઉ કીધી એહોરે,
શિષ્ય તણુઇ આગ્રહ કરી જે ઊપરિ અધિક સનેસોરે. કે. ૧૭
નરનારી રસિયા હુસ્યઇ તે સાંભલિસ્યઇ સદા આવીરે,
સુઘડ સુકંઠી બે જણા, વાચજ્યો ભલી વાત બણાવીરે. કે. ૧૮

—પૂર્વોક્ત ગાથા ૧૪૪ ગાથા મીલને સર્વ ગાથા ૧૬૧ પ્રથમ ખંડ ૩૪૪ ગાથા મીલને ખંડદ્વય સર્વ ગાથા ૫૦૬ ગ્રંથાગ્રંથ શ્લોક ૭૦૦ સં. ૧૬૯૯ શ્રા૦ વ૦ ૫ લિપીકૃતા ૨૩—૧૪ આ. ક.

—ગ્રંથાગ્ર ૫૦૬ પત્ર ૧૫— ઘો. રત્ન. ડે.

—લિખિતા ચેયં પંડિત ચારિત્રવિજય૦—યતિ વિવેકવિજય (ધુમટાવાલો ઉપાશ્રય) ઉદયપુર ભં.

—ઇતિશ્રી દાનાધિકારે ચંપકશ્રેષ્ઠી ચતુઃષ્પદી સંપૂર્ણા–સં. ૧૮૭૬ ના વર્ષે શાકે ૧૭૪૨ પ્રવર્ત્તમાને શ્રી જોડિયા બિંદર મધ્યે લિ૦ પૂજ્ય ઋષિ માલજી તત્‌શિ. પાંડવ તન્મધ્યે લિ૦ ઋ. શિવજીમાલજી શિષ્યાર્થે પઠનહેતવે પા. ૧૩ પં. ૧૫ રાજકોટ પૂ. અ૦

**(૩૬૬) ધનદત્ત ચઉપઇ** ( વ્યવહારશુદ્ધિ ચોપઈ ) સં. ૧૬૯૬ આસોમાં—**અમદાવાદમાં.**

**આદિ—**

શાંતિનાથ જિન સોલમો, પ્રણમું તેહના પાય,
વ્યવહારસુદ્ધિ ઊપરિ કહોઉ, ચઉપઇ ચિત લગાય. ૧
ભગવંત ભાષઈ ભો ભવિક, મોટો સાધનો ધર્મ,
જેહથી મુગતિ જાઇઈ, સાસતાં લહિયઈ સર્મ. ૨
દીસઈ તે અતિ દોહિલો, સૂરવીર કરઈ કેઇ,
શ્રાવકનો ધર્મ સોહિલો, દેવલોક સુખ દેઇ. ૩

શ્રાવકનાં વ્રત તો પલઇ, જે હુંઇ ગુણ ઇકિવીસ,
નામ તુમે તે સાંભલો, વાર વિસવાવીસ. ૪

* * * *

અંતે—

સંવત સોલ છનું સમઇએ, આસૂમાસ મઝારિ,
અમદાવાદઇ એ કહ્યઉએ, ધનદત્તનઉ અધિકાર.
શ્રી ખરતર ગચ્છ રાજીયઉએ, શ્રી જિણચંદ સૂરીસ,
પ્રથમ સીસ જગિ પરગડાએ, સકલચંદ તસુ સીસ.
સમયસુંદર સંબંધ કહ્યઉ એ, જિનસાગર સૂરિરાજ,
(ભવિજનનઇ હિતકાજ પાઠાંતર)
ભણતાં ગુણતાં ભાવસુએ, સીજઇ વંછત કાજ.

—સર્વ ગાથા ૧૬૧ શ્રી સમયસુંદર મહોપાધ્યાયાનાં પૌત્રેણ પં. હર્ષકુશલગણિના સંશોધિતા સા. હરજી ધનજી સુશ્રાવકાગ્રહેણ પત્ર. હા. ભં. પાટણ. —લિ૦ સૌભાગ્યવિજય ગણિ (લાલવિજય શિ.) લિ. શ્રા. કેસરબાઈ વાચનાર્થં ૧૧–૧૧ ઘો. —૫–૯ અમ.

—સં. ૧૭૪૯ વર્ષે કાર્ત્તિક વદિ ૨ બુધે વ્યવહારશુદ્ધિ વિષયે
૬–૧૯ (વિ૦ધ)

—સં. ૧૭૨૪ વરષે આષાઢ સુદિ ૧૫ દિને લિખિતં મહોપાધ્યાય શ્રી ૫ શ્રી અમૃતવિજય ગણિશિષ્ય ગણિ દીપિવિજયેન
(ઉદયપુર ભં.)

બીજી પ્રતમાં છેવટે નીચે પ્રમાણે છેઃ—

સમકિતનું ફલ માગીઇએ ધનદત્ત રિષિનઇં પાસિ, સં.
તુમ્હ પામિઉ તે આપજયો એ મુઝ મનિ પૂરયો આસ, સં.
સમયસુંદર સંબંધિ કહિઉ એ જિનસાગર સૂરિરાજ સં.
ભણતાં ગણતાં ભાવસ્યું એ સીઝઈ વંછિતકાજ. સં.
—વિવેકવિજય (ધુમટાવાલો ઉપાશ્રય) ઉદયપુર ભં.

(૩૬૭) સાધુવંદના સં. ૧૬૯૭ —લીં૦

(૩૬૮) પુણ્યાઢ્ય રાસ. —ડે; રત્ન.

(૩૬૯) મુસઠ રાસ.

(૩૭૦) પુંજાઋષિનો રાસ. ( ઐ. )

મયણરેહા રાસ.

જીવરાશી ક્ષમાપના

હવે રાણી પદમાવતી, જીવરાશી ખપાવે,

આ ઉપરનાં બંને પ્રત્યેકબુદ્ધ રાસમાં અંતર્ગત છે.

(૩૭૧) દ્રૂપદી સંબંધ સં. ૧૭૦૦ માહ માસ, અમદાવાદમાં.

આદિ— દૂહા.

શાંતિનાથ પ્રણમું સદા, પ્રણમું સદગુરૂ પાય,
શ્રુતદેવી સાંનિધિ કરી, અલગ ટલઉ અંતરાય. ૧
માતપિતા પણિ માનીયઇ, જિણ દીધઉ અવતાર,
દીક્ષા ગુરૂ વિદ્યાતણઉ, એ મોટઉ ઉપગાર. ૨

---

સં. ૧૬૭૨માં વિશેષશતક સંસ્કૃતમાં રચેલ છે જેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:-

શ્રીમત્ખરતર ગચ્છે શ્રીમજ્જિનસિંહસૂરિ ગુરૂરાજયે
સામ્રાજ્યં કુર્વાણે યુગપ્રધાનાખ્ય બિરૂદધરે. ૧
વિક્રમસંવતિ લોચન મુનિદર્શન કુમુદ બાંધવ પ્રમિતે,
શ્રી પાર્શ્વજન્મ દિવસે પુરે શ્રી મેડતા નગરે. ૨
યુગપ્રધાન પદવી શ્રી અકબ્બરસાહિના,
યેભ્યો દત્તા મહાભાગ્યાઃ શ્રી જિનચંદ્રસૂરયઃ ૩
તેષાં શિષ્યો મુખ્યં સ્વહસ્તદીક્ષિશ્ચ સકલચંદ્રગણિઃ
તચ્છિષ્ય સમયસુંદરસુપાઠકૈરકૃતશતકમિદમ્. ૪

—સં. ૧૭૨૭ વર્ષે શ્રાવણ વદિ ૩ દિને શનિવારે શ્રી ગુઢામધ્યે પં. કલ્યાણનિધાનમુનિનાંતે વાસિના પં લબ્ધિચંદ્ર મુનિ લિપિચક્રે. (વિ. ધ. ભં.)

પહિલું સાધુ સતીતણા, કીધા ઘણા પ્રબંધ,
હિવ વલિ સૂત્રથકી કહું, દ્રૂપદીનઉ સંબંધ. ૩
એક સૂત્ર બીજું સતી, ઉત્તમ એહની જોડ,
સુણતાં આનંદ ઊપનઈ, કરમની ત્રૂટઈ કોડિ. ૪
વૃદ્ધપણઇ મઇ ચઉપઇ, કરિવા માંડી એહ,
સૂત્ર સતી નઈ સાધસ્યું, મુઝ મનિ અધિક સનેહ. ૫
મત કરઉ ઉંઘ નઈ વારતા, સાંભલતાં સહુ કોય,
આપન પ્રીછઇ અન્યનઇ, અંતરાય પણિ હોય. ૬
જ્ઞાતા સૂત્ર અરથ થકી, ભાખ્યઉ શ્રી ભગવંત,
સુધરમ સામી ગુંથિયઉ, સૂત્ર થકી મતિમંત. ૭
કરજોડી જંબૂ કહઈ, સુધરમ સામિનઈ એમ,
પનરમઉ ધન્નાન કહ્યઉ સોલમઉ અધ્યયન કેમ. ૮
સુધરમ સામી ઇમિ કહઈ, સુણિ જંબૂ સુવિચાર,
મહાવીર મુઝનઈ કહ્યઉં, તિમ કહું તે અધિકાર. ૯

× × × ×

અંતે—

ત્રીજો ખંડ ઢાલ સાતમી–રાગ ધન્યાસિરી.
પાસ જિણંદ જુહારીયઇ એહની.

સુધરમ સામી પાંચમઉ ગણધર જંબૂનઇ ભાખઇરે,
ન્યાતા સૂત્રનઈ સોલમઉ, એ અધ્યયન સહુની સાખઇરે. ૧
દ્રૂપદીની એ ચઉપઇ મઈ, વૃદ્ધપણઇ પણિ કીધીરે
શિષ્યતણઇ આગ્રહ કરી, મઈ લાભ ઊપરિ મતિ દીધીરે. દ્રૂ.
એક સતી વલી સાધવી એ વાત બાઉ ઘણું મોટીરે,
દ્રૂપદી નામ લેતાં થકાં, તિણ કરમની ત્રૂટઈ કોટીરે. ૨
એક સંખ દૂધમઇ ભર્યઉ, માનીતી સુતસ્યું મોહઇરે,
સૂત્ર ગુણઇ સખરઇ કંઠ તસુ સુરનરના સુખ સોહઇરે. ૩

ધનવંત વિનયધરમ વલી, એક બાપ નઇ સંયમ ધારીરે,
વૃદ્ધ ગીતારથ ગુરૂ વલી એહની મનિ આવઇ સારીરે. ૪
અમદાવાદ નગરમાહે, સંવત સતરસઈ વરષેરે,
માહ માસ થઇ ચઉપઈ હુંસી માણુસને હરષેરે. દૂ. ૫
વાચક હરષનંદન વલી હરષકુસલઈ સાનિધિ કીધીરે,
લિષણુ સોઝણુ સાહય્ય થકી, તિણુ તુરત પુરી કરિ દીધીરે. દૂ. ૬
શ્રી જિણચંદ સૂરીસર, શ્રી સકલચંદ તસુ સીસોરે
સમયસુંદર શિષ્ય તેહના, શ્રી સંઘનઈ ઘઇ આસીસોરે. દૂ. ૭
ખરતર ગછ તણુઉ ધણી, જિનસાગરસૂરિ વિરાજઇરે,
સમયસુંદર કહઇ ચિર જીવઉ, દિન દિન પ્રતિ સબલ દિવાજઇરે. દૂ. ૮
ત્રિણખંડ ઇણુ ચઉપઈ, વલી અતિ ભલી ચઉત્રીસ ચઉત્રીસ ઢાલોરે,
સમયસુંદર કહઈ વંદના સીલ પાલઇ તેહનઈ ત્રિકાલોરે. દૂ. ૯

—ઇતિશ્રી સમયસુંદર મહોપાધ્યાય વિરચિતે દ્રૂપદીસતી સંબંધે ત્રિતીયઃ ખંડઃ સમાપ્તઃ તત્સમાપ્તૌ સમાપ્તા ચેયં ચતુઃપદી પ્રથમ ખંડે ઢાલ ૧૫ સર્વ ગાથા ૩૧૧ દ્વિતીય ખંડે ઢાલ ૧૨ સર્વ ગાથા ૧૫૧ તૃતીય ખંડે ઢાલ ૭ સર્વ ગાથા ૧૪૪ સર્વાગ્રં. ઢાલ ૩૪ સર્વાગ્રં. ગાથા ૬૦૬ સંવત ૧૭૦૫ વર્ષે આષાઢ વદિ ૧૩ શુક્રે લિખિતં પાનાં ૩૦-૧૩ સેં. લા. વડોદરા.

હવે આ સુપ્રતિષ્ઠિત વિદ્વાન્ કવિની નાની મોટી કૃતિઓની ટીપ નીચે પ્રમાણે છેઃ—

**(૧) પોષધવિધિ સ્તવન** સં. ૧૬૬૭ માગશર સુ. ૧૦ ગુરૂ મરોટમાં

**અંતે—**

ઉત્કૃષ્ટી પોષા તણી વિધિ કહી ઉપગાર,
જેસલમેરી સંઘનઈ હો, આગ્રહ કરી સુવિચાર. ૩૬
સોલઇસઇ સતસઠિ સમઇહો નગર મરોટ મઝારિ,
મગસરિ સુદિ દશમી દિનઇહો, શુભ દિન સુર ગુરૂવારિ. ૩૭

શ્રી જિનચંદસૂરિ હો, શ્રી જિનસિંઘ સૂરીસ,
સકલચંદ સુપસાઇ હો સમયસુંદર ભણઈ સીસ. ૩૮

—પત્ર ૩ હાલા. ભં. પાટણ દાબડો ૮૨

**(૨)+ કર્મછત્રીસી** સં. ૧૬૬૮ માહ સુદ ૬ મુલતાનમાં

આદિ— રાગ આસાઉરી

કર્મથકી છુટે નહીં પ્રાણી, કર્મ સબલ દુખ ખાણજી,
કર્મ તણે વશ જીવ પડયા સહુ, કર્મ કરે તે પ્રમાણજી. કરમ. ૧

× × × ×

અંતે—

શ્રી મુલતાન નગર મૂલનાયક, પાર્શ્વનાથ જિણ જોયજી,
વાસુપૂજ્ય શ્રી સુમતિ પ્રસાદે, લોક સુખી સહુ કોયજી. ક. ૩૩
શ્રી જિનચંદસૂરિ જિનસિંઘસૂરિ, ગચ્છપતિ ગુણ ભરપૂરજી,
સિંધુ જેસલમેરી શ્રાવક, ખરતર ગચ્છ પડુરજી. ક. ૩૪
સકલચંદ સદ્ગુરૂ પસાયે, સોલસે અડસઠ્ઠીજી,
કર્મછત્રીસી એ મઈ કીધી, માહ તણી સુદ છઠ્ઠીજી. ક. ૩૫
કર્મછત્રીસી કાને સુણીને, કરજો વ્રત પચ્ચખાણજી,
સમયસુંદર કહે શિવસુખ લેશો, ધર્મતણો પરમાણજી. ક. ૩૬

—પ્ર૦ ચૈત્ય૦ આદિ સંગ્રહ ભાગ ૩ પૃ. ૨૨૯

**(૩) શીલછત્રીશી**
**(૪) પુણ્ય છત્રીશી**
**(૫) સંતોષ છત્રીશી**
**(૬) +ક્ષમા છત્રીશી**
} સં. ૧૬૬૯ સર્વ પૃ. ૧૦—અમ૦

આદિ—

આદર જીવ ક્ષમાગુણ આદર, મ કરિશ રાગ ને દ્વેષજી,
સમતાયેં શિવસુખ પામીજેં, ક્રોધેં કુગતિ વિશેષજી. આ. ૧

* * * *

અંતે—

નગરમાંહે નાગોર નગીનો, જિહાં જિનવર પ્રાસાદજી,
શ્રાવક લોક વસે અતિ સુખિયા, ધર્મતણે પરસાદજી. આ. ૩૪
ક્ષમાછત્રીશી ખાંતે કીધી, આતમપર ઉપગારજી,
સાંભલતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપારજી. આ. ૩૫
જુગપ્રધાન જિણચંદ સુરીસર, સકલચંદ તસુ શિષ્યજી,
સમયસુંદર તસુ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધિ સંઘ જગીશજી આ. ૩૬
—જૈ. પ્ર. ૩૯૯

(૭)+ અમરસરપુર મંડન શીતલનાથસ્ત. ૧૫ કડીનું

આદિ–મોરા સાહેબહો શ્રી શીતલનાથકિ, વીનતી સુણો એક મોરડી.

અંતે—

ઇમ અમરસરપુર સંઘસુખકર માત નંદાનંદણો,
સકલાપ સીતલનાથ સામી સકલ જણ આનંદણો;
શ્રી વચ્છલંછન વરણ કંચણ રૂપ સુંદર સોહએ,
એ તવન કીધઉ સમયસુંદર સુણત જન મન મોહએ. ૧૫
પ્ર. કા, મારી પાસે છે. પ્ર૦ રત્નસાગર પૃ. ૧૪૫

(૮)+મહાવીર સ્ત૦ વિનતિરૂપે–જેસલમેરમાં.

આદિ—

વીર સૂણો મુજ વીનતિ, કરજોડી હો કરૂં હું મનની વાત,
બાલકની પરે વીનવું, મોરા સામી હો તૂ ત્રિભોવન તાત,
વીર સૂણો મોરી વીનતી. ૧

અંતે— કલશ

ઇમ નયર જેસલમેરમંડણ, તીર્થંકર ચોવીસમો
સાસનાધીશ સિંહલંછન સેવતા સુરતરૂસમો
જિનચંદ ત્રિશલામાતનંદન સકલચંદ કલાનિલો,
વાચનાચાર્ય સમયસુંદર, સંથુણ્યો ત્રિભુવનતિલો. ૧૯

—શ્રી બબા મધે સં. ૧૭૫૧ વરખે ભાદ્રવા શુદ ૮ દનૈ લખતં રાએચંદ રાએસંઘ. ઉનાના વકીલ મોરારજીભાઈના મારી પાસે આવેલા એક ચોપડામાં છે. —૨—૧૪ આ. ક.

—પ્ર. રત્નસાગર પૃ. ૧૫૪. રત્નસમુચ્ચય પૃ. ૧૮૩

**(૯) +દાદાજી (જિનકુશલસૂરિ) સ્ત.**

આદિ—આયો આયોજી સમરંતા દાદોજી આયો.

**(૧૦) પ્રતિમા સ્ત૦ ૭ કડી—આદિ**-શ્રી જિનપ્રતિમા હો જિન સારખી કહી, એ દીઠાં આણુંદ.

અંતે—

પારસનાથ હો તુઝ પરસાદથી, સદ્દહના મુઝ એહ,
ભવ ભવ હોજ્યો હો સમયસુંદર કહૈ, શ્રી જિનપ્રતિમાશું નેહજી શ્રી.
(મારી પાસે છે)

**(૧૧) ઉદયન રાજર્ષિ ગીત—૨૦ કડી.**

અંતે—

મુગતિ પહૂતા મુનિવરૂ, ભગવતિ અંગ વિચાર મુ૦
સમયસુંદર કહઇ પ્રણમતાં, પાંમીજઈ ભવપાર ૨૦. મુ૦
(મારી પાસે છે)

**(૧૨) +શત્રુંજય મંડન આદિ બૃહત્સ્ત૦—૩૧ કડી.**

આદિ—

બે કર જોડી વીનવુંજી, સુણિ સામી સુવદીત,
કૂડ કપટ મૂંકી કરીજી, વાત કહું આપવીત. ૧

અંતે— કલશ

ઇમિ ચઢિય શેત્રુંજ ચરણ ભેટયા, નાભિનંદણ જિણ તણા,
કરજોડિ આદિ જિણંદ આગઇ, પાપ આલોયા આપણા,
શ્રી પૂજ્ય જિણચંદ સૂરિ સદગુર, પ્રથમ શિષ્ય સુજસ ઘણુઈ,
ગણિ સકલચંદ સુસીસ વાચક, સમયસુંદર ગુણ ભણુઈ. ૩૧

પ્ર૦ રત્નસમુચ્ચય પૃ. ૨૩૫ થી ૨૩૭ (મારી પાસે છે)

(આનું બીજું નામ આલોયણ ગર્ભિત આદિ સ્ત૦ છે. પ્ર. ચૈત્ય. આદિ સં. ભાગ ૨ જો. આ સ્તવન પોતે શત્રુંજય યાત્રા કરી ત્યારે કર્યું છે તે માટે શત્રુંજય રાસ પોતે કર્યો છે તેમાં આલોયણનો ઉલ્લેખ જુઓ.)

**૧૨ અ +સકલ શાશ્વત ચૈત્યનમસ્કાર સ્ત૦** ૫ ઢાળ.

**આદિ—**

રિષભાનન વ્રધમાન, ચંદ્રાનન જિન, વારિષેણ નામે જિણાએ. ૧
તેહતણા પ્રાસાદ ત્રિભુવન સાસતા, પ્રણમું બિંબ સોહામણા એ. ૨

× × × ×

**અંતે—** કલશ.

ઇમિ શાસતા પ્રાસાદ પ્રતિમા સંથુણ્યા જિનવર તણા,
ચિહું નામ **જિન**ચંદ તણા ત્રિભુવન **સ**કલચંદ સુહાવણા;
વાચનાચારિજ **સમયસુંદર** ગુણ ભણેં અભિરામ એ,
ત્રિહું કાલ ત્રિકરણ શુદ્ધ હોયજ્યો સદા મુઝ પ્રણામ એ.

—પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૨૨૮ થી ૨૩૦

**(૧૩) +મહેવામંડણ પાર્શ્વનાથ સ્ત૦** (પાર્શ્વનાથનો છંદ) ૮ કડી.

**આદિ—**

આપણ ઘર બઇઠા લીલ કરઉ, નિજ પુત્ર કલત્રસું પ્રેમ ધરઉ,
તુમ્હે દેસ દેસંતર કાંઇ દઉડઇ, નિત નાંમ જપઉ શ્રીના કોડઇ. ૧

× × × ×

**અંતે—**

શ્રી **પાસ** મહેવાપુર નગરે, મઇ ભેટયઉ જિણુવર હરપ ભરે,
ઇમ સમયસુંદર કહઇ ગુણ જોડઉ, નિત૦ ૮

પ્ર૦ જૈ. પ્ર. પૃ ૨૩૨ (મારી પાસે છે)

**(૧૪) વીકાનેર મંડણ ઋષભજિન સ્ત૦**

**આદિ—**

ઢાલ ઝિરમિર વરસૈ મેહ હો રાજા પરનાલે પાંણી વહે—એ દેશી.

વીકમપુર સિણુગારહો લાલ, રિષભ જિણેસર ગુણ ભર્યો, મોરાલાલ,
નાભિરાયાં કુલચંદ, મરૂદેવી માતા ઉર ધર્યો–૧ મા.

અપૂર્ણ મારી પાસે છે.

(૧૫) પાર્શ્વનાથજિન પંચ કલ્યાણક સ્ત૦ ૫૧ કડી. સં. ૧૬૫૬ વૈ. સુ. ૩ જેસલમેરમાં આદિજિન પારણુ દિને.

આદિ—

પુરિસાદાણી પરગડઉ, જેસલમેરૂ જિણંદ,
પંચ યલ્યાંણુક તેહના, પભણિસુ પરમાણુંદ. ૧
જિનવરના ગુણુ ગાવતાં, લહિયઈ સમકિત સાર,
ગોત્ર તિથંકર બાંધિયઈ, લહુ તરિયઈ સંસાર. ૨
રાગ ભેદ રલિયાંમણા જાણુઇ ચતુરસુજાણુ,
ભાવ ભગતિ ગુણુ ગાવતાં, જીવિત જનમ પ્રમાંણુ. ૩

* * * *

અંતે— રાગ ધન્યાસિરી.

ઇમિ થુણ્યઉ જેસલમેરૂમંડન, દુરિત ખંડન સુભ મનઈ,
રસ કરણ દરસણુ તરણિ વરસઈ, આદિ જિણુ પારણુ વિનઇ.૫૦
જિનચંદસૂરતિ સકલચંદન મૃગમદા કેસર કરી,
પ્રભુ સમઇસુંદર પાસ પૂજઈ, તેહની ધન્યાસિરી. ૫૧

૩–૧૧ (મારી પાસે છે)

(૧૬) +તીર્થમાલા સ્ત૦

આદિ—

શ્રી શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણભર્યારે,
સીધા સાધુ અનંત, તીરથ તે નમુરે.

અંતે—

શેત્રુંજાની કોરણી નવાનગરમાંરે, શ્રી રાજસી ભરાવ્યા બિંબ, તી.
તીરથ યાત્રા ફલ તીહાં હોજ્યો મુજ ઇહાંરે, સમયસુંદર કહે એમ. તી.

—મારી પાસે છે. પ્ર. રત્નસમુચ્ચય ૫૯૫.

**(૧૭) સાચોરમંડન વીરસ્ત૦** સં. ૧૬૭૭ માહ માસ

**આદિ—**

ધન્ય દિવસ મેં આજ જુહાર્યો, સાચોરો મહાવીરજી,

**અંતે—**

ઇમ નયરશ્રી **સાચોર** મંડન, સિંહલંછન સુખ કરો.
સકલાપ મૂરતિ, સકલ સુરતિ, માત ત્રિશલા ઉરિ ધરો,
સંવત **સોલેસે સત્યોતર** માહ માસ મનોહરો,
વીનવ્યો પાઠક **સમયસુંદર** પ્રગટ તું પરમેસરો. ૧૪.

—મારી પાસે છે.

**(૧૮) +મુનિસુવ્રત સ્વામી સ્ત૦** ૧૪ કડીનું.

**આદિ—**

જંબૂદીવ સોહામણો, દક્ષિણ **ભરત** ઉદાર,
રાજગૃહ નગરી ભલી, અલકાપુરી અવતાર. ૧
શ્રી મુનિસુવ્રત સામિજી, સમરતાં સુખ થાય,
મનવંછિત ફ્લ પામીયઇ, દોહગ દૂરિ પલાય.

*    *    *    *

**અંતે—** કલશ

ઇમ પંચ કલ્યાણિક ત્રિભુવન રાય,
મુનિસુવ્રત સામી વીસમો, જિનવરરાય વીસમો,
જિણવરરાય જગત્ર ગુરૂ, ભયભંજણ ભગવંત,
નિરાકાર નિરંજન નિરૂપમ અજરામર અરહંત
શ્રી જિનચંદ વિનેય સિરોમણી **સકલચંદ** ગણી સીસ,
વાચક **સમયસુંદર** ઇમ પભણઇ, પૂરઉ મનહ જગીસ. ૧૪
—વા૦ સાંમીદાસ ગણિ લિખતં. ૧-૧૫ મારી પ.સે છે.

પ્ર૦ રત્નસમુચ્ચય પૃ. ૫૧૪

(૧૯) +સીમંધર સ્વામી સ્ત૦

આદિ—

ધન ધન ક્ષેત્ર મહાવિદેહજી, ધન પુંડરિક ગિરિનામ,
ધન ધન તેહના માનવીજી, નિત ઉઠી કરેરે પ્રણામ. ૧

× * * *

અંતે—

સમયસુંદરની વંદનાજી, માનજો વારોવાર,
બે કરજોડી વીનવુંજી, વીનતડી અવધાર.
શ્રીમંદિર સ્વામી કહીઇરે, હું મહાવિદેહ આવીસ,
જયવંતા જિનવર કહીઇરે, હું તુંમને વાંદીસ. ૯

—અનંત. સઝાયોમાં.
જૈ. પ્ર. ૩૧૪

(૨૦) +રાણકપુર સ્ત૦ સં. ૧૬૭૬ માગશર જાત્રા કરી.

આદિ—

રાણપુરે રલિયામણોરે લાલ, શ્રી આદીસર દેવ મન મોહ્યું રે.

અંતે—

સંવત સોલ છિયંતરેરે લાલ, મિગસિર માસ મઝાર, મ૦
રાણપુરે યાત્રા કરીરે લાલ, સમયસુંદર સુખકાર, મ૦ ૭

પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૨૩૨. જૈ. પ્ર. ૭૦

(૨૧) +અષ્ટાપદ સ્ત૦

આદિ—

મનડો અષ્ટાપદ મોહ્યો માહરોજી, નામ જપું નિશદીશજી.

અંતે—

દૈવ ન દીધી મુઝને પાંખડીજી, આવું કેમ હજૂરજી,
સમયસુંદર કહે વંદનાજી, પ્રહ ઉગમતે સૂરજી. મ૦ ૫

પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૩૪૨.

**(૨૨) +એકાદશી સ્ત૦** ૧૩ કડીનું સં. ૧૬૮૧ જેસલમેરમાં

ચોપાઈની દેશી.

આદિ—

સમવસરણ બેઠા ભગવંત, ધર્મ પ્રકાશે શ્રી અરિહંત,
બારે પરખદા બેઠી રૂડી, માગસર સુદી અગીયારસ વડી. ૧

* * * *

અંતે—

જેસલ સોલ ઇક્યાસી સમે, કીધું સ્તવન સહુ મનગમે,
સમયસુંદર કહે દાહાડી, માગસર સુદી અગીયારસ વડી. ૧૩

આમાં મૌન એકાદશી પર્વનું મહાત્મ્ય છે.—પ્ર૦ ચૈ૦ આદિ સંગ્રહ ભા. ૩ પૃ. ૫૪ રત્નસાગર પૃ. ૧૪૪. રત્નસમુચ્ચય પૃ. ૧૭૨.

**(૨૩) +પંચમી વૃદ્ધ (મોટું) સ્ત૦** (જ્ઞાનપંચમી પર ૩ ઢાલ ૨૫ કડીનું સ્ત.

આદિ—

પ્રણમું શ્રી ગુરૂ પાય, નિર્મલજ્ઞાન ઉપાય,
પંચમી તપ ભણુંએ, જનમ સફલ ગિણું એ. ૧

અંતે—

ઇમ પંચમી તપ ફલપ્રરૂપક વર્દ્ધમાન જિણેસરો,
મઇ થુણ્યો શ્રી અરિહંત ભગવંત, અતુલબલ અલવેસરો,
જયવંત શ્રી જિનચંદસૂરિજ, સકલચંદ નમંસિયો,
વાચનાચારિજ સમયસુંદર, ભગતિભાવ પ્રશંસિયો.

—પ્ર૦ રત્નસમુચ્ચય પૃ. ૧૬૮, રત્નસાગર પૃ. ૧૩૭ શ્રી જ્ઞાન-પંચમી (જૈ. ધ. સભા. ભાવ.)

**(૨૪) +પંચમીપર લઘુ સ્ત૦** ૫ કડી.

આદિ—

પંચમી તપ તુમેં કરોરે પ્રાણી, નિર્મલ પામો જ્ઞાન.

અંતે—

પાર્શ્વનાથ પ્રસાદ કરીને, મ્હારી પૂરો ઉમેદરે,
સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પંચમો ભેદરે–પંચમી૦
—પ્ર૦ રત્નસાગર પૃ. ૧૭૦, જૈનપ્રબોધ પૃ. ૯૦

**(૨૫) +ઉપધાન તપ સ્ત૦** (૭ ઉપધાનનું ટુંક વર્ણન)

**આદિ—**

શ્રી મહાવીર ધરમ પરગાસે, બેઠી પરષદ બારજી,
અમૃત વચન સુણી અતિ મીઠા, પામે હરખ અપારજી. ૧
સુણો સુણોરે શ્રાવક ઉપધાન વહ્યા વિન કિમ સૂઝે નવકાર.
ઉતરાધ્યયન બહુ શ્રુત અધ્યયને, એ ભણ્યો અધિકારજી. સુ. ૨
મહાનિશીથ સિદ્ધાંત માંહે પિણ, ઉપધાન તપ વિસ્તારજી,
અનુક્રમે શુદ્ધ પરંપર દીસે, સુવિહિત ગચ્છ આચારજી. સુ. ૩

*　　　*　　　*　　　*

અંતે—　　　　કલશ.

ઇમ વીર જિણવર ભુવણ દિણયર માતા ત્રિશલાનંદણો,
ઉપધાનનાં ફલ કહે ઉત્તમ ભવિય જન આનંદણો,
જિનચંદ યુગપરધાન સદગુરૂ સકલચંદ્ર મુનીસરો,
તસુ સીસ વાચક **સમયસુંદર** ભણે વંછિત સુખકરો. ૧૮
—પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૫૫૧, રત્નસાગર ભાગ ૧ પૃ. ૪૮૨.

**(૨૬) +દાનશીલ તપ ભાવ પર પ્રભાતી.**

**આદિ—**

રે જીવ જૈનધર્મ કીજીયે, ધર્મના ચાર પ્રકાર,
દાન શીયલ તપ ભાવના, જગમાં એટલું સાર–રે. ૧
પ્ર. જૈન સ. માળા; ચૈત્ય૦ આદિ સં. ૩.

**(૨૭) +માયાપર સ.**

**આદિ—**માયા કારમીરે માયા મ કરો ચતુરસુજાણ.

**+જીવરાશી** ખમાવવાપર

**આદિ**—હવે રાણી પદમાવતી જીવરાશિ ખમાવે.

**અંતે**—

રાગ વૈરાડી જે સુણે, એ ત્રીજી ઢાલ
**સમયસુંદર** કહે પાપથી, છૂટો તતકાલ. હવે૦ ૩૩

(આ સઝાય સ્વતંત્ર નથી પણ તે ચાર પ્રત્યેકબુદ્ધ રાસમાંથી નેમિરાજર્ષિના ખંડમાં છે.)

**(૨૮) આદીસર વિનતિ.**

**આદિ**—

આદીસર હો સોવનકાય, તેજઈ રવિ જિમ દીપતો,
સુર કિંનર હો સેવઇ પાય, મોહ મહાભડ જીપતો– ૧
જે અહનિશિ હો પ્રણમે સામિ, ત્યાં ઘર સદા વધામણા,
ચઉ ગઈ દુખ હો ટાલણહાર, જિનવર નામ સુહામણો. ૨
વીનતડી હો ઇક અવધારિ, કરજોડી કવિયણ કહે,
તું સમરથ હો ઇણ સંસારિ, તુઝ કીરતિ જગિ મહમહે. ૩

* * * *

અપૂર્ણ—મારી પાસે છે.

**૨૯ નાગલા ગીત.**

**આદિ**—**ભવ**દેવ ભાઈ ઘરિ આવીયોરે, પ્રતિબૂઝવી મુનિરાયરે,
નવ પરિણીત મુકી **નાગલા**, ભવદત્ત વાંદે મુનિના પાયરે. ૧
અર્ધમંડિત ગોરી **નાગલા**.

**અંતે**—નારી **નાગલાઈ** પ્રતિબૂઝવ્યોરે, વૈરાગ ધરી બહુ માનરે,
**ભ**વદત્ત દેવલોક પામીયોરે, **સમયે**સુંદર વાંદે પાયરે. ૭ અ૦
અમારી પાસે છે.

**૩૦ અર્હન્નક સઝાય.** ૯ કડી.

**આદિ**—વેરણ વેલા પાંગર્યારે હો, ધૂપ તમે અસરાલ, મેરે અરહના,
ઘરતી વલી ઉની ઘણુંરે, હાં મુનિવર અતિ સુકુમાલ. મેરે. ૧

અંતે—રાતી શલા અણુસણુ લીએરે હાં. ચડતે મન પરિણામ. મેરે.
સમયસુંદર કહે તેહનેરે હાં, ત્રિકરણ સુદ્ધ પ્રણામ. મેરે. ૯

(૩૧) +નિંદાવારક સ. ૫ કડી.

આદિ—

નિંદા મ કરજો કોઈની પારકીરે, નિંદાનાં બોલ્યાં મહા પાપરે.
પ્ર૦ રત્નસા. જૈ. પ્ર.

(૩૨) +અનાથીઋષિ સ. ૯ કડી.

આદિ—

શ્રેણિક રયવાડી ચઢયો, પેખિયો મુનિ એકંત,
વરરૂપ કાંતિએ મોહિયો, રાય પૂછે રે કહો વિરતંત-
શ્રેણિકરાય હુંરે અનાથી નિર્ગ્રંથ.

(૩૩) +બાહુબલ સ. ૭ કડી.

આદિ—

રાજતણા અતિ લોભિયા, ભરત બાહૂબલ ઝૂઝેરે,
મૂંઠ ઉપાડી મારિવા, બાહૂબલ પ્રતિબુઝેરે.
—વીરા મારા ગજથકી ઉતરો. ૧

(૩૪) +અરણિક (અર્હન્નક) મુનિ સ. ૮ કડી.

આદિ—

અરણક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે સીસોજી,
પાય ઉવરાણારે વેલૂ પરજલેરે, તન સુકુમાલ મુનીસોજી—અરણક ૧

(૩૫) +શાલિભદ્ર સ. —ર. સ.

આદિ—

પ્રથમ ગોવાળિયાતણે ભવેજી, દીધું મુનિવર દાન.
જૈ. પ્ર. ૩૬૯

(૩૬) +મેઘરથરાય સ.

આદિ—

દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય રૂડારાજા.
સ. મા. પૃ. ૧૩૦

**(૩૭) +પ્રસન્નચંદ્રઋષિ સ૦**

**આદિ—**

મારગમેં મૂઝને મિલ્યો ઋષિ રૂડોરે, સૂધો તે સાધુ નિર્ગ્રંથ, ઋષિસર રૂડોરે. ૧

**(૩૮) +ગજસુકુમાલ સ.** નયરી દ્વારામતિ જાણીયેજી.

**(૩૯) +રાજુલ સ.** રાજુલ ચાલી રંગશુંરે.

(૪૦) **રેવતી સ.** સોવન સિંધાસણ રેવતી—આ. ક.

(૪૧) **+ધોબીડા પર સઝાય**-ધોબીડા તું ધોજે મનનું ધોતિયુંરે-

**સ્થૂલિભદ્ર ગીત**-પીઉડા! માનો બોલ હમારોરે.

**નલદવદંતી ગીત** ૬ કડી.

**આદિ—**

નલદવદંતી નીસર્યા, જૂવટૈ હારી દેશ, નલ રાજા,
વનમાંહે રાતિવાસો વસ્યા, સૂતાં ભૂમિ પ્રદેશ—નલરાજા. ૧

**અંતે—**

દમદંતી પીહર ગઈ, પાલ્યો નિરલલ સીલ, ન૦
**સ**મયસુંદર કહઈ પિઉ મિલ્યો, લીધા અવિચલ લીલ, ન૦ ૬

(૪૨) **+ચેલણા સતી સ.** ૬ કડી.

**આદિ—વીર** વાંદી વલતા થકાંજી, **ચે**લણા દીઠઉરે નિર્ગ્રંથ-

**અંતે—સ**મયસુંદર કહે ચેલણાજી, પામીયો ભવતણો પાર-
વીરે વખાણી રાણી ચેલણાજી. ૬
મારી પાસે છે.

**(૪૩-૪૬) +ચાર પ્રત્યેક બુદ્ધની સઝાય.**

૧ લાતી સ.

**આદિ**-ચંપા નગરી અતિ ભલી હું વારી, દધિવાહન ભૂપાલ રે, હું.

**અંતે**-સમયસુંદર કહે સાધુને, હું પ્રણમ્યા પાતક જાયરે. હું. ૫

૨ જાની સ. **આ**-નગર કંપિલાનો ધણીરે, જયરાજા ગુણજાણ,
**અં**-સમયસુંદર કહે સાધુનેરે, નિત નિત પ્રણમે પાય દુ.૮

૩ જાની સ. આ—નગર સુદર્શન રાય હોજી, મણિરથ રાજ કરે તિહાં,
અં-સમયસુંદર કહે સાધુને.

૪ થાની સ. આ—પુંડરવર ધનપુર રાજીયો, મ્હાંકી સહિયર, સિંધરથ નામ નરેંદરે.
અં-સમયસુંદર કહે સાધુજી, ચોથો પ્રત્યેકબુધ એ—મ્હાં.

(૪૭) ચારેની સાથે સ૦

આ-ચિહું દિસથી ચ્યારે આવીયા, સમકાલે હે યક્ષ દેહરામાંહિ.
અં-ઉત્તરાધ્યયને તે કહ્યા, સૂત્રમાહે હો ચ્યારે પ્રત્યેક બુધ,
સમયસુંદર કહે સાધુના, ગુણ ગાયાહે પાટણ પરિસિધિ.
—મારી પાસે છે.

## (૪૮) નમિરાજગીત.

આદિ—

જી હો મથુરા નગરીનો રાજીયો, જીહો હય ગય રથ પરિવાર,

અંત—

જીહો ઉત્તરાધ્યયને એહ છે જીહો, નમિરાજા અધિકાર,
જીહો સમયસુંદર કહે વાંદતાં, જીહો પામીજે ભવપાર. ૭
( મારી પાસે છે. )

## (૪૯) સનતકુમાર ગીત.

આદિ—

જોવા આવ્યા રે દેવતા, રૂપ અનોપમ સાર,
ગરવ થકી વિણસી ગયો, ચક્રવત્તિ સનતકુમાર,
નયણ નિહાલોરે નાહલા. ૧

અંતે—

સનતકુમાર મુનીસરૂ, નાણ્યો નેહ લગાર,
કાજ સમાર્યાંરે આપણાં, સમયસુંદર કહે સાર. ૫. ન.
( મારી પાસે છે. )

(૫૦) અર્હન્નક ગીત.

અંતે—

અધિકાર ભણ્યો મઈં એહનઉ, સમયસુંદરનઈં ધ્યાન તેહનઉ.
૭ મ્હા.

૫૧—૮૬

૩૬ ગીતો—જૂદા જૂદા રાગમાં પદ જેવાં. સં. ૧૬૭૦ માં યા તે પહેલાં.
(૧) ક્રોધ નિવારણ—જીયુરા તું મ કરિ કિણુસું રોસ.
(૨) માન નિવારણ—મૂરિખ નર કાહે તું કરત ગુમાન.
(૩) માન નિવારણ—કિસીકું સબ દિન સરીખે ન હોઈ.
(૪) માયા નિવારણ—ઇહુ મેરા, જીવ તું વિમાસે નહિ કછુ તેરા.
(૫) લોભ નિવારણ—રામા રામા ધનં ધનં, ભમતઉ રહઈ તું રાતિ દિનં.
(૬) લોભ નિવારણ—ચેલા ચેલા પદં પદં, પુસ્તક પાના લોભ મદં.
(૭) મનશુદ્ધિ—એક મનશુદ્ધિ વિણ કોઉ મુગતિ ન જાઇ.
(૮) જીવપ્રતિબોધ—જાગિ જાગિ તું જંતુયા, તું કાઈ નિચિંતો સોવેરી.
(૯) જીવપ્રતિબોધ—રે જીવ વખત લિખ્યા સુખ લહિયઇ,
(૧૦) આર્ત્તિ નિવારણ—મેરે જ્યુ આરતિ કાંઈ ધરઇ,
(૧૧) નિંદાપરિહાર—નિંદા ન કીજઇ જીવ પરાઇ, નિંદા પાપે પિંડ ભરાઈ,
(૧૨) હુંકાર પરિહાર—જહાં તહાં ઠઉર હું હું હું,
(૧૩) કામિની વિશ્વાસ નિવારણ—કામિની કહિ કુંણ વેસાસા,
(૧૪) જીવ નટાવા—દેખિ દેખિ જીવ નટાવે એસો નાટક મંડયોરી,
(૧૫) સ્વાર્થ—સ્વારથકી સબ હે રે સગાઇ,
(૧૬) પારકી હોડ નિવારણ—પારકી હોડ તું મ કરિરે,
(૧૭) જીવ વ્યાપારી—આએ તીન જણે વ્યાપારી,
(૧૮) ઘડી લાખીણી—ઘડી લાખીણી જાઈ એ, કછુ ધરમ કરો ચિત લાઈ એ.
(૧૯) ઘડિયાલા—ચતુર સુણો ચિત લાઇ કે કહા કહે ઘરિયારા,

(૨૦) ઉદ્યમ ભાગ્ય—ઉદ્યમ ભાગ વિના ન ફલે, બહુત ઉપાય કીયે કયા હોઇ,
(૨૧) સર્વ ભેખ મુગતિગમન—હાં માઇ હરકોઉ ભેખ મુગતિ પાવે,
(૨૨) કર્મ—હાં માઈ કરમથી કો છૂટે નહી,
(૨૩) નાવા (નાવિક)—નાવાની કારી ચલે નીર મઝાર,
(૨૪) જીવદયા—હાં હો જીવદયા ધર્મ વેલડી, રોપી શ્રી જિનરાય,
(૨૫) વીતરાગ સત્યવચન—હાં હો જિનધર્મ ધર્મ સહુ કહે, થાપે અપણી વાત.
(૨૬) મરણ નિવારણ—મરણ તણો ડર ન કરિ મૂરિખ, જિણ વાટે જગિ જાઇરે.
(૨૭) સંદેહ—કરમ અચેતન કિમ હુયઉ કર્તા, કહો કિમ શકિયે થાપીરે,
(૨૮) સૂતા જગાવણુ—જાગિ જાગિ જાગિ ભાઈ જાગિરે તું જાગિ,
(૨૯) જગત્ સૃષ્ટિકારણ પરમેશ્વર પૃચ્છા—પૂછું પંડિત કહો કાહકી કંત, આ જગત સૃષ્ટિ કિણ કીધીરે.
(૩૦) ભણનપ્રેરણ—ભણોરે ચેલા ભાઈ ભણોરે ભણો,
(૩૧) ક્રિયાપ્રેરણ—ક્રિયા કરો ચેલા ક્રિયા કરો.
(૩૨) પરમેશ્વર સ્વરૂપ દુર્લભતા—કુણ પરમેશ્વર સ્વરૂપ કહે,
(૩૩) જીવકર્મ સંબંધ—જીવને કરમ માહોમાહિ સંબંધ,
(૩૪) પરમેશ્વર લઘુ—હાં હો એક તિલ દિલમેં આવ તું, કરે કરમનો નાશ.
(૩૫) નિરંજનધ્યાન—હાં હમારે પરબ્રહ્મ જ્ઞાનં,
(૩૬) દુખમયકાલે સંયમપાલન—હાં હો કહો સજમ પંથ કિમ પલે,

—આ સર્વ ગીતોની પ્રત તેની છેવટે અનુક્રમણિકા સહિત ૭-૧૧ લ. સં. ૧૬૭૦ પ્રથમ ચૈત્રી શુદિ ૧૦ ગુરૂ લિખિતં મારી પાસે છે.

(૮૭) પદ. સુખનીકો સીતલનાથકો,

(૮૮) શાંતિનાથ પદ.

આદિ—　　આંગણ કલ્પ ફલ્યોરી હમારે,

(૮૯) **ઋષભનાથ** ગીત—રીષભકી મૈરે મન ભગતિ વસીરી.

(૯૦) **ગૌતમગીત.** ૭ કડીનું.

**આદિ**—

સુગતિ સમો જાંણી કરી, જીરે થે **વીર**જી મુંઝનૈ મુક્યઉ દૂરિરે,
મૈ અપરાધ ન કો કીયઉ, જી૦ વીરજી રહતઉ તુમ્હ હજૂરિરે,
વીરજી વીરજી કિહાં રય(હ)ઉ.

**અંતે**—

ગૌતમ કેવલ પામીઉ જી૦ ત્રિભુવન હરખ્યા સુરનર કોડરે,
પાય-કમલ ગૌતમ તણા જી૦ પ્રણમૈ **સમયસુંદર** કરજોડિરે. ૭ વી૦
( મારી પાસે છે. )

દાદા (જિનકુશલસૂરિ) ગીત—દાદો તો દરસણ દાખે,
દાદો સોહિલા સુખી રાખે.

(૯૧) **ધન્નાશાલિભદ્ર** ગીત. ૮ કડીનું.

**આદિ**—

ધન્નો શાલિભદ્ર બેઈ, ભગવંતનો આદેશ લે જીહો,
હો મુનિવર ધ.
સંવેગ સુધ ધરેઇ, વૈભારગિરિ ઊપરિ ચડયા જીહો. ૧ હો૦

**અંતે**—

મહાવિદેહ મઝારિ, મુગતિં જાસ્યઇ મુનિવર જીહો,
વંદના કરૂં વારવાર, **સમયસુંદર** કહઇ હું સદા જીહો. ૮ હો મુનિ૦

(૯૨) **સ્થૂલભદ્ર ગીત.** સં. ૧૬૮૯ મીર મીર્જાના રાજ્યે અકપુર (અમદાવાદના)માં.

**આદિ**—

મનડઉં તે મોહ્યઉં માહરૂંરે, કહઇ ઇમ કોસ્યા તે નારિરે,
આઠે તે પહુરઈ પાંપલોરે, ચટપટ ચિત્ત મઝારિરે. ૧ મનડું.

× × × ×

અંતે—

સંવતિ સોલ નવ્યાસીયઇ રે, મીર મોજાચું રાજરે,
અકપુરમાંહિ રહીરે, ભાદ્રવઇ જોડી છઇ ભાસરે. મન૦ ૫
થુલભદ્ર કોસ્યા પ્રતિબુઝવઇરે, ધરમ ઉપરિ ધરઉ રાગરે,
પ્રેમબંધન નેહિ પાડુયોરે, સમયસુંદર સુખકારિરે. મન૦ ૬

—મારી પાસે છે.

(૯૩) આલોયણ છત્રીશી સં. ૧૬૯૮ અહમદપુરમાં (અમદાવાદમાં)
આદિ— નગર સુદર્શણ અતિ ભલો એહની ઢાલ.

પાપ આલાયું આપણાં, સિદ્ધ આતમ સાખિ,
આલોયાં પાપ છૂટીયે, ભગવંત ઇમ ભાષ. પાપ૦ ૧
સાલ હીયાથી કાઢજો, જિમ કીધાં તેમ,
દૂખ દેખિસિ નહિતરિ ઘણાં, રૂપી લખમણા જેમ. પાપ૦ ૨

* * * *

અંતે—

સંવત સોલઅઠાણુયઇ, અહમદપુરમાંહિ,
સમયસુંદર કહે મેં કરી, આલોયણ ઉચ્છાહિ. ૩૬

—૨-૧૧ મારી પાસે છે. પ્ર. કા. નં. ૮૬૨.

(૯૪) ચાર શરણાં ગીત.

આ કવિ એક ઘણા પ્રતિષ્ઠિત અને ઉત્તમ કાવ્યકાર થયા છે. સં. ૧૬૪૯ના ફાગણ શુદ બીજે બૃહત્ 'ખરતર ગચ્છના યુગપ્રધાન જિનચંદ્રસૂરિએ અકબ્બર બાદશાહના કહેવાથી લાહોરમાં માનસિંહને આચાર્યપદ આપી તેમનું નામ જિનસિંહસૂરિ રાખ્યું તે સમયે તેજ જિનચંદ્રસૂરિએ સ્વહસ્તે કવિ સમયસુંદર તથા ગુણવિનય (જુઓ નં. ૧૯૫ પૃ. ૩૨૬) એ બે સાધુઓને ઉપાધ્યાય પદ આપ્યું. અકબર બાદશાહે લાહોરથી જિનચંદ્રસૂરિને પોતાની પાસે બોલાવ્યા ત્યારે તે સૂરિએ બાદશાહ પાસે જવા વિચાર કર્યો અને તે વખતે સાથે સમયસુંદર કવિ પણ હતા. આ વિહાર ગૂજરાતથી જાલોર, મેડતા, નાગોર એમ મારવાડમાંથી પસાર થઈ લાહોર સુધીનો હતો. એટલે ૧૬૪૯ પહેલાં કવિ ગૂજરાતમાંજ

મેરથી શત્રુંજય જવાનો સંઘ કાઢયો હતો, તેમાં પણ તેમણે સંઘ સાથે રહી શત્રુંજય યાત્રા કરી હતી. તેમ બીજાં અનેક તીર્થોની જાત્રા કરી હતી. વૃદ્ધપણામાં અમદાવાદ અને તે આસપાસ ગૂજરાતમાંજ રહી સ્વર્ગવાસ કર્યો હોય તેમ સંભવે છે. તેમની શિષ્યપરંપરામાં સ્વશિષ્ય હર્ષનંદન બહુ વિદ્વાન્ હતા કે જેમણે મધ્યાન્હપદ્ધતિ નામનો ગ્રંથ સં. ૧૬૭૩માં પાટણમાં રચ્યો છે. તેમાં પોતાની પ્રશસ્તિ આપતાં સ્વગુરૂ સમયસુંદર માટે વચનકલાકવિકલા-નિષ્ણાત, તર્કવ્યાકૃતિ સાહિત્યજ્યોતિ, સમયતત્ત્વવિદ્ એ યથાર્થ વિશેષણો આપ્યાં છે અને વિશેષમાં જણાવ્યું છે કેઃ—

> પ્રજ્ઞાપ્રકર્ષઃ પ્રાગ્વાટે ઇતિ સત્યં વ્યધાયિ યૈ;
> યેષાં હસ્તાત્ સિદ્ધિઃ સંતાને શિષ્યશિષ્યાદૌ.
> અષ્ટલક્ષાનર્થાનેકપદે પ્રાપ્ય યે તુ નિર્ગ્રન્થાઃ
> સંસારસકલસુભગાઃ વિશેષતઃ સર્વરાજાનાં.

આ પરથી જણાય છે કે સમયસુંદર પ્રાગ્વાટ-પોરવાડ વણિક હતા. આ હર્ષનંદને ખરતરગચ્છની લધ્વાચાર્યીય નામની આઠમી શાખા જિનસાગરસૂરિએ સં. ૧૬૮૬ માં કાઢી હતી તે બહુ વધારી. સમયસુંદરના પ્રશિષ્ય હર્ષકુશલ ઉપાધ્યાય થયા કે જેમણે કવિની ભાષાકૃતિ ધનદત્ત ચોપાઈ સંશોધી હતી. વળી તેમની શિષ્યપરંપરામાં કુશલચંદ ઉપાધ્યાય થયા ને તેના શિષ્ય આલમચંદ થયા કે જેમણે સં. ૧૮૨૨ ના માગશર શુદિ ૪ ના દિને સમ્યક્ત્વ કૌમુદી ચતુઃપદી ભાષામાં રચેલ છે. જુઓ ઓગણીસમી સદીમાં આગળ કવિ આલમચંદ.

આ કવિના સંબંધમાં અતિ વિસ્તારથી મેં 'કવિવર સમયસુંદર' એ નામનો નિબંધ ભાવનગરની સાતમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌માં લખી વાંચ્યો હતો અને તે જૈન સાહિત્ય સંશોધકના ખંડ ૨ અંક ૩ માં પ્રકટ થયેલ છે તે જોઈ લેવા વાચકને ભલામણ છે.

## ૧૯૬ ક. રત્નકુશળ (ત. મેહર્ષિ-દામર્ષિ શિ.)

+ **પાર્શ્વનાથ સંખ્યા સ્ત.** સં. ૧૬૫૨ આસપાસ.

**આદિ—**

શ્રી જીરાઉલિ નવખંડ પાસ વષાણીઇરે નામઇં લીલવિલાસ,
સંકટ વિકટ ઉપદ્રવ સવિ દૂરઈં ટલઇરે મંગલ કમલાવાસ. શ્રી. ૧

× × × ×

**અંતે—**

ભોગ સંયોગ તે પામઇ માનવ નવનવારે જસ તૂસઇ શ્રીપાસ,
ગણિ દામા શિષ્ય રતનકુશલ ભગતિઇ કહઇરે આપો ચરણઈં વાસ શ્રી૨૦

—પ્ર૦ પ્રાચીન તીર્થમાલા સં. પૃ. ૧૬૯-૧૭૦

(આ કવિએ પંચાશક વૃત્તિ સં. ૧૬૫૨ આશ્વિન સિત પંચમી દિને રવિવારે ઉંઝા ગામમાં લખી છે તેમાં પોતાને પંડિત મેહર્ષિ ગણિ શિષ્ય શ્રી દામર્ષિ ગણિના શિષ્ય જણાવેલ છે. અપ્રકટ વિ. ધ. પ્રશસ્તિ સંગ્રહ.)

---

## ૧૯૭ મુનિશીલ (આં. વિદ્યાશીલ-વિવેકમેરૂ શિ૦) ધર્મમૂર્ત્તિ સૂરિના રાજ્યમાં.

(૩૭૧) **જિનપાલ-જિનરક્ષિત રાસ** સં. ૧૬૫૮ માહ વદ ૮

**અંતે—**

શ્રી અંચલગચ્છ સુહગુરૂ સુરતરૂ સારિખાજી, શ્રી ધરમમૂરતિસૂરિ,
તે સહુ ગુરૂના ચરણકમલ નિતિ વાંદીઇજી, દોહગ જાઇ દૂરિ. ૧૬
કરિ શર રસ ઇંદુ માસ કુમારઇ સલહીજી, બહુલ આઠમિ દિન ચાર,
સંધિ રચી એ સંઘ તણઇ આગ્રહિ કરીજી રવિ શશિ નયર મઝારિ. ૧૭
સૂત્ર અરથથી જિમ ગુરૂ મુખિ સાંભલિઉજી, અરથ વષાણિઉ એહ,
ઓછઉ અધિકઉ મિછા દુકકડ સુહનઇજી સુકવિ ષમજ્યો તેહ. ૧૮

શ્રી વિદ્યાશીલ સીસ સુપરિ સોહામણિ પંડિત પુહુવિ પ્રવીણ,
વિવેકમેરૂ ગણિ સંયમ ગુણ કરિ વિચરતાજી, હું તસ્ય ચલણે લીણ.૧૯
ત્રીજા જિનવર સંભવનાથ પસાઉલિજી મુનિ જંપઇ મુનિશીલ,
જે નરનારી ભણસ્યઇ ગુણસ્યઇ સાંભલઇજી લષિ પરિપામઈ લીલ. ૨૦
—સં. ૧૬૯૪ વર્ષે ભાદ્રવા વદિ ૧૪ ગુરૂ (ઈડર બાઇઓનો ભં.)

## ૧૯૮ પદ્મરાજ

(૭૭૨) સનત્કુમાર સં. ૧૬૫૯—વિ. ધ.
(૭૯૩) અભયકુમાર —ડે; ભાવ.

## ૧૯૮ ક વિદ્યાવિજય (ત૦ નયવિજય શિષ્ય)

૨૪ જિનપંચ કલ્યાણક સૂચિત સ્ત૦ સં. ૧૬૬૦

અંતે—

વીર પારંગતાય તિમ ગણુઉ સિવ દિવસિ, એહપદ સરવ જિનનામ સાથિં,
ગણુઉ કલ્યાણુક દિવસિ પદ સહસબેં, તપ કરી હોઈ જિમ મુગતિ હાથિં.
૩૯ પૂ.
ચંદ્રરસ રિતુગગન વરસિ કલ્યાણુક તવન કીધું ભવિક ભણુત ભાવઈ,
કીરતિ કોટિ કલ્યાણ સુખસંપદા, સિદ્ધિ સૌભાગ્ય મિલી વેગિ આવઈ.૪૦પૂ.

કલસ.

તપગચ્છ અધિપતિ નમત નરપતિ રૂપ રતિપતિ સૂંદરો,
શ્રી વિજયસેન સૂરીંદ સુવિહિત મુકુટ ગુણમણિ આગરો
ઉવઝાય શ્રી નયવિજય સીસઇં થુણીયા સકલ જિનેસરો,
દિઉ મુઝ મહોદય વાસ વિદ્યાવિજય સંપદ સુખકરો. ૪૧
—૩-૧૪ (મારી પાસે છેલ્લું પાનું છે.)

## ૧૯૯ જયવિજય (દેવવિજય શિ૦)

**(૩૭૪) શુકન ચોપઈ** ૧૬૬૦ આસો શુ. ૧૫ ગિરિપુર—વાગડમાં

**અંતે—**

વાગડ દેશ વિઈરાગર નાંમ, જિહાં પટદરશણના વિશ્રાંમ,
રાજધાનીનું રૂડઉ ઠામ, દેશ મધ્ય **ગિરિપુર** વલીગાંમ. ૩૮

ગઢમઢ મંદિર પોલિ સુચંગ, જૈન શિવ પ્રાસાદ ઉત્તંગ,
રાજ કરઈ રાજા ગુણનિલુ, દાની માંની ભોગી ભલુ. ૩૯

કવિતા શ્રોતા વિરતો જાંણુ, સૂરવીર ધીર પાંણિ,
**સહસમલ્લ રાઉલ** ભૂપાલ, પ્રથવી પ્રજાતણુઉ પ્રતિપાલ. ૪૦

તસ સુત કુયર કમસીહ જેહ, ચઉદ વિદ્યા ગુણ જાંણઇ તેહ,
કીરતિ તેજ અનઇ પરિવાર, શત શાષા વાધઇ વિસ્તાર. ૪૧

જસ ધરિ ગાંધી સંધ પ્રધાન, પર ઊપગારી ન ધરઇ માન,
પુત્ર પૌત્ર કરંઈ નિતુ કેલિ, મંગલીકની વધતી વેલિ. ૪૨

સંધરત્ન પુત્ર **જોગીદાસ**, શુકન શાસ્ત્રનુ કરઇ અભ્યાસ,
તેહનઈ ભણવા કાજિં કરી, પ્રાકૃતબંધ ચઉપઈ એ ષરી. ૪૩

**વ્યોમ રસ રતિ ચંદ** વષાંણિ, સંવચ્છર હઇડઈ એ આંણિ,
સરદરતિ નઇ આસો માસ, રાકા પૂર્ણચંદ્ર કલાવાસ. ૪૭

વિબુધ પુષ્ય દક્ષ આંણીઇ, પંડિત દેવજ જગિ જાંણીઇ,
તાસ સીસ કરજોડી કહઈ, સુકન ભણતાં સવિ સુષ લહઇ. ૪૮

ભણતાં સવિ લહીઈ રિદ્ધિ, એ ભણતાં પાંમઈ વલી બુદ્ધિ,
જયવિજય નઈ પરમાણુંદ, ભણતાં ગુણતાં સદા આનંદ. ૪૯

—જયકમલ ગણિના લિખિતં.

—ઉદયપુર યતિ ભંડાર.

## ૨૦૦ હેમવિજય ગણિ (ત૦ આનંદવિમલસૂરિના આજ્ઞાવર્તી શુભવિમલ-કમલવિજય પં. શિ૦)

(૩૭૫) +કમલવિજય રાસ સં. ૧૬૬૧ મહેસાણામાં.

આદિ—

સરસ વચન રસ વરસતી, સરસતિ કવિઅણ માય,
સમરિય નિયગુરૂ ગાયસ્યું, પંડિત પ્રણમિય પાય. ૧
કમલવિજય કોવિદ તિલક, સુવિહિત સાધુ સિંગાર,
તાસ રાસ રલિઆમણો, ભણતાં જય જયકાર. ૨

* * * *

અંતે—

શ્રી કમલવિજયવર વિબુધના નામથી સકલ કલ્યાણના કોડિ,
સંપદા સવિ મિલઇ દૂરિત દૂરિં ટલઇ મંત્રમાં મૂલગો એહ કહીઇ ૧૦૭
જાસ વૈરાગ્ય વર વાનગી વાસના શખર સુવિહિત જતી રિદય રાખી
જાસ સંવેગ રસ સરસ સવિ પાછિલા સાધુ ગુણરાસિનો હુઉ સાખી૧૦૮
રૂપરેષા ધરો અસમ સમરસ વરો સાહ ગોવિંદ સુત સાધુ સીહો,
કહતિ કવિ હેમ થિર પેમ એ શ્રીગુરો હોઉ મહ સુહકરો અમિયજીહો૧૦૯

—આ કવિ પ્રતિષ્ઠિત હતા અને તે માટે શ્રાવક ઋષભદાસ કવિએ તેનું નામ પૂર્વના નામી કવિ તરીકે પોતાના 'હીરવિજય-કુમારપાલ રાસ આદિમાં ઉલ્લેખેલ છે. જુઓ તે રાસોની પ્રશસ્તિઓ. વિજયપ્રશસ્તિ મહા કાવ્ય ૧૬ સર્ગમાં સંસ્કૃતમાં કરી પોતે સ્વર્ગવાસ કર્યો તેથી તે કૃતિ તેના ગુરૂભાઈ પં ગુણવિજયે બીજા પાંચ સર્ગ રચી પૂરી કરી. તેથી પોતે પોતાને 'કવિ' એ ઉપનામ આપે છે તે સાર્થક છે. હીંદીમાં પણ કવિતાઓ તેણે રચી છે. વધુ માટે જુઓ પ્ર. ઐ. રા. સ. ભાગ ૩,

(આ કવિએ કેટલાંક સ્તવનો સ્વાધ્યાયો શ્રી વિજયસેનસૂરિ રાજ્યમાં બનાવ્યાં છે. આની કેટલીક કૃતિઓ પાટણના હાલાભાઇના ભંડારમાં છે)

### (૭૭૬) નેમિજિનચંદ્રાવલા

આદિ—

સમરીય સમરસસાગરૂરે ગુરૂગિરૂઓ ગુણવંત,
શિવાદેવી સુત ગાઇએરે મુઝ મનિ લાગી ખંતિ.
મુઝ મનિ લાગી ખંત ઘણેરી, સેવ કરૂં નેમીસર કેરી,
નમે જેહને નરવર રાજી, જસેં દીઠે મતિ આવે તાજી.
જી નેમિ જિનજીરે રાજીમતી ભરતાર ભગતે વંદિએરે,
જાસ નામ અભિરામ, સુણી આણંદિએરે—આંચલી.

* * * *

અંતે—

તપગચ્છ મંડણુ હીરલોરે હીરવિજય મુનિરાજ,
નામ જપંતાં જેહનુંરે સીઝે સઘલાં કાજ,
સીઝે સઘલાં કાજ સીઝે સઘલાં કાજની કોડી,
તેહને નમે સદા કરજોડી
પંડિત કમલવિજયનો સીસ, હેમવિજય મુનિ દે આસીસ. ૪૪

—૪-૧૩ લીં. પાનાં ૩. પ્રે. ર.

---

## ૨૦૧ જિનચંદ્રસૂરિ શિ.

### (૭૭૭) જિનધર્મ મંજરી સં. ૧૬૬૨ વિક્રમનગર (વીકાનેર)માં.

અંતે—

ભુજ રસ વિજાદેવી વચ્છરઇ, મધુ સુદિ દશમી પુષ્પારકવરૂ,
ઇમ વરઇ વિક્રમનગર મંડણુ, રિષભદેવ જિણેસરૂ.
સુપસાય ખરતર ગછનાયક સકલ સુવિહિત સુખકરૂ,
જુગપવર શ્રી જિણચંદસૂરી સુરિ સુસીસ પયંપએ.
શ્રીસમ............ ૭૩
ઇમ જિનભાષિત મુલ સમકિત ધરમ સુરતરૂ મંજરી,
અતિ સુગુણ સરસ સુગંધ સુભદલ સફલ અવિચલ સિવસિરી.

વિધ કરીય અકબ્બર સાહિવર પ્રતિબોધકારક સુહગુરૂ
આદેશ લહિ કરી ધરમ ધરતાં સેય મંગલ સુપકરૂ. ૭૪

—સં. ૧૭૫૮ પો૦ શુ. ૩ રવૌ લિ૦ ૨૦-૧૨ આ. ક.

---

## ૨૦૨ આનન્દોદય

(૩૭૮) વિદ્યાવિલાસ ચોપઈ ૧૬૭૨ માણેક.

---

## ૨૦૩ પ્રેમવિજય (ત૦ વિજયસેનસૂરિ-વિમલહર્ષ શિ.)

(૩૭૯) +આત્મશિક્ષા. સં. ૧૬૬૨ વૈ. શુ. ૧૫ ગુરૂ. ઉજ્જેણીમાં—

અંતે—

શ્રી વિજયસેન ગુરૂરાયવર, શ્રી વિજયદેવ સૂરિંદ,
વિજયમાન ગુરૂ વંદિએ, જિમ સૂરજ ઉર ચંદ.
તપગચ્છ વાચકમિં વરૂ, શ્રી વિમલહર્ષ શિરતાજ,
નામે નવનિધિ સંપજે, દર્શણુ સીઝે કાજ. ૧૭૯
આતમ શિક્ષા ભાવના, તાસ શિષ્ય મનરંગ,
પ્રેમવિજય પ્રેમે કરી, ઉલટ આણી અંગ. ૧૮૦
રત્નહર્ષ વિબુધ મુઝ, બંધુ તાસ પસાય,
તાસ સાંનિધ ગ્રંથ મેં કર્યો, મન ધરી હર્ષ અપાર. ૧૮૧
સંવત સોલબાસઠ, વૈશાખ પુન્યમ જોય,
વાર ગુરૂ સહિ દિન ભલો, એ સંવત્સર હોય. ૧૮૩
નગર ઉજ્જેણીમાં વળી, આતમશિક્ષા નામ,
મન ભાવ ધરીને તિહાં કરી, સિધાં વંછિત કામ. ૧૮૪
એકશત એંશી પાંચએ, દુહા અતિ અભિરામ,
ભણે સુણે જે સાંભળે, તે લહે શિવ કામ.

**(૩૮૦)+શત્રુંજય સ્તવના આદિનાથ વિનતિ રૂપ.**

આદિ—

પ્રણમિઅ સયલ જિણંદ, પાય મન વાંછિત કાંમિ,
સકલ તિરથનો રાજીયોજી, પ્રણમું સિરનાંમિ. ૧

* * * *

અંતે—

તપગચ્છનાયક ગુણનીલોએ, ગુરૂ હીરજી રાયા,
મનમોહન વિજયસેન સુરી, તેહના પ્રણમું પાયા,
વિમલહરખ શિષ્ય પ્રેમવિજય, કહે નિસુણો દેવ,
ભવ ભવ શત્રુંજા ગિરિ તણીએ, મુઝ દેજો શેવ. ૨૨

( કલશ. )

ઇમ થુણ્યો સ્વામી, મુક્તિગામી, આદિ જિન જગદેવ એ,
નિત્ય નમે સુર નર, અસુર વ્યંતર, કરે અહોનિશ શેવ એ,
જે ભણે ભગતેં ભલી યુક્તેં, તસ ઘર જય જયકાર એ,
કહે કવિયણ સુણો ભવિયણ, જીમ પામો ભવપાર એ.

**(૩૮૧) ધનવિજય પન્યાસ રાસ.** (ઐ.) ખં--૧.

+ **સીતા સતી સ.** પૃ. ૧૫૪ સ. મા. ભી.

---

## ૨૦૪ વિમલચારિત્ર (નાગોરી વડતપ-પાર્શ્વચંદ્રસૂરિ-સમર-ચંદ્ર-રાજચંદ્ર-રત્નચારિત્ર શિ.)

**(૩૮૨) અંજનાસુંદરી રાસ.** સં. ૧૬૬૩ માગશર શુદ ૨ ગુરૂ, નાગોરમાં.

આદિ—

શાંતિકરણ જગિ જાણિયે, વિશ્વસેનકુ કુલચંદ,
ભાદ્રપદ વદિ સાતમિઈ, ચવીયા જગદાનંદ,
આનંદ અચિરા હુઓ અતિઘણો, જેઠ વદિ તેરસ દિને,

જન્મ પામ્યા ઈંદ્રે ઉચ્છવ કીધ, સુરગિરિ શુભ મન્ને,
ગર્ભથી જિણે મારિ ટાલી શાંતિ થઈ આણંદિયા,
સજન દેખત નાતિ રંગિઈ શાંતિ જિન નામજ દિયા. ૧

મંડલપતિ પદવી લહી પહિલોં ભોગવિ ભોગ,
ચક્રવર્ત્તિપદ પામિયા, મિલીઓ સહૂ સંયોગ.
સંયોગ મિલીઓ સાધિ ષટ્ખંડ રતન સવિ નવનિધિ લહ્યા,
મુગટ બદ્ધ બત્રીશ ભૂપતિ સહસ સેવે ગહગહ્યા.
જેઠ માશિ ઈક સિણુ ચઉદસિ ઈંદ્રિ ચઉસઠિ આવીઆ,
કીધ ઉચ્છવ દીખ લીધી વર્ણવે ગુણ ભાવીયા. ૨

પોસ શુકલ નવમી દિને પામ્યો કેવલનાણ,
જેઠ બહુલ તેરસિ તિથેં પ્રભુ પામ્યો નિર્વાણ,
નિર્વાણ પામ્યો શાંતિ જિણવર સિદ્ધિ પદિ સુખસંપદા,
પામિયા તસુ ચરણ પ્રણમો ભગતિસ્યું ભવિયણ મુદા,
તેહ સ્વામિ સેવતાં સહી રોગ નાવે તનિ કદા.
મનહ મનોરથ સર્વ પૂરણ સિદ્ધિ લહિયે સર્વદા. ૩

દૂહા.

સુહ ગુરૂ ચરણકમલ સદા વંદોં ધરી આણંદ,
ભવિય કમલ પડિબોહવા ઉદયો તેજિ દિણંદ. ૪

ચિહું પ્રકાર ધર્મ વર્ણવ્યો તિહુયણ જન આધાર,
દાન શીલ તપ ભાવના કરિ તરિય સંસાર. ૫

ધર્મેં ધણ કણ સંપજે ધર્મે મોટિમ રાજ,
ધર્મેં જશ મહિમા ઘણો ધર્મે સીઝે કાજ. ૬

ધન સુબાહુ ધન્નો સુણો, શાલિભદ્ર કયવન્ન,
શ્રી શ્રેયાંસકુમરે દીઓ, દાને લહિઓ ફલ પુન્ન. ૭

સેઠિ સુદર્શન નેમિ જિણ થૂલભદ્ર નાગિલ્લ,
શીલ લીલ સાધી ખરી, ફલ પામ્યો આગિલ્લ. ૮

ઋષભ વીર ધન્નો યતી, તપીઓ તપ ઉદાર.
ભરત અનાથી હરિણુ લઇ ભાવી ભાવન સાર. ૯
અંજનાસુંદરી ભલી પામ્યો શીલ ઉદાર,
શીલબલેં સુખ સંપદા પામી નિજ પરિવાર. ૧૦
અંજનાસુંદરી કવણુ કિમ પાલ્યો તિણિ શીલ,
ગામ ઠામ કેણે હવી કિમ પામી સુખ લીલ. ૧૧

* * * *

અંતે—

ઢાલ—બ્રહ્મદત્તપુર કંપિલ્લ રાજીઓરે-એ દેશી.

અંજનાસુંદરીએ ખરોરે પાલ્યો શીલ આચાર,
ભવિયણુ જણુ તિમ પાલ્યો ભાવસ્યુંરે, જિમ લહો કીરતિ સાર—
શીલ સમાચરોરે. ૩૮૯

* * * *

નાગોર નગીને સાતે જિણહરરે, આદિ શાંતિ જિણુ પાસ,
વીર જિણેસર તે પ્રણમી કરીરે, ચોપઈ કીધ ઉલ્લાસ. શી. ૩૯૩
વડતપ ગચ્છપતિ જગમાહિં જાણીઇરે, શ્રી પાસચંદસૂરીસ,
તાસ પટોધર ગરૂઅડિ ગાજતારે, સમરચંદસૂરિ જગીસ. શી. ૩૯૪
શ્રી રાજચંદસૂરિ ગણધર ગાઇઇરે, વાચક રતનચારિત્ર,
તાસ પસાઈ ચોપઇ એહ રચીરે, સેવક વિમલચારિત્ર. શી. ૩૯૫
સંવત સોલહવરસેં ત્રેસઠિઇંરે, માગશિર માસ વિકાશ,
ચઉપઇ જોડીં બીજે ગુરૂ દિનેરે, ભણતાં ન્યાન પ્રકાસ. શી. ૩૯૩
એહ ચઉપઈ સુણીનેં પાલીઇરે, શીલ પ્રમુખ જિનધર્મ,
ઇહ ભવિ પરભવિ સુખની સંપદારે, લહીએ શિવગતિ શર્મ. શી. ૩૯૭

—સં. ૧૭(૦)૧ વર્ષે ચૈત્ર વદિ ૪ દિને ઋ૦ ઠાકરસી તત્ શિષ્ય ઋ૦ દીપા લિ૦ ૧૮-૧૩ આમા ભંડાર.

## ૨૦૫ મેઘરાજ (પાર્શ્વચંદ્ર-સમરચંદ-રાજચંદ-શ્રવણ ઋષિ શિ૦)

(૪૮૩)+ **નળદમયંતિ રાસ.** સં. ૧૬૬૪.

આદિ—

> નગર નિરૂપમ ગજપુરે શ્રી વિશ્વસેન નરિંદ,
> અચિરા રાણી ઉરવરે આવ્યા શ્રી **શાં**તિ જિણંદ.

ત્રુટક—

> જિણંદ સવ્વઠ્ઠવિમાણહુંતી ભાદ્રવા વદિ સાતમે,
> ચવી જેઠ વદિ તેરસે જન્મ્યા ઉચ્છવ હુઓ અનુક્રમે.
> દીક્ષા જેઠ વદિ ચઉદશે પોષિ નૌમિ શુદિ થયા કેવળી,
> મોક્ષ જેઠ વદિ તેરસ દિવસે પુહતી સવિ મનની રૂળી. ૧
>
> જીવદયા પાળી ખરી, પુવ્વ ભવંતર જેણે,
> ચક્રવર્ત્તિ જિનવર રાજિયા, પદવી લીધી તેણે,
> તેણે પદવી દોય લાધી **શાં**તિનાથ જિણેસરૂ.
> શાંતિ કીધી ગર્ભહુંતે અભિનવો જગ સુરતરૂ,
> સેવ કરતાં જેહનીરે સંપદા પરગટ હુઇ.
> દેવી દવદંતી તણીરે આપદા દૂરે ગઈ. ૨
>
> દવદંતી કહો કુણ હુઇ, સ્યે કરમે દુખ પામી,
> શીળ રત્ન કેમ પાળિયો, પ્રસન્ન હુઓ કિમ સ્વામી,
> કેમ ઋદ્ધિ સમૃદ્ધિ પામી રાય નળશું બહુપરે,
> શીળ પવિત્ર વિચિત્ર પાળ્યો જાસ કીરતિ વિસ્તરે,
> એ ચરિત અતિહિ સુજાણ ગુણિયલ સાંભળો આદર કરી,
> વિઘન વારો વરો વાંછિત ઉંઘ આળસ પરિહરી. ૩

× × × ×

અંતે—

રાગ મેવાડો-ધન્યાશ્રી.

નળ દવદંતી ચરિત્ર સોહામણુંજી, નવ નવ રંગ રસાળ,
સાંભળી ઉત્તમ સાધુ સતી પરેજી, ધરજો શીલ વિશાળ. ૧
સાધુ સતીનું ચરિત્ર સુણો ભલુંજી, સુણતાં નાસે પાપ,
ગારૂડ મંત્ર ખરો જેમ સાંભળેજી, નાસે અહિવિષ વ્યાપ. ૨
પાર્શ્વચંદ સૂરિસર રાજીઆજી, મહિમા તાસ અપાર,
ઉપદેશે જેણે ભવિ તારિયાજી, જિનશાસન શિણગાર. ૩
શ્રી સમરચંદ્ર તિણ પાટે શોભતાજી, તેણે પાટે સૂરિંદ,
રાયચંદ્ર સૂરિસર દીપતા, ગિરૂઆ મેરૂ ગિરિંદ. ૪
સરવણ ઋષિ જગે પ્રગટિયો મહામુનિજી કીધું ઉત્તમ કાજ,
તે સહી ગુરૂના ચરણ નમી કહેજી, વાચક શ્રી મેઘરાજ. ૫
સંવત સોળ ચઉસઠ સંવચ્છરેં થવીઓ નળ ઋષિરાજ,
ભણજો ગણજો ધર્મ વિશેષજોજી, સારતા વંછિત કાજ. સા. ૬

+ પ્ર૦ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક, ૩.

**(૩૮૪) સોળ સતીનો રાસ.** ડે. રત્ન.

**૧. જ્ઞાતાસૂત્ર ભાસ.**

પાસચંદ્રસૂરિ શરોમણી એ શ્રી સમરચંદ સૂરિંદકિ,
રાજચંદ્રસૂરિ જગિ જયવંતા એ, તેજઈ જાણિ દિણિંદકિ. ૨૩
સરવણ ઋષિ મોટુ યતીએ પાટણિ સાધ્યઉં કાજકિ,
તે સહગુરૂનઇ પાય નમીએ, પભણઇ ઋષિ મેઘરાજકિ. ૨૪

—લીંચ ભંડાર.

૨ રાજચંદ્ર પ્રવહણ સં. ૧૬૬૧.
૩ પાર્શ્વચંદ્ર સ્તુતિ—શલોકો—ગીત.
૪ સદ્દગુરૂ સ્તુતિ.

—(ગદ્યમાં રાયપસેણીનો બાલાવબોધ, અને સ્થાનાંગની દીપિકા સં. ૧૬૫૯ માં રચ્યા છે.)

## ૨૦૫ક. ગજસાગરસૂરિ શિ૦ (આં.)

(૩૮૪ક)—નેમિચરિત્ર ફાગ. ૧૬૬૫ ફા. ૬ બુધવાર.
અંતે—સોલ પાસઠિ ફાગુણિ છઠિ અનઇ બુધવારિ,
વિધિપક્ષિ ગછિ જાંણીઇ શ્રી ગજસાગર સૂરિરાય. ૪૧
તાસ શિષ્ય કહિ નેમિનુ ફાગ બંધ મનોહાર,
ભાવિં ગુણઈ જે સાંભલઇ તેહ ઘરિ જય જયકાર. ૪૨
—ઇડર બાઇઓનો ભંડાર.

---

## ૨૦૬ દામોદર મુનિ. (આં. કલ્યાણસાગરસૂરિ–ભીમરત્ન–ઉદયસાગર શિ.)

(૩૮૫) સુરપતિકુમાર ચોપઈ. સં. ૧૬૬૫ બીજા ભાદ્રવા શુ. ૬ સોમ.
આદિ—

પ્રણમું સ્વામી શાંતિજિન, મનવંછિત દાતાર,
સુરપતિ જસુ સેવા કરઇ, દરસણ હરષ અપાર. ૧
વિહિતનયા જગદીશ્વરી, સમરૂં મનિ સરસતિ,
જસુ નામઇ પામઇ વિપુલ, સેવક નિર્મ્મલ મત્તિ. ૨
ગુરૂ ગુરૂઆના ગુણ ભણી, ભગતઈ પ્રણુમી પાય,
વર્ણું ભેદ જે મઇ લહ્યઉ, તે સદગુરૂ સુપસાઇ. ૩
સુરપતિ નામઇ નૃપકુમર, જિણ જગિ ભોગ મહંત,
વિલસ્યા દાન પ્રભાવથી, વિરચિસુ તાસ વૃતંત. ૪
ભવસાયર માંહે હવી, જિનવરે ગરૂઇ નાવ,
ચારિ ચતુરગતિ તારિવા, દાનશીલ તપ ભાવ. ૫

* * * *

અંતે—
સુરપતિ ચરિત સયલ ચિતિ ધારિ, બોલ્યઉ દાન તણઈ અધિકારિ,
ઇમ જાંણી નરનારી જેહ, દાન દીયઈ ભવિ તરિસ્યઈ તેહ. ૪૫

શ્રી અંચલગછિ રયણુનિહાંણુ, પ્રગટિઉ પાપતિમરહર ભાંણુ,
વિદ્યમાન ગુરૂ સુંદરકાય, શ્રી ધર્મ્મમૂર્ત્તિ સૂરીશ્વરરાય. ૪૬
તાસુ પાટિ સદ્દગુરૂ સુખકાર, આચારિજ ગુણગણુ ભંડાર.
શ્રી કુલ્યાણુસાગર સૂરીંદ, મિટઇ અશુભ કર્મ્મના ફંદ. ૪૭
તાસુપટ્ટિ મુનિવર ગણધાર, પંડિત ભીમરતન અણગાર,
તાસુ સીસ સંયમ શ્રી કંત, શ્રી ઉદયસમુદ્ર નાંમિ ધીમંત. ૪૮
તાસુ વિનેય વિનયગુણુ વહઇ, મુનિ દામોદર ઇણિપરિ કહઇ,
દેવી સરસતિનઈ આધારિ, કથાબંધ કીયઉ મતિ સાર. ૪૯
હું મૂરિખ મતિ હીણુ અજાંણુ, પંડિત જનનઈ હસિવા ઠાંણુ,
વચન અયુક્ત કહ્યઉ મઇ જેહ, પંડિત સૂધઉ કરિજ્યો તેહ. ૫૦
કલ્પિત વચન કહ્યઉ પુણિ કોઈ, સંઘ સાખિ હું ખમાઉં સોઈ,
સુરપતિ કુમરતણુી ચોપઇ, પદમાવતિપુરૂ માંહે કહી. ૫૧

દૂહા.

વત્સર વિક્રમરાયથી, સોલ સહે પઇસઠિ,
ભાદ્રવિ બીજ શ્વેત પખ્યિ, સોમવાર તિહાં છઠિ. ૫૨
ભાવ ભેદ જાણી ચતુર, ભણઈ સુણઈ નર જાંણુ,
પામઈ મનવંછિત સદા, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણુ. ૫૩

—૧૦–૧૮ બાલ૦ ]

( માંગરોળની પ્રતમાં પ્રશસ્તિમાં શબ્દોનો હેરફેર છે, પણ ભાવ એક છે. પા. ૧૧–૧૫ માં. )

(૩૮૬) મદન રાજર્ષિનો રાસ. રત્ન ડે.

---

## ૨૦૭ દયાસાગર ( અં. ધર્મમૂર્ત્તિસૂરિ–કલ્યાણસાગરસૂરિ–ભીમરત્ન–ઉદયસાગર શિ. )

(૩૮૭) મદન ચોપઇ સં. ૧૬૬૯ આશો શુદ ૧૦ ઝાલોરમાં.

અંત—

શ્રી અંચલ ગચ્છિ ઉદધિ સમાંણ, સંઘરયણ કેરઉ અધિઠાંણ,
ઉદઉ તાસ વધારણ ચંદ, શ્રી ધરમમૂરતિ સૂરીશ મુણીંદ. ૬૦
આચારિજ શ્રી ગુરૂ કલ્યાંણસાગર, સાગર સમ ગુણ નાંણ,
તાસ પક્ષિ મહિમા ભંડાર, પંડિત ભીમરતન અણગાર. ૬૧
તાસ વિનેય વિનયગુણગેહ, ઉદયસમુદ્ર સુગુરૂ સસનેહ,
તાસ સીસ આણંદઇ ઘણઈ, શ્રી દયાસાગર વાચક ઇમ ભણઇ. ૬૨
ગુરૂ ભાઈ લહુડઉ ઋષિ દેવ, વિનયવંત સારઇ નિતિ સેવ,
આદરિ તેહ ભણઈ એ થઈ, મદનરાજ ઋષિની ચઉપઈ. ૬૩
મદન શતકના દૂહડા એકોતર સો સાર,
મદન નરિંદ તણું ચરિત મઈ વિરચ્યું વિસ્તારિ. ૬૪
સોલહ સય ઉગણોત્તરઈ પુર જાલોર મઝારિ,
આસો સુદિ દશમિં મઈ કીઓ, કથાબંધ ગુરૂવારિ. ૬૫

—યતિનો ભં. ઉદયપુર; ડે.

## ૨૦૮ પુણ્યકીર્તિ—(ખ. મહિમામેરૂ-હર્ષચંદ-હર્ષપ્રમોદ શિ.)

(૩૮૮) **પુણ્યસાર રાસ**—પુણ્યસાર કુમારચરિત સં. ૧૬૬૬ વિજયાદશમી ગુરૂ-સાંગાનેરમાં.

આદિ—

નાભિરાય નંદન નમું, શાંતિ નેમિ જિન પાસ,
મહાવીર ચોવીસમો, પ્રણમ્યા પૂરે આસ. ૧
શ્રી ગૌતમ ગણધર સધર, લીલા લબ્ધિ નિધાન,
સમરી સહગુરૂ સરસતી, વપુષિ વધારે વાંન. ૨
ધર્મે ઉંચો કુલ હુવે, કામિની કલા અભ્યાસ,
રાજઋદ્ધિ ધર્મે હુવે, ધર્મે લીલ વિલાસ. ૩
ધર્મે સોહગ સંપજે, ધર્મે રૂપ અનૂપ,
સાચા સુખ ધર્મે હુવે, ધર્મે માને ભૂપ. ૪

ધર્મે કીયાં ધન સંપજે, ઉપમા અછે અનેક,
પુણ્ય થકી પુણ્યસારનો, સુણુયો સુખ અતિરેક. ૫

* * * *

અંતે—

**શાંતિ** જિણેસર ચરિત્ર થકી કિયો, એહ કથાનક સાર,
સાંભલતાં મનિ આણંદ ઉપજે, થાઇ હરષ અપાર. પં. ૩
ખરતર ગચ્છપતિ મહીયે ચિરંજયો, જુગપ્રધાન **જિન**ચંદ,
આચારિજ મહિમાગિર મુનિવરૂ, શ્રી **જિન**સીંહ સુરીંદ. ૪
શ્રી **જિન**કુશલ સૂરીસરૂ પરંપરા, મુનીવર મહિમાવંત,
**મ**હિમામેરૂ મુનિ મોટા જતી, ક્રિયાવંત ગુણવંત. પં. ૫
હુરપચંદ્રગણિ હર્ષે હિતકરૂ, વાચક હર્ષપ્રમોદ,
તાસ સીસ પુન્યકિરતિ ઇમ ભણેં, મન ધરી અધિક પ્રમોદ. પં. ૬
સંવત **સોલે સેં છાસઠિ** સમઇ, વીજે દસમી ગુરૂવાર,
**સાંગાનેર** નગર રલીયામણો, પભણ્યો એહ વિચાર. ૭
શ્રી **પદમ** પ્રભુ સુપસાઉલિ, સંઘ વધતઇ વાંન,
ઉછરંગલાલ વધામણુઉ, સુખ સંપદ સંતાન. ૮
એહ ચરિત્ર ભવિયણ જે સાંભલેં, ભણે ગુણે નર જેહ,
દિન દિન ઉદય અધિકઉ નિત હોવઈ, નવનિધિ હોઈ તસુ ગેહ. ૮

—ઇતિ શ્રી પુન્યસાર કુમારચરિત્ર સંપૂર્ણ. સંવત ૧૭૬૫ વર્ષે માહ માસે શુકલપક્ષે ૯ તિથૌ શનિવાસરે પાટણ મધ્યે, ઋષિ શ્રી ઉત્તમચંદજી તત્‌શિષ્ય ઋષિ વેલજી તત્ ભ્રાત્ર ઋષિ કુશલચંદ લિપીકૃતં શ્રી રસ્તુ. પૃ. ૬ પં. ૧૫ ગુ. વિ.

—સં. ૧૮૨૮ વર્ષે ફાગુણ સુદ ૯ દિને લિખતં મુનિ સુગ્યાંન-સાગરેણ લપીકૃતં શ્રી પુરબંદર નગર મધ્યે શ્રી પાર્શ્વનાથપ્રસાદાત્. ૯–૧૭ ધો૰, પ્રે. ૨.

**(૩૮૯) ધન્નાચરિત્ર** ૧૬૮૮ ભા. શુ. ૧૩ રવિવાર બિલપુર નગરમાં. લીં.
**(૩૯૦) કુમારમુનિ રાસ.** (પ્ર. ૧૮૧૩) લીં.

## ૨૦૯ સુધર્મરૂચિ. ( શુભવર્દ્ધન શિ૦)

### (૩૯૧) આષાઢભૂતિ મુનિનો રાસ.

આદિ—

> શ્રી શાંતિજિણેસર ભુવણદિણેસર પાય,
> પ્રણુમી બહુ ભગતિઇં ગાયસઉ રષિરાય.
> આષાઢ મુનીસ્વર જસો જુગહપ્રધાન
> નાટક નાચંતાં પામઉ કેવલનાંણુ. ૧

નાટિક નાચંતાં કેવલ પાંમ્યુ નિસૂણો તેહ વિચાર,
શ્રવણે સુણતાં ભાવિ ભણતાં લહીઇં ભવનો પાર,
નવકલપી વિહાર કરિ મનરંગિ મુનિવર મહિમાવંત,
ગુરૂ આદેસ લહી રાજગ્રહ નગરીમાંહિ પહુત. ૨

× × × ×

અંતે— ઢાલ.

નયર રાજગૃહી જાણીઇ, સિંહરથનિ કહું ભૂપ,
નાટક તિહાં વસઈ માન ભુપતિ બૃંદરે-
જિરે જિરે આષાઢ ભુતની, ભાવનાનૂ પરિમાણુરે,
ભરતનું નાચંતાં પામઉ, કેવલ નાણુંરે- ધ્રૂપદ જીરે૦ ૫૩
ભુવનસુંદર જયસુંદરા, રૂપઇ મોહનકંદરે,
કોઈ કેતલા દાન તિહા રહઉ, આષાઢભુત મુણેંદુરે. જીરે. ૫૪
શ્રી શુભવર્દ્ધન ગુરૂ તમ્હ તણુરે ચલણે અવિચલ વાસરે,
નામઈ નવનિધી પામીઇ ફલઈ મનચી આસરે. જીરે. ૫૫
તેહ ગુરૂનઈ સુપસાઉલઈ, હઇડે ધરી આણંદુરે,
આષાઢભુતિ ઋષી ગાઇઉ, પામી પરમાણંદુરે. જીરે. ૫૬
કેવલ લહિ મુગતી ગયું, શ્રી સુધર્મરૂચિ ગુરૂ સીસરે,
પાંચસઈ પરીવારઇ પરીવરઉ, તેહના સંઘ આસીસરે. જીરે. ૫૭
જે નરનારી ભાંવસ્યું ગાઇ રંગી રસાલરે,
તેહ અવિચલ વધામણુંરે, ધરી ધરી મંગલમાલરે. જીરે. ૫૮

—ઇતિશ્રી આષાઢભુતી કુલં સમાપ્તં.

—પંડિત શ્રી ૫. (મુ) હિવિજયગણિ શિષ્યાણુ શિષ્ય મુનિવર કુશલવિજય લષિતં પઠનાર્થે સંવત સોલ સત્તાણુયા વર્ષે વઇશાખ સુદિ ૭ દીને લષીતં વાર સુક્રે-શુભં ભવતું. કલ્યાણમસ્તુ ભાવ. પા. ૪ પં-૧૨

—સંવત ૧૭૪૮ વર્ષે પોસ વદિ ૨ શનૈ લષિતં ઊઝા મધ્યે. ૬-૧૦ પાલણપુર ભં. મારી પાસે છેલ્લું પાનું છે (આ ટૂંકા ને જૂના રાસમાં ધન્યાસી, દેશાખ, સિંધૂઓ, ધવલ ધન્યાસી, મૂકેલ છે. વિષય નગાંજીએ એ પ્રસિદ્ધ દેશી આ રાસની છે.)

**(૩૯૨) ગજસુકુમાળ ઋષિ રાસ.** ૧૭ ઢાલ સં ૧૬૬૯ પહેલાં.

**આદિ—**

દેસ **સોરઠ દ્વારાંપૂરી** નવમો તિહાં **વાસુદેવો**રે.
દસેંધ દસારસઉં રાજિઉ, બંધવ શ્રી **બલદેવો**એ. ૧
જીરે જીરે સ્વાંમિ સમોસર્યા હરખિઉ ગોપીનો નાથ એ,
**નેમિ** વંદણુ અલજયો અલજઉ યાદવ સાથ એ. જીરેજી. ૨

* * * *

**અંતે—**

શ્રી **શુભવર્ધન** ગુરરાય, મઇ પ્રણુમી તેહના પ્રાય,
ગાયૂ ગયસુકુમાલ મુણિંદ, જસ ભણુતાં હુઇ આણુંદ. ૯૪
(પા. જસ તૂઠા નેમિજિણુંદ—
શ્રી ગયસુકુમાલ જે ગાઇ, તે સર્વ વંછિત ફલ પાઇ,
અનઇ દૂરિ દુઃકૃત સવિ જાઈ, વલી અવિચલ પદ થાઈ. ૯૫

—ઇતિ સંવત ૧૬૬૯ વર્ષે પોસ શુદિ ૩ ભૌમે લખ્યતં વે૦ મેઘા લષ્યંત. સાધ્વી નાથી પઠનાર્થં શ્રીરસ્તુ. પૃ. ૮ પં. ૧૧ ગુ. વિ. ભં. ૧

—સં. ૧૭૮૨ વર્ષે આવિકા દેવબાઇ પઠનાર્થં. ૭-૧૧ પાલણપુર ભ. (પાઠાંતર.)

જયઉ ગયસુકુમાલ મુણીસ, શ્રી સંઘ દિઇ આસીસ,
જસ નામઇ પરમાણંદ, તસુ ગાવતા હુવઈ આણંદ—

—સંવત ૧૭૬૭ વર્ષે જ્યેષ્ટમાસે કૃષ્ણપક્ષે પંચમીતિથૌ સુભવારે પં. માનચંદ લિષતં સુશ્રાવિકાબાઈ આસા પઠનાર્થં. ૬-૧૩ મારી પાસે છે.

---

## ૨૧૦ ઋષભદાસ.

[ આ ખંભાતના શ્રાવક કવિએ અનેક રાસાઓ, સ્તવન-સ્તુતિ-સ્વાધ્યાય રચેલ છે, અને ઉત્તમ કવિ તરીકે પોતાને સિદ્ધ કરેલ છે. આના સંબંધી વિસ્તૃત વિવેચન 'શ્રાવક-કવિ ઋષભદાસ' એ નામથી નિબંધ સૂરતની ગૂજરાતી સાહિત્યપરિષદ્‌માં મેં લખી મોકલેલો તે તે પરિષદના રીપોર્ટમાં પ્રકટ થયેલ છે, તેમજ જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડના ઇતિહાસ અંકમાં ૧૯૧૫ ના ૭-૯ અંકમાં પણ પ્રસિદ્ધિ પામ્યો છે.]

**(૩૯૩) વ્રતવિચાર રાસ.** સં. ૧૬૬૬ કાર્તિક વદિ ૦)) (દીવાલી) ત્રંબાવતિ ( ખંભાત )માં

**આદિ—** શ્રી વિતરાગાય નમઃ

દૂહા—**પાસ જિનેસ્વર પૂજીઇ, ધ્યાઈઈ તે જિનધર્મ્મ,**
**નવપદ ધુરિ આરાધીઈ, તો કીજઇ સ્યુભ કર્મ્મ.** ૧
દેવ અરીહંત નમું સદા, સીદ્ધ નમું ત્રણીકાલ,
શ્રી આચારય તુઝ નમું, શાશનનો ભુપાલ. ૨
પુણ્યપદવી ઉવઝાયની, સોય નમું નસદીસ,
સાદ સવેનિં નીત નમું, ધર્મ વિસા યાંહા વીસ, ૩
ક્રોધ માન માયા નહી, લોભ નહી લવલેસ,
વીષઇ વીષથી વેગલા, ભવીજન દઇ ઉપદેસ. ૪
ઊપદેશિ જન રંજવઈ, મહિમા સરસતિ દેવ,
તેણઇ કાર્ણ્ય તુઝનિં નમું, સાદા સાર સેવ. ૫

સમરૂ સરસતિ ભગવતી, સમર્યા કરજે સાર,
હું મુરખ મતી કેલવું, તે તાહારો આધાર. ૬
પીંગલ ભેદ ન ઉલખું વિગતિ નહી વ્યાકર્ણ,
મુરખમંડણ માનવી, હું સેવું તુઝ ચર્ણ. ૭
કવીત છંદ ગુણ ગીતનો, જે નવી જાણઇ ભેદ,
તુ તૂઠી મુખ્ય તેહનિં, વચન વદઇ તે વેદ. ૮
મુરખ મોટો ટાલીઉ, કવી કીધો કાલિદાસ,
જી વાખ્યાતા તેહવો, જો મુખ્ય કીધો વાસ. ૯
શક્તિ કરૂ તુઝ કેટલી, મૂઝ મુખ્ય રસના એક,
કોડય જિહ્વાઇ ગુણ સ્તવું, પાર ન પામું રેખ. ૧૦
તોહઈ તુજ ગુણ વર્ણુવુ, મૂઝ મતી સારૂ માંય,
નર મુખ વેણી શીર ભગઇ, ક્વી તાહારા ગુણ ગાય. ૧૧

* * * *

અંતે—

બારવરત શ્રાવકતણાં, મિં ગાયાં મતિસાર,
ક્વી કો દોષ મ દેષજ્યુ, હું છુ મુઢ ગુમાર. ૩૨
આગઇના ક્વી આગલિં હું નર સહી અગ્યનાન,
સાયર આગલિ બ્યંદુઉં, સ્યુ કરસઇ અભીમાંન. ૩૩
માતતાત જિમ આગલિં, બોલઈ બાલિક કોય.
તેહમાં સાચુ સ્યુ હસઈ, પણિ સાંભેલુ સોય. ૩૪
ભણતાં ગુણતાં વાચતાં, કવી જોયુ વલી દોષ,
નીરમલ ચ્યંતિં ચરચજ્યો, દોષ મ દેજ્યુ ફોક. ૩૫

ઢાલ–૭૮–ચોપાઇ.

ફોકટ દોષ મ દેજ્યુ કોય, નરનારી તે સુણયુ સોય.
કુડ કલંક તણું ફલ જોય, વસુમતી તે વેશા હોય. ૩૬
શાહાસ્રઇં પૂર્ષ કહ્યા છઈ હોય, ઋષભ કહઈ તે સુણજ્યુ સોય,
એક હંસ બીજો જલજલુ, જિમ મશરૂં જોડિં કાંબલો. ૩૭

હંસ સરીષા જે નર હોય, તેહના પગ પૂજે સહુ કોય,
ધ્યન જનુનીઈ તે જગી જણ્યુ, કવીજન લોકે લેષઇ ગણ્યુ. ૩૮
હંસ દૂધ જલ માંહાથી પીઇ, નીર બ્યંદુઓ મુષ્ય નવી દીઇ,
તિમ સુપરષ ગુણ કાઢી વહઇ, પર અવગુણ તે મુષ્ય નવિ કહઇ. ૩૯
જલ સરીષા જે નર હોય, તેહનું નાંમ મ લેસ્યુ કોય,
સકલ લોકમ્હાં તે અવગણ્યુ ઋષભ કહઈ નર તે કાં યણ્યુ. ૪૦
જલુ તણી છઇ પરગતી અસી. વંડું રગત પીઈ ઉહૈલસી,
સપર લોહી મુષ્ય નવી દીઇ, તિમ માઠો નર ગુણ નવી લીઇ. ૪૧
જલુ સરીષા જગમ્હા જેહ, અતી અધમાધમ કહીઇ તેહ,
પર અવગુણ મુષ્ય બોલઇ સદા, ગુણ નવી ભાષઈ તે મુષ્ય કદા. ૪૨

દૂહા—

ગુણ ચ્યરચા ગુણવંતના, જે નવિ બોલઈ રંગિ,
પરભવિ દૂષીઆ તે થસઇ, સરજઇ દૂબલ અંગ્ય. ૪૩
ગુણ ગાઈ ગુણવંતના, તે સુષીઆ સંસારય,
પરભવિ સૂર સૂષ ભોગવઈ, જિહા બહુ અપછર નારય. ૪૪
જો હીત વંછઇ આતમા, તો પરનંધા ટાલિ.
મુષ્યથી મીઠું બોલીઇ, ભટક ન દીજઇ ગાલિ. ૪૫
સુગુરૂ વચન સંભારયુ, કરજ્યુ પર ઊપગાર,
જઇન ધર્મ આરાધજ્યુ, વ્રત વહઇજ્યુ સિરિ બાર. ૪૬

ઢાલ ૭૯ દેશી—મેગલ માતો રે વનમાંહિ વસઇ. રાગ મેવાડો.

બાર વરતરે જે નર સિર વહઇ, તે ઘરિ જઈ જઇરે કાર,
મનહમનોર્થ તે વલી તસ ફલઇ, મહિર મંગલ ચ્યાર. ૪૭
બાર વરતનિરે નર સિર વહઇ, આંચલી
ભણતાં ગુણતાંરે સંપઇ સુખ મલઈ, પોહોચઇ મનતણી આસ,
હિંવર હાથીરે પાયક પાલખી, લહીઇ ઊચ આવાસ. બાર. ૪૮
સુંદર ઘર્ણીરે દીસઈ સોભતા, બહઇની બાંધવ જોડય,
બાલિક દીસઇરે રમતાં બારણુઈ, કુટુંબ તણી કઇ કોડય. બા. ૪૯

અવરી મહિહિમી રે દીસઈ દૂઝતાં, સુરતરૂ ફલીઉરે બારય,
સકલ પદારથ મુઝ ઘરિ મિં લહ્યા, થિર થઈ લછીરે નારય. બા. ૫૦
મનહ મનોર્થ માહારઇ જેહતો, તે ફલિઉ સહી આજ,
શ્રી જિનધર્મનિં પાસ પસાઉલઇ, મુઝ સીધાં સહી કાજ. બા. ૫૧

દૂહા.

કાજ સકલ સીધાં સહી, કરતાં વરત વિચાર,
શ્રી ગુરૂનામ પસાઉલઇ. મુઝ ફલીઉં સહઇકાર. ૫૨

ઢાલ ૮૦ દેશી—કદઇણી કર્ણી રાગ ધ્યન્યાસી.

મૂઝ આંગણિ સહઈકારજ ફલીઉ શ્રી ગુરૂનાંમ પસાઇજી,
જે રષિ મુનીવરમાં અતી મોટો, વીજઇસેન સુરિરાયજી. ૫૩
મુઝ અંગણિ સહિકારજ ફલીઉં, શ્રીગુરૂચર્ણ પસાઇજી. આંચલી.
જેણઇ અકબર નૃપ તણી શભામાં, જીત્યુ વાદ વીચારીજી,
શઇવિ શન્યાસી પંડીત પોઢા, સોય ગયા ત્યાહા હારીજી. ૫૪ મૂઝ.
જઈ જઇકાર હુઉ જિનશાશન, સુરી નાંમ સવાઇજી,
શાહી અકબર મુખ્ય એ થાપ્યુ, તો જગમાહિ વડાઇજી. ૫૫ મૂઝ
તાસ પટિ ઊગ્યુ એક દીનકર, સીલવંતમ્હાં સુરોજી,
વીજયદેવ સુરી નાંમ કહાવઈ, ગુણ છત્રેસે પુરોજી. ૫૬ મૂઝ.
તપાતણો જેણઈ ગછ અજુઆલુ, લુધવઈમ્હાં સોભાગીજી,
જસ સિરિ ગુરૂ એહેવા જઇવતો, પૂણ્યપસશ તસ જાગીજી. ૫૭ મૂઝ.
ઢાલ-૮૧ દેસી. હીચ્યરે હીચ્યરે દઇઇ હીડોલડો. રાગ ધ્યન્યાસી.
પૂણ્ય પ્રગટ ભયુ ર, તો મન્ય મુઝ મત્ય એહ આવી,
રાસ રંગિં કર્યું, સકલ ભવ હું તર્યું, પૂણ્યની કોઠડી મુઝહ
ફાવી-૫૮-પૂણ્ય પ્રગટ ભયુ. ૨ આંચલી.
સોલસંવછરિં જાણિ વર્ષ છાસઠિં, કાતીઅ વદિ દિપક દાડો,
રાસ તવ નીપનો આગમિં ઊપનો, સોય સુણતાં તુમ પૂણ્ય ગાઢો.
પૂણ્ય. ૫૯

દીપ જંબુઅ માહાષેત્ર ભરતિં ભલુ, દેસ ગુયરાતિમ્હા સોય ગાસ્યુ,
રાય વીસલવડો ચ્યતુર જે ચ્યાવડો, નગર વિસલ તિણઇ વેગી વાસ્યુ.
પૂણ્ય. ૬૦

સોય નગરિં વસઇ પ્રાગવંસિં વડો, મઇહર્ઇરાજનો સુત તે સીહ સરીષો,
તેહ ત્રંબાવતિ નગરવાશિં રહ્યું, નામ તસ સંઘવી સાંગણ પેષો.
પૂણ્ય. ૬૧

તેહનિં નંદનિં ઋષભદાસિ કહ્યુ, નગર ત્રંબાવતી માહિં ગાયુ,
પૂણ્ય પૂર્ણ ભયુ કાજ સપરો થયુ, સકલ પદાર્થસાર પાયુ.
પૂણ્ય. ૬૨

—અતી શ્રી વરતવીચાર રાસ સંપૂર્ણ. સંવત ૧૬૭૯ વર્ષે ચઇત્ર વદિ ૧૩ ગુરૂવારે લષીતં. સંઘવી ઋષભદાસ સાંગણ૦ ગાથા૦ ૮૬૨ (સ્વલિખિત).

[ વિ. ધ. ૫૪-૧૧,—ચોપડો નાનો પૃ. ૬૦-૧૧૯ ]

(૩૯૪) સુમિત્ર રાજર્ષિ રાસ. સં. ૧૬૬૮ પોશ શુદ ૨ ગુરૂવાર, ખંભાતમાં.

આદિ—　　　　દૂહા.

શ્રી જિનધરમ પ્રકાસીઓ, સ્વામી ઋષભ જિણંદ,
દાનશીલ તપ ભાવના, સુણતાં અતિ આણંદ. ૧
સકલ ધરમ મુખ્ય મંડીઈ, જગમાં ઉત્તમ દાન,
દેતાં નવનિધિ પામિઈ, પરભવ અમર વિમાન. ૨
એક દાન તસ પંચ ભેદ, સૂણયો સહૂ નરનારિ,
અભયદાન સુપાત્રથી, વસિઇ મુગતિ મઝાર. ૩
ઉચિત અનુકંપા કિર્તિથી, જિન કહૈં ભોગ લહંત,
રાજ રિદ્ધિ સુખ સંપદા, પામે સુખ અનંત. ૪
દાન સુપત્તે દેઅતાં, કિણિ પામ્યો સુખ વાસ,
રાજા સુમિત્ર સુખીઓ થયો, સુણયો તેહનો રાસ. ૫

સોય સુમિત્ર કહો કિહાં હુઓ, સિદ્ધ દેવ કિમ રાજ,
બ્રહ્મસુતા ચરણે નમી, ચરિત્ર પ્રકાસું આજ. ૬

* * * *

અંતે— ચોપઈ.

રિષભ કવિ ગુણ તાહરાં ગાય, હીયડેં હરખ ઘણેરો થાય,
સકલ કવિનિં લાગી પાય, મિં ગાયો મુનીવર રિપીરાય. ૧૬
ગાતાં ગુણતાં કવતાં કાંઇ, દૂષણ જે દીસિં મતિ માહઈ,
તે પંડિત ટાલેજ્યો તુમો, એણિં વાત સુખ લહસ્યું અમો. ૧૭
આગિં મોટા જે કવિરાય, તાસ ચરણ રજ કવિ રિષભાય,
મુરખ મુગટ શિરોમણી સહી, ગુરૂ સેવાઈ એ બુદ્ધિ લહી. ૧૮
તે ગુરૂ જગમાં મોટો ધીર, સીલેં જેહવો ગંગા નીર,
વિજયસેનસૂરિ તેહનું નામ, જેણિં વસિ કીધો વિરૂઓ કામ. ૧૯
જંબૂ પ્રભવો વયર કુમાર, સાલિભદ્ર ધનો અણગાર,
સૂરિ સૂધર્મા જસ ગુણકોડિ, વિજયસેનસૂરિ તેહની જોડી. ૨૦
તાસ પાટ ઉદયો એ ભાણ, વિજયદેવ (તિલક)સૂરિ ચતુર સુજાણ,
લઘૂવય મહા વયરાગી જેહ, સકલ મુનિ સિર મોટો તેહ. ૨૧
તેહ તણિં ચરણિં અનુસરી, રાજઋષિગુણમાલા કરી,
સંવત સોલ અડસઠયો જસિં, પોસ સુદિ દિન બીજહ તસિં. ૨૨
ગુરૂવારિ કીધો અભ્યાસ, ત્રંબાવતીમાં ગાયો રાસ,
પાગવંશ વડો જે ખાસ, સાંગણસુત (કવિ) રિષભદાસ. ૨૩

કલસ.

કવિ રિષભ ગાયો સુમિત્ર ધ્યાયો, સુખ સુભાયો શુભપરિં,
રિષિ તણા ગુણ અભિરામ ગાતાં, મંગલમાલા નિત ધરિં. ૨૪
તપગચ્છ ગાજી ગુણ વિરાજી, અતિહિં દિવાસિં જગગુરૂ,
શ્રી વિજયસેન સૂરિંદ સેવો, સકલ સંઘ મંગલકર. ૪૨૫

—ઇતિશ્રી સુમિત્રરાજરિષી રાસ સંપૂર્ણ. સકલ પંડિત શિરોમણી પંડિત શ્રી ૧૦૮ શ્રી ૫ શ્રી રતનવિજયજી ગ. તત્ શિષ્ય—

પં. જ્યોતિવિજયગણી લિખિતં સ્વવાચનકૃતે મંગલં ભૂયાત્. લેખક પાઠકયો શુભંભવતુ. ચિરં નંદતુ ઇયં પુસ્તિકા, શ્રી નવસારીનગરેઃકલ્યાણમ્.)

(ડેકન કૉલેજ લાયબ્રેરી નં. ૯૦૦) ૧૮૯૨-૧૮૯૫.

—ઇતિશ્રી દાનોપરિ સુમિત્ર રાજઋષિ રાસ સંપૂર્ણ. સંવત ૧૭૭૦ વર્ષે આસો સુદ ૭ ભૌમે, પંડિતશ્રી ૫. શ્રી વિમલવિજયગણિ તત્શિષ્ય મુનિ વિનીતવિજયેન લિખિતં જાંબાલ નગરે. ૧૫-૧૫ ધો.

**(૩૯૫) સ્થૂલિભદ્ર રાસ.** સં. ૧૬૬૮ દિવાળી, શુક્ર. ખંભાતમાં.

**અંતે—**

ઢાલ-(રામ ભણઇ હરી ઉઠીઈ) રાગ રામગ્યરી.

થુલિભદ્ર ગુણ ગાઇઇ, શ્રી ગુરૂ ચર્ણ પસાયેરે,
શ્રી વિજઇસેન સુરીસ્વરૂ, તે ગ્યરૂઉ ગરૂરાયરે.
સુર જેહના ગુણ ગાયરે, નાંમિ નવનીધ્ય થાયરે,
સમરિં પાત્યગ જાયેરે, હું વંદૂ તસ પાયરે.
ગુરૂ ગ્યરૂઉ ગુરૂરાજીઓ. ૧૭

સાલિ થુલિભદ્ર જોડલી, વઇરિંગઇ વઇહરઈ કુમારરે,
ત્ય મધિ ગઉતમ અવતર્યો, જસ ગુણ અંત ન પારરે.
સંયમ ષંડાની ધારરે, કરતો ઉગ્ર વિહારરે,
લ્યઇ મુની સ્યુધ તે આહારરે. ગુરૂ. ૧૮

ઉપશમરસમાહિં ઝીલતાં, ટાલઇ કુમત અંધાર,
મધુર વચન દીઈ દેસના, વાણી સુધારસ સારરે.
આગમ અર્થ ભંડારરે, પંચ મહાવ્રત ધારરે,
ટાલઈ કામવિકારરે, શાસન રાષણહાર. ગુરૂ. ૧૯

તેહનિં પાટિં પ્રગટીઓ, શ્રી વીજઇદેવ સુરચંદરે,
કુમત તિમરનિ રે ટાલવા, ઉદયો પુન્યમચંદરે,
મોહનવલીનો કંદરે, પેષઈ પરમ આનંદરે,
સેવઇ સકલ સુરચંદરે. ગુરૂ. ૨૦

તપ ગચ્છઇ નાયક ગુણ્યનીલો, સાગર સરીષો ગંભીરરે,
વઇરાગી લ્યઘુવઇપિણઇ, કાંમવિડારણ વીરરે.
સીલિ ગંગાનું નીરરે, સોવન વાન શરીરરે,
ફરી આવ્યો ગુરૂ હીરરે, જાણે ગઉતમ વીરરે. ગુરૂ. ૨૧

દૂહા.

વીર તણે ચર્ણે નમી, ગાયા ગુણ અભીરાંમ,
કુણ વર્ષે માસિં એ કવ્યા, થુલિભદ્ર ગુણગ્રામ. ૨૨

ઢાલ કહઇણી કરણી તુઝ વ્યણ સાચો—રાગ ધન્યાસી.

સંવત સોલઅડસઠયા વરસે, કાતી વધ તાહાં સારરે,
દીપક દિન દીવાલી કેરો, સ્યુકર મલ્યો ત્યાહા વારરે. ૨૩
રાસ રચ્યો મિં રંગિ રીઝી, સકલ કવી સિરિ નામીરે,
થુલિભદ્ર મુનીના ગુણ ગાતા, વિવધ્યસ્ત મિં પામીરે.
રાસ રચ્યો મિં રંગિ રીઝી.
સકલ કવી સિરિનામીરે—આંચલી. રાસ રચ્યો. ૨૪
જંબુદ્વીપ અનોપમ કહીઇ, ભરતષેત્ર ત્યાહા જાંણુરે,
દેસ ગુજર ત્યમાહિ અતિ સારૂં, નગર વીસલ વષાંણુરે. રાસ. ૨૫
સોય નગરમાંહિ વીવહારી, નામ ભલુ મહિરાજરે,
પ્રાગવંશ વડો તે વીસો, કરતા ઉત્યમ કાજરે. રાસ. ૨૬
તેહના સુત છિ સીહ સરીષા, સાંગણ સંઘવી નામરે,
પૂનતણી કયરણી તે કરતા, ધરતા જીનવર ધ્યાનરે. રાસ. ૨૭
અનુકરમિ સંઘવી જે સાંગણ, ત્રંબાવતીમ્હા વાસરે,
તેહનો સુત એ રાસ નીપાઈ, કવીતા ઋષભદાસરે. રાસ. ૨૮
રાસ નીપાતા બહુ સુષ પામ્યો, સુરતરૂ અંગણ્ય ફલીઉ,
થુલિભદ્ર મુનીના ગુણ ગાંતિં, ધર્મ વૃષભ મુઝ મ્યલીઉરે. રાસ. ૨૯
નવનીધ્ય ચઉદ રયણ મણિં મોતી, સકલ પદારથ પામ્યોરે,
ઋષભ કહઇ નીત્ય ઉગમવાકા, થુલીભદ્ર શરનામોરે. રાસ. ૩૦

ગુ. વિ.

**(૩૯૫ક) નેમિનાથ નવરસો** સં. ૧૬૬૭ પો. શુ. ૨ ખંભાતમાં.

આદિ— રાગ ધન્યાશ્રી.

સરસતિ સામિની પાય નમીજી, ગાસ્યું **નેમ** જિણંદ,
સમુદ્રવિજય કુલ ઊપનોજી, પ્રગટયો પુનિમચંદ,
—સુણો નર નેમ સમો નહિ કોય. ૧

× × × ×

અંતે—

એહવા જિનવર વંદો સદા, જેહથી લહઇ નર ન આપદા,
રાજુલ તારી જિણુ જિણરાજ, આપ તર્યા સાર્યા સવી કાજ. ૭૦
સંવત **સોલસડસઠામાંહિ** પોસ માસ સુદ બીજ ઉચ્છાહ,
ખંભનયર ગુરૂરાજ પસાઉ, જિન સંથવિઉ મન ઉલ્લાસ. ૭૧

કલસ.

ઇય **નેમ**જિનવર પુણ્યદિનકર, સકલગુણમણિસાગરો
જસ નામ જપીયઈ કરમ ખપિયેં છુટે ભવસાગરો,
તપગછ મુનિવર સયલ સુખકર શ્રી **વિજયસેન** સુરીસરો
તસ તણો શ્રાવક **ઋ**ષભ બોલે, શુણ્યો નેમિ જિનેશ્વરો. ૭૨

—લિ. શ્રી હર્ષરત્નજી શ્રી બુર્હાણપુર મધ્યે ૫-૧૨ પ્ર. કા. નં. ૨૫૩.

**(૩૯૬) કુમારપાલ રાસ.** સં. ૧૬૭૦ ભા૦ સુ. ૨ ગુરૂ ત્રંબાવતી (ખંભાત)માં.

આદિ—

સકલ સિદ્ધ ચરણે નમું, નમું તે શ્રી ભગવંત,
નમું તે ગણધર કેવલી, નમું તે મુનિવર સંત. ૧
નમું તે શ્રી જિન બિંબને, નમું તે સૂત્રસિદ્ધાંત,
નમું તે ચતુરવિધ સંઘને, નમું તે નર મહંત. ૨
નમું તે કિરિયાપાત્રનેં, નમું તે તપીઆ પાય,
નમું તે નર શિલવંતને, જ્યમ સુખ શાતા થાય. ૩

નમું તે ગુરૂ ગછનો ધણી, નિર્મલ જસ આચાર,
મધુર વચન દિયે દેશના, વાણી સુધારસ સાર. ૪

વાણીએ જન રીઝવે, મહીમા સરસતી દેવ,
તેણે તુજને નમું, શારદા સારો સેવ. ૫

સમરૂં સરસતી ભગવતી, સમરાં કરે જે સાર,
હું મુરખ મતિ કેલવું, તે તાહારે આધાર. ૬

* * * *

અંત—

આગિં જે મોટા કવિરાય, તાસ ચરણ રજ ઋષભાય,
લાવણ્ય, લીંબો, ખીમો, ખરો, સકલ કવિની કીરતિં કરો.
હંસરાજ, વાછો દેપાલ, માલ હેમની બુદ્ધિ વિશાલ,
સુસાધુહંસ, સમરો, સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ.
એ કવિ મોટા બુદ્ધિવિશાલ, તે આગલિં હું મુરખ બાલ;
સાયર આગલિ સરોવર નીર, કશી તોડી આછણ નિં નીર. ૫૫

* * * *

પૂર્વઈ જે મહા પંડિત હવો, સૂરિ સોમ પંડિત અભિનવો,
પંચાસમિં પાટિ તે કહ્યો, તપાગચ્છ સિરિ કીટો થયો. ૫૮

કુમારપાલ પ્રબંધજ કર્યો, સુણતાં નરનારી ચિત વર્યો,
શાસ્ત્રઈ સંખ્યા અડત્રીસ, ગ્રંથ કર્યો ગુરૂ નાંમી સીસ,
સંવત ચઉદ બાણુંઉ ભલો, કુમારપાલ ગાયો ગુણનીલો. ૬૦

કાવ્યશ્લોક ગધ જૂનાં જેહ, કેતાએકમાંહિ આણ્યા નેહ;
કેતાએક ભાવ ગુરૂ મુખથી લહ્યા, તે મિં જોડિં વીવરી કહ્યા. ૬૧

સોય ગ્રંથ હવડાં વંચાય, મનમ્હાં મત રાખો શંકાય,
તે પ્રબંધમાંહિં છેં જસ્યું, ઋષભ કહેં મેં આણ્યું તસ્યું. ૬૨

* * * *

અંતે—

હીચ્યરે હીચ્યરે હોઈહી ડોલડા-એ દેશી.

પુણ્ય પ્રગટ ભયો, પુણ્ય પ્રગટ ભયો, તો મુઝ મનિ મતિ એહ આવી,
રાસ રંગઇ કર્યો, સંસારસાગર તર્યો, પુણ્યની કોટડી મુઝ ફાવી—૫
સોલ સંવત્સરિ જાણુ વર્ષ સીત્યરી,
ભાદ્રવા સુદિ સુભ બિજ સારી,
વાર ગુરૂ ગુણ ભર્યો, રાશિ ઋષભઇં કર્યો,
શ્રી ગુરૂ સાથઇં બહુ બુદ્ધિ વિચારી. ૬ પુ.
દીપ જંબૂઅ મહિખેત્ર ભરતિં ભલો, દેશ ગુજરાતિમાં સોય ગાસ્યું,
રાય વીસલવડો ચતુર જે ચાવડો, નગર વીસલ તિણઈ વેગ વાસ્યું.
૭ પુ.
સોય નગરિ વસઇ, પ્રાગવંશિ વડો,
મહરાજનો સુત તે સીહ સરિખો,
તેહ ત્રંબાવતી નગરઈં વાસો વસઈ,
નામ તસ સંઘવી સાંગણ પેખો. ૮ પુ.
તેહનઈં નંદનઈં ઋષભદાસે કહ્યો,
નગર ત્રંબાવતી માહિ ગાયો,
કુમર નરેસરૂ, રાજઋષિ બિરદધરૂ,
નામથી નવઇં નિધાન પાયો. ૯ પુ.

—ઇતિ શ્રી કુમારપાલ ઋષિરાસ સંપૂર્ણ સર્વ ગાથા ૪૬૯૯ ગ્રથાગ્રંથ શ્લોક ૫૮૦૦ સં. ૧૮૪૫ વર્ષે મહા વદિ ૨ દિને બુધવાસરે પૃ. ૧૫૪ પં. ૧૫ આ. ક.

—પંડિત શિરોમણિ પંડિતશ્રી ૫ શ્રી સુરકુશલ ગણિ શિ૦ ચરણ-પંકજ મધુવ્રતાયમાનેન ગણિ વિબુધકુશલેન લિપીકૃતં. સં. ૧૭૦૪ વર્ષે ફાગુણ વદિ ૩ ગુરૌ. શ્રી કચ્છદેશે ધમડકા નગરે—મહારાય શ્રી ખિંગારજી વિજય રાજ્યે. ૧૫૮-૧૫ માં.

(૭૯૭) જીવવિચાર રાસ. સ. ૧૬૭૬ આશો શુદ ૧૫ ખંભાતમાં.
આદિ— દૂહા.

સરસ વચન દ્યો શારદા, તું કવીઅણની માય,
તું આવી મુઝ મુખ્ય રમેય, મન ચિંત્યું થાય. ૧
વાણી વાહન કવણ આહાર, તાસ પિતા કુંણ હોય,
તાસ સુતા સ્વામી ભલો, તેહનો શાલક જોય. ૨
તેહનું વાહન કવણ છે, તે વાહન જગી જેહ,
તે લંછણ નર જેહને, હું સમરૂ નિત્ય તેહ. ૩
સમરિં સુખ બહુ ઉપજે, પ્રણમેં પરમાણંદ,
કનકવર્ણ જસ દેહમાં, પુજું ઋષભ જિણંદ. ૪
પ્રથમ જિનેશ્વર એ સહી, મહીઅલિ પહિલો રાઠ,
પ્રગટ કરી જેણઈ વલી, મુગતિ નયરીની વાટ. ૫
પઢમ મુનીશ્વર એહવો, પ્રથમે કેવલજ્ઞાન,
ઋષભ કહે રંગે ધરૂં, ઋષભદેવનું ધ્યાન. ૬
જિણેં ધ્યાને મતિ નિર્મલી, સફલ હુઇ અવતાર,
આદિનાથ ચરણે નમી, કહિસ્યું જીવવિચાર. ૭

* * * *

અંતે—

રાગ ધન્યાસી.

વીરવચન હઇઆમાંહીં ધરતાં, મુઝ મનિ અતિ આનંદોજી,
જીવવિચાર કહ્યો મિં વિવરી, ફલીઉ સુરતરૂ કંદજી. વીર. ૪૮૪
ભણતાં ગુણતાં સુણતાં, સપદિ ઉછવ અંગણે આજજી,
જીવવિચાર સુણી જીવ રાખઇ, તેહનિં શિવપુર રાજજી. વીર. ૪૮૫
સકલ ધર્મમાંહિ મુખ્ય મઉ, જીવ દયા તે સારીજી,
જેણે પરપ્રાણી નિજ સંતોષ્યા, સોય તર્યા નરનારીજી. ૮૬
જીવદયા પાલતાં જાણો, નિર્મલ ઇંદ્રિય પંચજી,
દીર્ઘ આય તસ રોગ ન આવે, રૂપ ભલું સુખ સંચ. ૮૭

છેદન ભેદન તે નવી પામે તે કહીઈ નહી દુષીઓ,
જાતે પંચેંદ્રિય સુષ વિલસે, તે નર સઘલે સુખીઓ. ૮૮
હૂં સુખીઓ સૂષ પામ્યો, હૂં સમઝ્યો જીવવિચારજી,
પહેનો પાંચમા ગુરૂ આધારજી. ૮૯
શ્રી વિજયાનંદ સૂરીશ્વર સમર્યો, તપગછ ઠાકુર વારૂજી,
હીરપટોધર હાથે દીક્ષા, ભવિક લોકનો તારૂજી. ૯૦
જનમતણો જે છે ભૂમિચારી, પરણ્યો સંયમ નારીજી,
ક્રોધ માંન માયા નહિ મનમાં, આગમ અર્થ વિચારીજી. ૯૧
તૂઝ ચરણે શિરિ નાંમે કવિતા, તત્ત્વભેદ લહે સારજી,
ગુરૂ આધારે જ્ઞાન લહીને કીધો જીવવિચારજી. ૯૨
સંવત સોલછયોત્યેર્યા વરષે, આસો પૂનિંમી સારજી,
ષંભ નયરમાહિં નીપાઉ, રચીઓ જીવવિચાર. ૯૩
સંઘવી શ્રી મહિરાજ વષાંણૂં, પ્રાગવંશ વડવીસોજી,
સમકીત સીલ સદાશ કહીઇં, પૂણ્ય કરે નિસદીસોજી. ૯૪
પડીકમણું પૂજા પરભાવન પોષધ પરઉપગારીજી,
વીવહાર શુદ્ધ ચૂંકે નહી ચતુરા શાસ્રસુ અર્થ વિચારીજી. ૯૫
મહેરાજનો સૂત સંઘવી સાંગણુ, વીસલ નગરનો વાસીજી,
જૈન ધર્મમાંહિં તે ધોરી, ન કરે વિકથા હાસીજી. ૯૬
વ્રત બાર ભણાવે હઇનરે, જીન પૂજે ત્રણિ કાલજી,
પરરમણી પરધનથી અલગા ન દીએ પરને આલજી. ૯૭
તપજપ કીરિયા કહીને, ન ચૂકે મૃષા ન બોલે પાંહિજી,
કર્મયોગેં આવ્યાઉ તે ઉહોરા, નગર ત્રંબાવતી માંહેજી. ૯૮
ઋષભદાસ સંઘવી સુત તેહનો, જૈન ધર્મનો રાગીજી,
જાંણુ હુઓ મુનિવર મહિમાયે, કરે કવિત બુદ્ધિ જાગીજી. ૯૯
સકલ મુનીશ્વરને શરિનાંમી, પ્રણમી કવિતા પાયજી,
અરિહંતદેવ ભણે આરાધી, સમરી બ્રહ્મ સુતાયજી. ૫૦૦

જીવવિચાર મેં કર્યો, વિવેકે પહોતી મનની આસજી,
ભણતાં ગુણતાં ગાજૂં, હઈડિં અતિઉહોલાસજી. વીર. ૫૦૧
ઋષભદાસ કહે જે નર સુણસે, તે ઘરિ રિદ્ધિ ભરાસેજી,
સુખસાતા સુધ ગુરૂની સેવા, દિન દિન ઉછવ થાશેજી. વીર. ૫૦૨
—ગ્રંથાગ્ર ૭૧૪-લીં.

(૩૯૮) **નવતત્ત્વરાસ** સં. ૧૬૭૬ દીવાળી. રવિવાર. ખંભાતમાં.

**આદિ—** દૂહા.

આદિ ધર્મ જિણઇ ઉધર્યો, નાભિરાય સુત જેહ,
મરૂદેવી પૂતજ ભલો, સહી સંભારૂં તેહ. ૧
ઋષભજ નામ જગ રૂઅડું, કનક વર્ણન જસ કાય,
પૂર્વ લાખ ચઉરાસીઆં, આદીશ્વરનું આય. ૨
દેહિ લક્ષણ જસ દીપતાં એક સહસ નઈ આઠ,
ત્રતી આરઈ દેખાડતો, મુગતિ નયરની વાટ. ૩
અષ્ટાપદ ગિરિ ઉપરિ, સહસ દસ પરિવાર,
ઋષભદેવ મુગતિં ગયા, ધનિ તેહનો અવતાર. ૪
સહસ ચુરાસી મુનિવરૂ, ચોરાસી ગણધાર,
ત્રિણ્ય લાખ અજીઆ નમું, ઋષભતણો પરિવાર.

× × × ×

**અંતે—** ઢાલ ચૈત્રી પુનિમ દિન.

એ રાસ રચતા સુખશાતા હુઈ અંગિ.
મન વાંછયો પામ્યો ફલ્યાં મનોરથ રંગિં,
તે નર પૂન્યવંતા હોઇ મનોરથ પૂરા, મન વાંછ્યૂં થાઇ જાણે પુણ્ય અંકુરા.૮૮
જિનમંદિર મોટું કરીનઈ કલશ ચઢાવઇ, સંઘતિલક ધરાવી કરી યાત્ર ઘરિ આવઈ
દાન વેલા જ્યારિં તેણી વેલા મલિ પાત્ર, તે નર પુણ્યવંતા નિરમલ
તેહનાં ગાત્ર. ૮૯
કરી શાસ્ત્ર પીઠિકા ઉપરિ કલસ ચઢાવ્યો, ઇહિભવિ પરભવિ તે ભવહ
ભવાંતર ફાવ્યો.

પુન્ય પસરઇ જાઝૂં જિમ જલમાંહિ તેલ, રૂધિરમણી સુર સુખ સુભ
બંધવની વેલિ. ૯૦
ઇંદ્રી તસ નિર્મલ અતિ પોઢું તસ આય, ફલઈ સુરતરૂ અંગણિ
કામધેનુ ઘરિ ગાય,
મંડપ ધરિ તોરણ હાથા કુંકમ કેરા, એ રાસ રચંતાં ફલ્યાં મનોરથ મેરા.૯૧
નવતત્ત્વ રચ્યા મિ કવિજન ચરણ પસાયઇં, કાંઇ દૂષણ દેખો ટાલેજ્યો
તુમ ત્યાંહિ;
હું બાલિક વાછો તુમ હસ્તી કવિરાય, તુઝ તુઝ ગલિ ઘંટા તેણઈ કાંઇ
તોડિ ન થાય. ૯૨
હંસ ગરૂડ પંખી આભ મર પંખિયા જોય, નામઇં સહુ સરીખા
અંતર સબલો હોઇ,
આગઈ જે કવિતા હું પણિ કવિતા નામ, ઇહાં અંતર જોજ્યે જિસ્યો
નેસડો ગામ. ૯૩
વલિ સરિખો જોજે પીત હાટિકનો રંગ, પણિ અંતર બહુ છઈ જિમ
સેઢી નઈ ગંગ,
વલિ એણઇ દૃષ્ટાંતઈ હું મુરિખ તુમ આગઈ, કાંઇક બુદ્ધિ પામ્યો ચરણ
તુમારઈ લાગિં. ૯૪

ઢાલ હીંચરે હીંચરે એ દેસી.

સકલ કવિ મનિ ધરૂં ભગતિ ગુરૂની કરૂં જેહથી જ્ઞાનના બિંદુ પામું,
વર તપા ગછ પાટિં ગુરૂ હીરનઈ શ્રી વિજયસેનસૂરિ શીશ નામું. ૯૫ સ૦
જેહનઈ પાટ દીધા પછી વાધીઉ, ગછ ગંગજલ પ્રવાહ પ્રરિં
શિષ્ય બહુ શિષ્યણી, શ્રાવક શ્રાવિકા, લીલલક્ષ્મી બહુ તેહ ઘરઇં. ૯૬ સ૦
ભુવન મોટાં થયાં બિંબ ઝાઝાં ક્યાં જ્ઞાન વૈરાગ્ય કીરિયા જ વાધી,
સોઈ ગુરૂ શિરિ ધર્યો રાસ ઋષભઈ કર્યો, રત્નની ખાંણિ મુઝ આજ
લીધી. ૯૭ સકલ૦
તેહનઇ પાટિ શ્રી વિજયતિલકસૂરિ શીલ નઇ જ્ઞાન બે પક્ષ પૂરો,
અસત્ય બોલઇ નહિ અઇગિ ખોલઇ નહિ ઇંદ્રીઅ પંચ દમવાજ સૂરો. ૯૮ સ૦

તેહનઈ પાટિ એક પુરૂષ પણિ પ્રગટીઉ, નહીંજ નંધા તસ ખિમા પૂરી
મધૂર વાણી ભલી ગાજતી ગોહરી, નામ શ્રી વિજયાનંદસૂરી. ૯૯ સ૦
શ્રાવક તેહનો પ્રાગવંસિં વડો નામ મહિરાજ સંઘવીજ કહીઈં,
દાન નઈ શીલ તપ ભાવના ભાવતાં, સમકિત શીલવ્રતધાર લહીઇ. ૧૦૦
તેહનો પુત્ર ભલ સંઘવી સાંગણ, દ્વાદસવ્રત સમકિત સાથિં
પોષધ પુન્ય ઉપવાસ બહુ આદરઈ, અરિહંત પૂજઈ નિત આપ હાથઈ. ૧ સ૦
તેહનઈ નંદનઈ ઋષભદાસઈ કર્યો સંવત સોલછોહોત્તર જ્યારિ,
માસ કાર્તિક ભલો દિવસ દીપકતણો, વાર આદિત્ય ભાખુંજ ત્યારિં. ૨
રાસ નવતત્ત્વનો એહ સુહામણો નગર ત્રંબાવતી માંહિ કીધો,
સાસ્ત્ર બહુ સાંભલી અરથ લીધા વલી, વચન જિણ્ણંદતણો ફલહી લીધો. ૩
જોડતાં સુખ બહુ સુણત શાતા સહૂ, વાંચતાં વંછિત વસ્તુ લહીઈં,
રાસ ઋષભિં કીઉ ઋષભજિન નામથી, ખેમ કલ્યાણ ચિરંજીવ કહીઈં. ૪
—સકલ કવિ મનિ ધરૂં ભગતિ ગુરૂની કરૂં.

—સંવત ૧૭૬૬ વર્ષે ચૈત્ર વિદિ ૧૫ રવૌ. ૩૮–૧૪ પ્ર. કા. નં. ૮૨૩;-૩૩–૧૫ ઝીંઝુવાડા ભંડારમાં.

**(૩૯૮) અજાપુત્ર રાસ.** સં. ૧૬૭૭—અમ૦

**(૩૯૯)+ ભરત બાહુબલી રાસ.** સં. ૧૬૭૮ પોશ શુ. ૧૦ ગુરૂ.

**આદિ—** દૂહા.

સાર વચન ઘો સરસ્વતી, તું છે બ્રહ્મસુતાય,
તું મુજ મુખ આવી રમે, જિમ મતિ નિર્મળ થાય. ૧

તું ભગવતી તું ભારતી, તાહરાં નામ અનેક
હંસગામિની શારદા, તુજમાં ઘણો વિવેક. ૨

બ્રહ્માણી બ્રહ્મચારિણી, દેવકુમારી નામ,
ષટ્ દર્શનમાં તું સહી, સહુ બોલે ગુણગ્રામ. ૩

વિદુષોની માતા સહી, વાગેશ્વરી તું હોય,
તું ત્રિપુરા બ્રહ્મવાદિની, નામ જપે સહુ કોય. ૪

હંસવાહિની તું સહી, વાણી ભાષા નામ,
તું આવી મુજ મુખ વસે, જિમ હોય વાંછિત કામ. ૫

ઢાલ ૧.

કરજો માતા વાંછ્યું કામ, પ્રથમ જપું હું તાહરૂં નામ,
તું મુજ માતા રાખે મામ, બોલું ભરતતણા ગુણગ્રામ.

* * * *

અંતે—

ઢાલ ૮૪ મી. દેશી—દીઠો દીઠો વાંમાકો—રાગ ધન્યાસી.

કીધો કીધોરે મેં રાસ અનૂપમ કીધો,
મહીરાજનો સુત સંઘવી સાંગણ, પ્રાગ્વંશીય પ્રસિધ્ધોરે. કી. ૧
દાન શીલ તપ ભાવના ભાવે, શ્રી જિનના ગુણ ગાવે,
સાધુ પુરૂષને શીષ નમાવે, જિનવચને ચિત્ત લાવેરે. કી. ૨
દ્વાદશ વ્રતતણાં તે ધારી, જિન પૂજે ત્રણ કાળ,
પોષધ પડિક્રમણાં પુન્ય કરતા, જીવદયા પ્રતિપાળરે. કી. ૩
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભજદાસ,
જનની સરૂપાદેને શિર નામી, જોડયો ભરતનો રાસરે. કી. ૪
સંવત સોળ અઠયોતરો આખું, પ્રગટયો પોસજ માસ,
દશમિ તણો દાહડો અતિ ઉજ્વળ, પહોતી મનતણી આશરે. કી. ૫
ગુરૂવારે મેં રાસ નિપાયો, અશ્વિની તિહાં નક્ષત્ર,
સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્રરે. કી. ૬

\+ પ્ર૦ આનંદકાવ્ય મહોદધિ ભા. ૩.

**(૪૦૧) સમકીતસાર રાસ.** સં. ૧૬૭૮ જેઠ શુદ ૨ ગુરૂ ત્રંબાવતી (ખંભાત)માં.

અંતે—

ઢાલ—દેસી. કહણી કર્ણી તુંજ વણ દૂજો.

આશા પોહોતી મુઝ મન કેરી, રચીઉં સમકીત સારજી,
અક્ષર પદ ગાથા જે જાણું, તે કવીનો આધારજી.
—આશા પોહોતી મુઝ મન કેરી. ૫૮

આગિ જે કવી હૂંઆ વડેરા, હું તસ પગલે દાસજી,
તેહના નામ તણા મહીમાથી, કવીઓ સમકીત રાસજી. આશા. ૫૯
રાસ રચંતા દૂષણ દીસઈ, તે મતિ માહારી થોડીજી,
પૂરા ભેદ નવિ સમજૂં સુધા, પદ નવી જાણૂં જોડીજી. આશા. ૬૦
તુંપ આધારિ બુદ્ધિવિન બોલુ, સૌમ્યદૃષ્ટિ તૂંમ કરયોજી,
વિબુધ પણઈ સોજી સૂધ કરજ્યો, દૂષણ તુમ કાં ધરજ્યોજી,
આશા. ૬૧
મિં માહારી મતિ સારૂ કીધો, સેવી પંડીત પાઇજી,
ગુરૂ મહિમાથી ફલો મનોરથ, ચ્યંતું કારય થાઇજી. આશા. ૬૨
ગુરૂથી સુખીઓ ગુરૂથી શુભ ગતિ, ગુરૂથી નીજ ગુણ વાધઇજી,
ગુરૂથી ગ્યાની ગુરૂથી દાની, આગમ અર્થ બહું લાધઇ જી. આશા. ૬૩
ગુરૂથી કયરીઆ, નર નિસ્તરીઆ, અંતરિ ઊપશમ ભરીઆજી,
ગુરૂથી ગાજઇ કયાહાં નવી ભાજઇ, ગુરૂનામિં બહૂ તરીઆજી. આશા. ૬૪
તેણુઈ કારણિં નર ગુરૂનિં સેવો, નમિં વિજયાનંદોજી,
જ્ઞાનવંત નામ જપંતાં, ઓછવ બહુ આનંદોજી. આશા. ૬૫
બાલપણઇ જે સંયમધારી, જનમ તણા બ્રહ્મચારીજી,
આગમ દરીઓ ઉપશમ ભરીઓ, ન કરિ તાતિ પીઆરીજી. આશા. ૬૬
હીર પટોધર હાથિં દીખ્યા, દોષ રહીત લઈ ભીક્ષાજી,
મધુરૂં બોલઇ ઇખુંરસ તોલઇ, સુપરિં દઈ નર સીક્ષાજી. આશા. ૬૭
જેહ નીરોગી સુધો જોગી, વઇર વિરોધ સમાવઇજી,
વીજયાનંદ સુરીનિં સેવઈ, તે સુખશાતા પામઇજી. આશા. ૬૮
તપગછ ધોરી કીરતિગોરી, રૂપવંત આચારીજી,
ગુણ છત્રીસે જે નર પુરો, જેણઇ તાર્યા નરનારીજી. આશા. ૬૯
તે સહિ ગુરના ચર્ણ પખાલી, સેવી સરસતિ પાઇજી,
ચોવીસઇ જિન ગણધર નામિં, સમકીત સાર રચાઇજી. આશા. ૭૦
વારણ વાડવ રસ સસીસખ્યા, સંવછરની કહીઇજી,
શ્રીપતિ વૃધ સહોદર સમપખિ, માસ મનોહર લહીઇજી. આશા. ૭૧

પ્રથમ પક્ષ ચંદ્રોદઇ દુતીઆ, ગુરૂવારિં મંડાણજી,
ત્રંબાવતી માહિં નીપાઓ, વિબુધ કરઈ પરમાણજી. આશા. ૭૨
શ્રી સંઘવી મહઇરાજ વખાણું. વીસલનગરના લાસીજી,
વડા વીચારી સમકીત ધારી, મિથ્યા મતિ ગઈ ન્હાસીજી. આશા. ૭૩
તાસ પુત્ર છઈ નયન ભલેરા, સાંગણ સંઘ ગછધોરીજી,
સંઘપતિ તીલક ધરાવ્યાં તેણઈ, વાધી પૂજ્યની દોરીજી. આશા. ૭૪
બાર વરતના જે અધિકારી, દાનશીલ તપ ધારીજી,
ભાવિં ભગતિ કરઇ જિનકેરી, નવિ નરખઇ પરનારીજી. આશા. ૭૫
અનુંક્રમિં સંઘવી જે સાંગણ, ત્રંબાવતી માહ આવેજી,
પોષધ પૂણ્ય પડીકમણું કરતા, દ્વાદશ ભાવના ભાવઇજી. આશા. ૭૬
શ્રી સંઘવી સાંગણ સુત પેખો, ઋષભદાસ ગુણ ગાયજી,
પ્રાગવંશ વીસો વીસ્તાર્યો, રીડી માતું પસાઇજી. આશા. ૭૭
ચોવીસઇ જિનનામ પસાયિ, સારદાનો આધારજી,
રીષભદાસ કવી રચના કરતો, કવીઓ સમકીત સારજી. આશા. ૭૮
ભણઇ ગુણઇ વાંચઇ વંચાવઈ, તે ધરિ ઋદ્ધિ ભરાઇજી,
ઋષભ કહઈ એ રાસ સુણુંતાં, સમકીત નીર્મલ થાઇજી. આશા. ૭૯

—ઇતિ શ્રી સમકીતસાર રાસ સમાપ્તઃ ગામ ત્રંબાવતી મધ્યે લખીતં સંવત્ ૧૬૭૯ વર્ષે વૈશાખ શુદિ ૩ બુંધે. ડે. કૉ. લાય. નં. ૧૪૯૪-સને ૧૮૮૭-૯૧.

યાદશં પુસ્તકં દ્રષ્ટ્વા તાદશં લિખિતં મયા
યદિ શુદ્ધ મશુદ્ધં વા મમ દોષો ન દીયતે
ભગ્ના પૃષ્ઠી કટીગ્રીવા નેત્રસ્પ્યાયધોમુખં
કષ્ટેન લખિતં શાસ્ત્રં યત્નેન પરિપાલયેત્
જલાત્ રક્ષેત્ તૈલાત્ રક્ષેત્, રક્ષેત્ સ્થલબંધનાત્
પરહસ્તગતા રક્ષેત્ એવં વદતિ પુસ્તિકા. ૧૩

શ્વેતાંબરે લઘુશાખાયાં લેખક કાન્હજી લખીતં.

(૪૦૨) +બાર આરા સ્તવન. અથવા ગૌતમ પ્રશ્નોત્તર સ્ત૦
૧૬૭૮ ભાદ્રપદ શુ. ૨ ત્રંબાવતી ( ખંભાત )માં.

આદિ— દૂહા.

સરસતિ ભગવતિ ભારતી, બ્રહ્માણી કરિ સાર,
આરા બાર તણો વલી, કહિસૂં સોય વિચાર. ૧
વરધમાન જિનવર નમૂં, જસ અતિસય ચોતીસ,
સમોસરણિ બેઠા પ્રભુ, વાણી ગુણ પાંત્રીસ. ૨
ગોતમ પૃછિ વીરનિ, પરઉપગારાં કામિ
અનેક બોલ વિવરી કરી, ભાષિ ત્રિભોવન સ્વામિ. ૩

* * * *

અંતે—

પૂછયાં વચન કહ્યાં તે વીરિ, ચિત્તમાં ધરીયાં ગૌતમધીરિ,
ભણતાં ગુણતાં સુષ શરીરિ, ઋદ્ધિ ઘણી ઘર ભરીયા ચીરિ. ૭૪

કલશ.

ભલ સ્તવન કીધૂં નામ લીધૂં ગૌતમ પ્રસ્નોત્તર સહી,
સંવત સિદ્ધિ મુનિઅંગ ચંદિ ભાદવસુદિદ્વિતયા તહી ૭૫
તપગચ્છ તિલક સમાન સહગુરૂ શ્રી વિજયાણંદ સૂરીસરો,
સાંગણનો સુત ઋષભ બોલિ, કહિ ગછ મંગલ કરો. ૭૬

—સંવત ૧૬૯૦ વર્ષે પોસ સુદિ ૨ રવૌ લષિતં. વિ૦ ધ૦ ૪-૧૪
—પ્ર. ચૈત્ય. આદિ સંગ્રહ ભા. ૩ જો પૃ. ૧૧૭-૧૨૫.

આમાં દેશીઓ આ છે:-ઢાલર મનોહર હીરજીરે,-ઢાલ ૩ સુરસુંદરી કહિ શિરનામી, ૪-ભાવિ પટોધર વીરનો, ૫-કાન્હ વજાડિ વાંસલી-૬ સીહતણી પરિએ બોલો-૭ પાટકુસુમ જિન પૂજપરૂપઈ-૮ સાલિભદ્ર મોહ્યોરે શિવરમણી રસિરે-૯ રામ ભણઇ હરિ ઉઠીઇએ-૧૦ પ્રણમી તુમ સીમંધરૂજી-૧૧ મુગધ દેસકો રાજ રાજેસર-૧૨ ચંદ્રાયણની.

—સં. ૧૭૨૨ આશો શુ. ૧૫ ભોમે લિ. પા. ૬-૧૦ આ. ક. ૫-૧૨ આ. ક.

(४०३) पूजाविधि रास. १६८२ वैशाख सुद ५ गुरु. खंभातमां.

આદિ—                    દૂહા.

સરસ વચન દિઉં સરસ્વતી, સમર્યાં કરજે સાર,
તુ તુઠિ મુખિ આપજે, વાણિનો વિસ્તાર.        ૧
પદ પૂર્ણ અષ્યર સમા શબ્દ સાર ગુણ પરમ
આપે સુગણિ સાર દાન લહું પુરો ભરમ.        ૨
ભેદભાવ ભલ ઊપજઈ, તુસઈ જો તુ પરાય,
બ્રહ્મસુતા કમલિ વસઇ, તો મનિ ચ્યંત્યુ થાય.        ૩
વાગેસ્વરિ વાણિ વિના વચન હોઇ કિમતંત,
સૌમ્ય દૃષ્ટિ હોઇ સારદા, વચંન વાણિ દીપંત.        ૪
ષોભ ન પામઇ બોલતો, પૂછ્યાં ઉતર દેહ,
સકલ શભા રંજઈ ઘણુ, ચંત્યું કાજ કરેહ.        ૫

*        *        *        *

અંતે—

મિ મનસ્યુધિં રચીયો રાસ, ફલ્યો મનોરથ પોહોતી આસ,
ત્રંબાવતિમા જોજયો સહિ, સુણી પુરૂષ સહુ ગહમહઇ.        ૫૯
સંવત બાહુ સિદ્ધિ અંગચંદ, શબ્દ આણુતાં રંગ
વહઇસ્યાષ શુદિઇ જલ પંચમી, ગુરૂવારિ મતિ હુઈ સમી.        ૬૦
જોડયો મિં પૂજાવિધિ રાસ, બ્રહ્મસુતાઇ પૂરી આસ
ભાખઇ કવિતા ઋષભદાસ, સુણતા ઘરિ કમલાનો વાસ.        ૬૧

ઢાલ. કહરણી કહરણી તુઝવિણુ સાચો, રાગ ધન્યાસી.

ઘરિ કમલા કંતા નિ ભ્રાતા, માતતાત સુત સારોજી
હઇ ગઇ રથ ય્યવરિ ગુણવંતી, અતિ પોઢો પરિવારોજી.        ઘરિ. ૬૨
સાર વસી સઘલી ઘરિ લહિઇ, ગુરૂનામિં ગહગહીઇજી
શ્રી વિજયાણુંદ સુરી શિરોમણી, નામઇ નવનિધિ સહીઇજી. ઘરિ. ૬૩
તપગછ નાયક સ્યુભ સુષદાયક ઉપશમ રસનો દરિઓજી,
તેહતણા પદપંકજ પુજી, રાસ પૂજાવિધિ કરિઓજી.        ઘ૦ ૬૪

પ્રાગવંશમ્હાં સંઘવિ સાંગણ, બાર વરતનો ધર્માજી,
દાન પૂણ્ય પડીકમણા કરતા પૂજા કરઇ નીત્ય સર્માજી. ધ૦ ૬૫
સંઘવિ સાંગણનો સુત શ્રાવક, ઋષભદાસ ગુણ ગાવઇજી,
જે જિનની પૂજા આદરતો, અનંત સુષ તે પાવઇજી. ધરિ. ૬૬

—હમણાં ૧૯૭૫ માં લખેલી—વિ ધ. ૧૯-૧૫

**ચતુર્વિંશતિ જિન નમસ્કાર.**

ઉદાઈ અરજુન અનેકનર ગયો તિમ મેઘકુમાર
કવિ ઋષભ કહિ વીરવચનથી બહુ જન પામ્યા પાર. ૨૪

—(ઉદયપુર ભં. ગોડીજીનો)

**(૪૦૪) શ્રેણિકરાસ** સં. ૧૬૮૨ આશો સુદ ૫ ગુરૂ ખંભાતમાં

**આદિ—**

આદિ અનાદેઇ સરસતી, સદા જગિં તુઝ માન,
સહુકો સેવિ સારદા, બાલ કરિ તુઝ ધ્યાંન. ૧
ષટ્ દરસણમાંત્ત સહી, તહારો સઘલિ વાસ,
કરો કૃપા તો ગાઇએ, નર શ્રેણિકનુ રાસ. ૨
સમરૂં સરસતિ ભગવતી, ધ્યાંન ધરૂં નવકાર,
આદિ અનાદ અરહંત જપૂં, જંમ પાંમૂં ભવિપાર. ૩
સકલ સિધિ સમસ્ત સહી, ગણધર કરૂં પ્રણામ,
આરાધૂં પ્રહ્માયનિ, જેમ સીઝિ મૂઝ કામ. ૪
સકલ સાધ સુપરિ નમૂં, કેવલજ્ઞાંની સાધ,
સીયલવંત મૂંનીનઈ નમૂ, ન કરઈ કોહનઈ બાધ. ૫
ત્રવધિ તપીયા મૂની નમૂં, જંન પઢમાનો જાપ,
આગમ મોટા કવિ નમું, નાસઈ પૂરવ પાપ. ૬
એણુંઈ ધ્યાંનઈ મત નરમલી, મુખ સરસતનો વાસ,
પઢમ તીરથંકર એહ સંઈ, કહુ શ્રેણિકનો રાસ. ૭

ચોપઈ.

નૃપ શ્રેણિકનો ગાસૂં રાસ, ભણતાં ગુણતાં પોહુચઈ આસ,
કવણ દીપ કોણ ખેત્રે વાસ, કેહેસૂં દેસ નગરવલી તાસ. ૮

× × × ×

અંતે—

રાસ રચ્યો રંગિ કરી, નામી કવિજન સીસ,
હું બાલક છું તુમતણો, તુમથી લહુ જગીસ. ૧૮૦૭

॥ ઢાલ. ॥ ચંદનભરીરે તલાવડી રાગ મેવાડુ.

તુમ નામિં સુખ પામીઇરે, ગુરુનામિ ગુણ હોઇ સોભાગી;
શ્રી વિજઆનંદનિ નમુરે, તપગચ્છ નાયક સુય સો૦
કરિ કરિ સેવા ગુરુતણી.
તપ તેજિં કરી દીપતુરે, વઇરાગી લઘુવેશ; સો૦
ભવિજન લોકનિ તારવારે, વીચરઈ દેશ વદેશ. સો૦ કરિ૦
માહા ભાગ્યેગ નર એહનુરે, સહૂકો નમિઉ પાય; સો૦
ઋષભિં રાસ રચ્યો સહીરે, શ્રી ગુરુ ચરણ પસાય. સો૦ ૧

॥ દૂહા. ॥

ગુરુનાંમિં જસ પામીઉ, બ્રમાણી આધાર;
શ્રી નવકાર મહીમા થકી, વરત્યો જઈ જઈ કાર. ૧૧

॥ ઢાલ. ॥ હીચોરે હીચો.

કામ સીધાં સહી, કામ સીધાં સહી, શ્રીઅ શ્રેણિકનૃપ રાસ કીધો,
એહ ત્રંબાવતી માંહિ ગાયો સહી, નગર સઘલાં માંહિ જે પ્રસીધો,
કોટ ત્રંબાતણો દિવ્ય કીધો, કાંમ સીધાં સહી કામ૦ ૧૨
તપન તરપોલીઉં, કોટ બરજિં ભજ્યો, સાયર લહઇરિં બહુ વહાંણ આવઇ;
વસત વિવહારીઆ, કનકકોડે ભર્યા, ઉઠિ પરભાતિ જિનમંદિર જાવઈ;
શ્રીઅ દેવગુરુતણા, ગુણહી ગાવઈ. કાંમ૦ ૧

પ્રવર પ્રાસાદ પંચ્યાસીઅ પ્રણુમીઈ, જ્યાંહા પોશાલ બહઇતાલીસ દીસઈ,
ગોચરી સગમ તે સાધનિં અહીકણિું. અહીઅ રહતાં મુની મનહી હીસઇ;
તેહ જાંણો તુમ્હો વિસાજગીસઇ. કામ૦ ૧૪
પૌષધ પ્રાસાદ વ્યાપાર પાસઇ સહી, શાક પાસઇ લીઇ સ્વાદ રસીઆ;
ઋષભ કહઈ તેહ જગમાહ ધના સહી, જેઅ ત્રંબાવતી માહિ વસીઆ;
શાસ્ત્ર સુણુવા નર જેઅ રસીઆ. કામ૦ ૧૫

॥ દૂહા. ॥

સકલ કામ સીધાં સહી, રચીઉ શ્રેણિક રાસ;
મેર મહી સુર ભુવન જિહાં, તવલગિં એહનુ વાસ. ૧૬

॥ ઢાલ. ॥ ઉતારે રે આરતી અરિહંતદેવા રાગ ધન્યાસી.

સંભલાંવોરે નિશદિન રાસ રુડા, સાંભલી બાંધજ્યો પુન્યમૂંડા;
સંભલાવોરે. ૧૭
સંવત બાહુ દીગ દરિસણ ચંદઈ, માસ આસો નરખોજ આનંદિં. સં૦ ૧૮
ઉજલી પાંચમનિં ગુરુવારો, શ્રેણિકરાસનુ કીધ વિસ્તારો. સં૦ ૧૯
સાતઈ ખંડ સંપૂરણુ કીધા, આજ મનોરથ સઘલા સીધા. ૨૦
સાતઈ ખંડ સુણુઇ નર જેહો, સાતઈ નૈરગ નિવારતા તેહો. સં૦ ૨૧
સાતઈ ખંડ સુણુઈ નરનાયોં, સાત ભઇ નુહઇ તસ ઘરિ બાર્યો. સં૦ ૨૨
સાતઈ ખંડ સુણી જાગ્યો, સપત સુખી પ્રભવઇ નહી આગ્યો. સં૦ ૨૩
સાતઈ ખંડ ઉપરિદ્દિ ચીંતો, તસ ઘરિ નુહઇ સાતઇ ઇતિયો. સં૦ ૨૪
સાતઈ ખંડ રચઇ નર જેનિં, સાતઈ સમુદ્ર ન પ્રભવઇ તેનિં. સં૦ ૨૫
સાતઈ ખંડની સુણતાં વાતો, પુણ્ય પ્રગટઈ તસ સાતઈ ધાતો. સં૦ ૨૬
સાતઇ ખંડ લખી ગુણુગાઇ, સાત કટિક તણો સ્વામી થાઇ. સં૦ ૨૭
સાતઈ ખંડ સુણિઇ નરરાયો, સપ્ત ઘોડા તણો નાયક થાયો. સં૦
સાતઈ ખંડ સુણુઇ નર જેહો, સપ્ત હાથી નર પામઈ દેહો. સં૦ ૨૮
સુણુતાં ભણુતાં ઇમ ગુણુ થાઈ, લખાવતાં પુણ્ય કહિઉં ન જાઇ. સં૦
પરત્ય લખાવી સાધનિં આલઇ, કાલ ઘણો પુણ્ય તે પણિ ચાલઈ. સં૦
દેસ પરદેસ મ્હાં વિસ્તરઇ ગ્યાનો, સગમ હોઇ તસ કેવલન્યાનો. સં૦

જેહ જોડી ગુણ જિન તણુ ગાઈ, તેહનુ પુણ્ય કાઇ લખ્યું ન જાઈ. સં૦
જોડી વીરતણા ગુણ ગાવઈ, તીર્થંકર ગણધર પદ પાવઈ. સં૦
ઈંદિ ચક્રી ઋમિપણું અજે કહીઇ, તિહની રિદ્ધતો હાથમ્હાં લહીઇ સં૦
તેણઇ કારણિ શ્રેણિકનો રાસો, જોડી ગાઇ કવી ઋષભદાસો. સં૦
પ્રાગવંસિ સંઘવીજ મઇહિઈરાજો, તેહ કરતા બહુ ધર્મનાં કાજો,
સંઘવી સાંગણ સુત વલી તાસો, અરિહંત પૂજઇ જિનવીરના દાસો;
સાંગણ સુત કવિ ઋષભજદાસો, કરત શ્રેણિક નરરાયનો રાસો
ગણતાં ભણતાં સુણતાં સારો, સકલ સંઘનિ જઈ જઇ કારો. ૧૮૩૯

— ઇતિશ્રી શ્રેણીકરાસ સંપૂર્ણ, શ્રીરસ્તુ સંઘવી ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઇ છઈ

* * * *

( ટીપ ઉતારી છે. )

સંવત ૧૬૯૭ વર્ષે માઘ વદિ અષ્ટમી રવિવાસરે સા. યકા વીરાના પાના આંણીનિ ઉતારો છ । લખિતં ગાંધી માધવસુત વર્ધમાન પઠનાર્થં રામજી.

—સં. ૧૭૫૯ વર્ષે માહ વદિ ૧૩ બુધે ભટ્ટારક શ્રી વિજયપ્રભસૂરિ પટ્ટે સકલપુરંદર ભટ્ટારક શ્રી વિજયરત્નસૂરીશ્વરરાજ્યે મહોપાધ્યાય શ્રી વિમલવિજય ગણિ શિષ્ય પંડિત શુભવિજય ગણિ તત્ શિષ્ય પં. રામવિજયેન લિપીકૃતં શ્રી સૂર્યપુર નગરે—૬૬-૧૫ પ્ર. કા૦ નં. ૩૭૫.

**(૪૦૫) +હિતશિક્ષા રાસ.** સં. ૧૬૮૨ માહ સુદ ૫ ગુરૂ ખંભાતમાં

**આદિ**—

કાસમીર મુખમંડણી, ભગવતિ બ્રહ્મસુતાય,
તું ત્રિપુરા તું ભારતી, તું કવીજનની માય. ૧
તું સરસતિ તું શારદા, તું બ્રહ્માણી સાર,
વિદુષી માતા તું કહી, તુઝ ગુણનો નહિં પાર. ૨
હંસગામિની તું સહી, વાઘેશ્વરી તું હોય,
દેવિ કુમારી તું સહી, તુઝ સમ અવર ન કોય. ૩

ભાષા તું બ્રહ્મચારિણી, તું વાણી દે વાણી,
હંસવાહિની તું સહી, ગુણ સઘલાની ખાણિ. ૪
બ્રહ્મવાદિની તું સહી, તું માતા મતિ દેહ,
તું રમજે મુખ માહરે, ચિંત્યું કાજ કરેહ. ૫

ઢાલ ચોપાઇની દેશી.

ચિંત્યું કાજ કરેશું આજ, તુઝ નામે સવિ સરિયાં કાજ,
તુઝ નામેં બુદ્ધિ પામું સાર, જ્ઞાન વિના જીવિત ધિક્કાર. ૧
તે દારિદ્રી જગમાં ભલા, જ્ઞાનસહિત દીસે ગુણનિલા,
અર્થસહિત ને શાસ્ત્ર રહિત, તે નર નાવે મહારે ચિત્ત. ૨
જ્ઞાની કાપડી આગલ કર્યો, મૂરખ મહોટો ભૂષણ ભર્યો,
બહુ આભરણેં શોભે નહિં, જ્ઞાન ભલો તો શોભે તહીં. ૩
જ્ઞાની નર સઘલે પૂજાય, નરપતિ નિજ નગરેંજ મનાય,
જ્ઞાની ભલો નર જોહુ કુરૂપ, કોણ જુવે કોયલનું રૂપ, ૪
કોયલરૂપ સ્વર મધુરો જેહ, તપસ્વીરૂપ ક્ષમાજ કહેહ,
પતિવ્રતા નારીનું રૂપ, કુરૂપને વિદ્યાજ સુરૂપ. ૫
અધિકું રૂપ તે વિદ્યા કહી, ગુપ્ત ધન તે વિદ્યા સહી,
યશ સુખની દેનારી એહ, વાટેં બાંધવ સરિખી જેહ. ૬
વિદ્યા રાજભવનેં પૂજાય, વિદ્યાહીન અજ પશુઆ માય,
લક્ષ્મી પણ જુગતો શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી. ૭
નાણાં ઉપર અક્ષર નહિં, તે નાણું નવિ ચાલે કહિં,
જિહાં અક્ષરતિહાં મહત્ત્વ તે બહુ, ઉત્તમ અંગ તે પૂજે સહુ. ૮
તિણ કારણ અધિકી સરસ્વતી, જેહથી ગણધર હુઆ યતી,
આચારિજ મહોટા ઉવઝાય, પંડિત પદ તે તુઝથી થાય. ૯
મુગતિતણી પદવી પણ હોય, જ્ઞાન સમું નહિં દૂજું કોય,
જેહથી સકલભેદ જલ લહે, સ્વર્ગ નરગની વાતો કહે. ૧૦
કહે પૃથિવી સાયરનાં માન, નદી ડુંગર ને નગર નિધાન,
જીવ અજીવના ભાખે ભેદ, ભાખે વિવરી ત્રણ્યે વેદ. ૧૧

જાણે પુણ્ય પાપની વાત, સાધુધર્મ શ્રાવક અવદાત,
ભવ્ય અભવ્ય જ્ઞાની ઓલખે, મૂરખ અણુસમજુ સહુ ભખે. ૧૨
તેણે જ્ઞાન અધિક કહેવાય, લહે શારદતણે પસાય,
વેદપુરાણ પિંગલતો થયું, પ્રથમ નામ શારદનું ગ્રહ્યું. ૧૩
કવિત કાવ્ય ને ગાથામાંહિ, ભાષા વિણ નવિ ચાલે કયાંહિ
આગમ ચરિત્ત રાસ ને ભાસ, સચરાચર જગ તારો વાસ. ૧૪
તું પુત્રી છો બ્રહ્માતણી, તાહારી શોભા દીસે ઘણી,
સખરૂં રૂપ સુકોમલ અંગ, તું માતા મુઝ રાખે રંગ. ૧૫
ગુણ તાહારા નવિ લાધે પાર, તું કરજે કવિજનની સાર,
આજ હુઓ હૈડે ઉલ્લાસ, નીપાઉં હિતશિક્ષા રાસ. ૧૬

* * * *

અંતે—

ઢાલ ઉલાલાની દેશી રાગ ધન્યાશ્રી.

કહ્યો હિતશિક્ષાનો રાસ, પહોતી મનડાતણી આશ,
મંદિર કમલાનો વાસ, ઉત્સવ હોયે બારે માસ. ૧
સુણતાં સુખ બહુ થાય, માને મહોટા એ રાય,
સંપ બહુ મંદિરમાંય, લહે હયગય વૃષભો ને ગાય. ૨
પુત્ર વિનીત ઘરે બહુય, શીલવંતી ભલી વહૂય,
શકટ ઘણાં ઘરેં બહૂઅ, કીરતિ કરે જગ સહુઅ. ૩
એ હિતશિક્ષાનો રાસ, સુણતાં સબલ ઉલ્લાસ,
કર્યો ખંભાયતમાં તાસ, જિહાં બહુ માનવવાસ. ૪

સર્વ ગાથા ૧૮૨૬.

ઢાલ ચોપાઈની દેશી

ઘણાં લોક વસે છે ત્યાંહિ, રાસ રચ્યો ત્રંભાવતી માંહિં,
સકલ નગરને નગરી જોય, ત્રંબાવતી તે અધિકી હોય. ૧

પછી જેમ હીરવિજયસૂરિના રાસમાં છે તેમ આ પછી જુઓ આગલ ખંભાતનું વર્ણન છે, ( પૃ. ૪૪૫-૪૪૭ ) પછી

પુણ્યવંત પોષધ ધરતા ત્યાંહિ, સાહમ્મીવાત્સલ્ય હોએ પ્રાહિ,
એ નગરીની ઉપમા ઘણી, જાહાંગીર પાદશાહ જેહનો ધણી,
તે ત્રંબાવતી માંહે રાસ, જોડંતાં મુઝ પહોતી આશ. ૧૬
યુગલસિદ્ધિ અને ઋતુચંદ ૧૬૮૨, જુઓ સંવત્સર ધરી આનંદ,
માધવ માસ ઉજ્વલ પંચમી, ગુરૂવારેં મતિ હોયે સમી. ૧૭
મેં ગાયો હિતશિક્ષા રાસ, બ્રહ્મસુતાયેં પૂરી આશ,
શ્રી ગુરૂ નામેં અતિ આનંદ, વંદૂં વિજયસેન સૂરીંદ. ૧૮

ઢાલ આરતીની દેશીમાં રાગ ધન્યાશ્રી

વંદિયે વિજયસેન સૂરિરાય, નામ જપંતાં સુખ સબલ થાય,
વંદિયે વિજયસેનસૂરિરાય.
તપગચ્છ નાયક ગુણ નહિં પારો, ઓસ વંશે હુઆ પુરૂષ અપારો. ૨

(આ પછી હીરવિજયસૂરિના રાસમાં પ્રશસ્તિમાં છે તે પ્રમાણે છે. તેમાં વિજયસેન બદલે વિજયાણંદ મૂક્યું છે, અને થોડો વિશેષ વધારો છે. જે કંઇ ફેરફાર છે તે અત્ર આપેલ છે.

સંઘવી સાંગણનો સુત વારૂ, ધર્મ આરાધતો શક્તિજ સારૂ. ૧૨
ઋષભ કવિ તસ નામ કહાવે, પ્રત ઊઠી ગુણ વીરના ગાવે. ૧૩
સમજ્યો શાસ્ત્ર તણાજ વિચારો, સમકિતશું વ્રત પાલનો બારો. ૧૪
પ્રહ ઉઠી પડિક્કમણું કરતો, બે આસણું વ્રત તે અંગે ધરતો. ૧૫
ચઉદે નિયમ સંભારી સંક્ષેપું, વીરવચન રસેં અંગ મુઝ લેપું. ૧૬
નિત્ય દશ દેરાં જિનતણાં જૂહારૂં, અક્ષત મૂકી નિજ આતમ તારૂં ૧૭
આઠમ પાખી પોષધમાંહિ, દિવસ રાતિ સઝાય કરૂં ત્યાંહિં. ૧૮
વીરવચન સુણી મનમાં ભેદું, પ્રાયેં વનસ્પતિ નવિ ચુંટું. ૧૯
મૃષા અદત્ત પ્રાય નહિં પાપ, શીલ પાલું મનવયકાય આપ. ૨૦
પાપ પરિગ્રહેં ન મિલું માંહિ, દિક્ષિતણું માન ધરૂં મનમાંહિ. ૨૧
અભક્ષ્ય બાવીશને કર્માદાન, પ્રાયેં ન જાયે ત્યાં મુઝ ધ્યાન. ૨૨
અનરથદંડ ટાલું હું આપ, શસ્ત્રાદિકનાં નહિ મુઝ પાપ. ૨૩
સામાયિક દિશિમાન પણ કરિયેં, પૌષધ અતિથિ સંવિભાગ વ્રતધરિયેં.૨૪

સાતક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજેં ધન થોડુંક દેઉં. ૨૫
ઇમ પાલું શ્રાવક આચારો, કહેતાં લઘુતા હોયે અપારો. ૨૬
પણ મુઝ મનતણો એહ પરિણામ, કોઇક સુણિ કરે આતમકામ.૨૭
પુણ્યવિભાગ હોયે તિહાં મહારે, ઇસ્યુંઅ ઋષભ કવિ આપ વિચારે૨૮
પર ઉપકાર કાજ કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ. ૨૯
ઋષભદાસેં એ જોડિયો રાસો, સંઘ સકલ તણી પહોતી આશો.
—વંદિયે—૩૦

—ઇતિ શ્રી સંઘવી ઋષભદાસ કૃત હિતશિષ્યા સંપૂર્ણ ગાથા ૧૮૬૨ ગ્રંથાગ્રે ૨૩૨૫ સંવત ૧૮૫૬ વર્ષે આસુ માસે કૃષ્ણપક્ષે તૃતીયા તીથૌ નિશાપતિ વાસરે લિપીકૃતમ્ સંવિજ્ઞઃ પં. શ્રી ૫ ન્યાનચંદ્રેણ લિખિતમ્ શ્રી ભાવનગર બંદરે શ્રીરસ્તુ. ભદ્રં ભૂયાત્–કલ્યાણમસ્તુ. શ્રી ઋષભદેવ પ્રશાદાત્ લેખકપાઠકયોઃ ચિરંજીયાત્—પૃ.૬૯–૧૩ આ૦ ક૦
(પછી ટીપ ગ્રંથની છે)

—પ્ર૦ ભીમશી માણેક.

(આ હિતશિક્ષા રાસનું રહસ્ય જૈનધર્મપ્રકાશમાં સારરૂપે શેઠ કુંવરજી આણંદજીએ લખી કટકે કટકે પ્રકટ કર્યું હતું અને તે જુદું પુસ્તકાકારે પણ જૈન ધ. પ્ર. સભા તરફથી પ્રકટ થયું છે. આમાં સોરઠા દુહા, છપ્પા એ છંદો ઉપરાંત નયસુંદરના સુરસુંદરી રાસની ઢાળો નામે 'સુરસુંદરી કહે શિરનામી,' તેમજ છાનોરે છપીને કંતા કિહાં રહ્યોરે (આ. કા. મહોદધિ મૌ. ૩ જું પૃષ્ઠ ૨૭૩), સમયસુંદર કવિની પ્રત્યેકબુદ્ધ રાસ પૈકી પ્રસિદ્ધ ઢાળ નામે 'હવે રાણી પદમાવતી' વગેરે તેમજ વિજયપ્રભના ગૌતમરાસુની 'જિમ સહકારે કોયલ ટહુકે' એમ પોતાના પૂર્વગામી કવિઓની ઢાળો લઇ પોતે ઢાળો–દેશી દેશીઓ કરી છે. આ રાસમાં પુષ્કળ સુભાષિતો મળી આવે છે.)

**(૪૦૬) રોહણિઆ મુનિ રાસ** સં. ૧૬૮૪ પોસ શુ. ૭ ગુરૂ ખંભાત

**આદિ—** દુહા.

સારસ કોમલ બુદ્ધિ ભલી, આલે વચન પવીત્ર,
સરસતિ ભગવતી ભારતી, કરજે મુખ પવીત્ર. ૧

બ્રહ્માણિ બ્રહ્મવાદિની, હું છું તાહારો દાસ,
તુઝ આધારઈં કવી કવઇ, રોહણીઆનો રાસ. ૨

* * * *

અંતે—

ઢાલ કહિણી કરણી તુઝ વિણ સાચો.

ગુણ ગાઉં રોહણિઆ કેરા, વીરતણો શિષ્ય જેહોજી,
વ્યસન નિવારી સંયમધારી, શિવગતિગામી તેહોજી. ગુણ૦ ૩૦
ગુણતાં ભણતાં સુણતાં સુખ બહુ, નાંમિ નવનિધિ થાઇજી,
ઇસ્યા પુરૂષની કથા કરંતાં, ચિરકાલ પાતિક જાયોજી. ૩૧
રિદ્ધિ રમણી ઘરિ રૂપ ભલેરૂં, ઉત્તમ કુલ બહુ આયજી,
રોહણિઆનું નામ જપંતા, સકલ સિદ્ધિ ઘરિ થાઇજી. ૩૨
ઇસ્યા પુરૂષની કથા સુણિનઈ, ચેતઇ નર ગુણવંતોજી,
પાપ કરમથી પાછો ભાગઇ, તે જગિ ઉત્તમ જંતોજી. ૩૩
કર્ણરસિ કરી મુખમાંડતાં, પાતિક નવિ પરિહરતોજી,
શુકના પાઠપરિ તસ પરઠો મછપરિ નર નીરતોજી. ગુ. ૩૪
જલધોયો તે ન થયો ચોખો, બહુલ કરમ નર એહવાજી,
વીરવચન જલમાંહિ ઝીલંતા, રહ્યા તેહવાના તેહવાજી. ગુ. ૩૫
સૂડો રામનું નામ જપંતો, પણિ કાંઇ ભેદ ન જાંણઇજી,
કરણવતી જિનવચન સુણંતો, મનિ વઇરાગ ન આંણઇજી. ગુ. ૩૬
સુણી સાંભલીનિં સ્યું સાધ્યું, ચેત્યા તે નર સારોજી,
રોહણિઆ પરિં સંયમ લેતા, કઈ શ્રાવક વ્રત બારોજી. ગુ. ૩૭
અનુકરમિં સુરનાં સુખ પામઈ, પછઇ મુગતિમાંહિ જાઇજી,
રોહણ કુંવરનો રાસ રચતાં, સકલ સંઘ સુખ થાઇજી. ગુ. ૩૮
રચ્યો રાસ ત્રંબાવતીમાંહિ, જિહાં બહુ જનનો વાસોજી,
કોટ ભલો જિનમંદિર મોટાં, સાયરતીરિં આવાસોજી. ગુ. ૩૯
પોષધશાલા મુનિ વાચાલા, પુન્યમહોચ્છવ થાઈજી,
તેણિ થાનકિ એ રાસ રચ્યો મઇ, સહિ ગુરૂ ચરણ પસાઈજી. ૪૦

તપગચ્છ નાયક સવિસુખદાયક, વિજયાણંદ ગુણધારીજી,
મીઠી મધુરી જેહની વાણી, જેણિં તાર્યા નરનારીજી. ૪૧
શ્રવક જેહનો સમકિત ધારી, પૂજઈ જિનવર પાયજી,
પ્રાગવંસ સાંગણ સુત સોહઈ, રિષભદાસ ગુણગાઈજી. ૪૨
સંવત દ્વિગ દ્વિગ રસ ભૂભાણું ૧૬૮૪ પોસ માસ તિહાં સારોજી,
ઉજવલ સાતમિ દોષ રહિત છઈ, પ્રગટ ઉદય ગુરૂવારોજી. ૪૩
ભલો સંવછર વિક્રમ ત્યારિં, વરસિં ઝાઝા મેહોજી,
સુલષ્ય સુગાલ હુઓ જગમાંહિ, દીપઈ પુરૂષનાં દેહોજી. ૪૪
શુભ લગનિં નઈ સાર નષ્યત્રિં, કીધો રાસ રસાલોજી,
રિષભ કહિ રોહણિઆનાંમિં, સુષ પામઈ ચિરકાલોજી. ૪૫

—ગાથા ૩૪૫. સ્વલિખિત પ્રત–વિ. ધ. ૧૭–૧૦.

આની અંદર દેશીઓ આ પ્રમાણે છે:--ચોપઈ, ૨ એક આવ્યો અણનો દાણોરે. ૩ ચંદાણ્યની, ૪ લંકામાં આવ્યા શ્રી રામરે, ૫ ઉલાલાની, ૬ ચોપઈ, ૭ સૂરસુંદરિ કહઈ સિર નામી, ૮ ચાલ્ય ચતુર ચંદ્રાનની, ૯ તો ચઢી ધનમાન ગજે, ૧૦ નાચતી જિનગુણ ગાય મંદોવરી, રાવણ વેણા વાહઈ–રાગ ગોડી. ૧૧ કાંહાન વજાડઈ વાસલી ૧૨ ચોપઈ ૧૩ ત્રિપદીનો ૧૪ વીજય કરી ઘરિ આવીઆ. ૧૪ ચોપઈ ૧૫ ચોપઈ ૧૬ સુકાનોરે મુઝ ઘરનારિ. રાગ મારૂણી. ૧૭ પૂણ્યવંતા જગી તે નરા. ૧૮ ચોપઈ ૧૯ કહઈણી કરણી તુઝ વ્યણ સાચો.

**(૪૦૭) હીરવિજય સૂરિના બારબોલનો રાસ.** સં. ૧૬૮૪ આ૦ વ. ૨ ગુરૂ.

**આદિ—** (દૂહા.)

ગઉતમ ગણધરગુણ સ્તવું, સારદ તુઝ આધાર,
બાર બોલ ગુરૂ હીરના. વ્યવરી કહું વીચાર. ૧
બાર બોલ કે બાર મેઘ, કઈ બારહ આદીત્ત;
બાર ઉપાંગ એહનિ કહું, હીરવચન બહુ વીત. ૨

બાર વરત શ્રાવક તણાં, જ્યમ તારઈ નરનારિ;
બાર બોલના વાપરિં, ત્યમ તારઇ સંસારિ. ૩
બાર બોલ ગુરૂ **હીર**ના, આરાધઇ નર જેહ;
બારઈ સરગનાં સુખ વલી, સહી પામઇ નર તેહ. ૪

* * * *

અંતે—

કહિણુ વડાનિં ચાલઇ જેહ, બેહુ ભાવિં પૂજાઈ તેહ;
થોડા કાલમ્હા મુગતિ જાય, **રી**ષભદાસ ગુણ તેહેના ગાય. ૮૯
**સંવત** વેદ૪ દીગ૮ અંગનિં૬ ચંદ્ર૧, શ્રાવણ માસ હુઉ આણુંદ;
કૃષ્ણપખિ હુંઈ દૂતીઆ સાર, ઉત્તમ સૂર જગમ્હા ગુરૂવાર. ૯૦
મધા નખ્યત્ર વરસઈ જેણીવાર, બાર બોલ રચ્યા તવ સાર;
ભણતાં ગુણતાં જઇ જઇકાર, **હીર** ભગત ઘરિ મંગલ ચ્યાર. ૯૧

ઢાલ હીંચ્યરે હીંચ્યરે-રાગ ધ્યનાસી.

ચ્યાર મંગલ સહી, ચ્યાર મંગલ સહી, હીરના નામથી હંવર હાર્યો,
સોવન રથ પાલખી, સૂંદરી સુખ બહુ, ઝૂલતા હાથીઆ કોડિ બાર્યો;
ઉલગ કરઇ ઘરિ દેવ નાર્યો, ચ્યાર મંગલ સહી—૨ આચલિ.
**હીર**પાટિં વિજયસેન સૂરીસ્વરૂં, શ્રી વિજયતિલકસૂરી તાસ પાટિં;
સૂરિ વિજયાનંદ તાસ પાટિં સહી, નામ જપતા સુખી વિષમ વાટિં;
નામ જપીઈ ગચ્છનાયક માટિં, ચ્યાર મંગલ. ૩
સૂરિ વિજયાનંદ મુનિ તણો શ્રાવક, સાહો **સાગણ** સુત **રી**ષભદાસો;
પ્રાગવંસી વડો **હીર** ગુણ ગાવતો, સંઘ સકલ તણી પૂરી આસો;
લચ્છી પૂરે મઝ ઘઈરિ વાસો, ચ્યાર મંગલ. ૪

—ઇતિ શ્રી હીરવિજયસૂરિ બાર બોલ સંપૂર્ણ. ગાથા ૨૯૪

---

નોટ—' આ રાસ ૨૯૪ ટુંકનો છે. ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે લાંબા વખતથી સ્પર્દ્ધા અને વિખવાદ ચાલ્યા કરતો હતો એ વિખવાદ સત્તરમા શતકમાં બહુ વધી પડયો હતો. શ્વેતામ્બરો અને દિગં-

(૪૦૮) મલ્લિનાથ રાસ. સં. ૧૬૮૫ પૌષ શુદિ ૧૩ રવિવાર ખંભાતમાં.

આમાં અંતમાં ખંભાતના તે વખતના ધોરી શ્રાવકોનો પરિચય આ પ્રમાણે આપ્યો છેઃ—

---

બરો વચ્ચેનો વિરોધતો બહુ જૂનો હતો, પણ સં. ૧૧૭૬ માં સિદ્ધરાજના દરબારમાં વાદિ દેવસૂરિ અને કુમુદચંદ્ર (દિગંબર) વચ્ચેના શાસ્ત્રાર્થમાં દિગંબરોને હરાવી ગુજરાતના રાજ્યની હદપાર કરાવ્યા તે પછી એમને બેઉને કામ કરવાનાં ક્ષેત્ર બહુધા જુદાં પડી ગયાં હતાં ને તેથી એમના વચ્ચેનો વિરોધ પણ મોળો પડી ગયો હતો; પણ સોળમા શતકમાં લુંકામત અને બીજા મત નીકળ્યા પછી એક ત્રીજાજ વિરોધીઓ સાથેનો વિરોધ પ્રબળ થઈ પડયો હતો. શ્વેતાંબર મતના ગચ્છો વચ્ચેની મતામતી પણ પ્રબળ થઈ પડી હતી. આવા અનેક વિરોધોને લીધે જૈનધર્મ માનનારા જુદા જુદા મતો વચ્ચે વેરવિરોધ એટલો પ્રબલ થઇ પડયો હતો કે જોખમદાર આચાર્યોને વચ્ચે પડયા વગર ચાલે નહિ. તપગચ્છના આચાર્ય વિજયદાનસૂરિએ (ધર્મસાગર કૃત) કુમતિકંદ કુદ્દાલ ગ્રંથ સભાસમક્ષ પાણીમાં બોળાવી દીધો હતો અને તે ગ્રંથ કોઈની પણ પાસે હોય તો તે અપ્રમાણ ગ્રંથ છે, માટે તેમાંનું કથન કોઇએ પ્રમાણભૂત માનવું નહિ. એવું જાહેર કર્યું હતું. એ ઉપરાંત તેમણે **'સાતબોલ'** એ નામે સાત આજ્ઞાઓ જાહેર કરીને એકબીજા મતવાળાને વાદવિવાદની અથડામણ કરતા અટકાવ્યા હતા; પણ આટલાથી વિરોધ જોઇએ તેવો શમ્યો નહિ એથી વિજયદાનસૂરિની પછી આચાર્ય પદવી પામેલા હીરવિજયસૂરિએ સાત બોલ ઉપર વિવરણ કરીને 'બારબોલ' એ નામે બાર આજ્ઞાઓ જાહેર કરી હતી. પ્રમાણ અને દૃષ્ટાંત વડે એ બાર બોલનો હેતુ સ્પષ્ટ કરવાને ઋષભદાસે આ રાસ રચ્યો છે. ( મ૦ બ૦ ) આ બાર બોલ માટે જુઓ જૈન શ્વે. કો. હે. નો ઐતિહાસિક અંક. ૧૯૧૫ ના ભેળા ૭-૯ અંક.

"પારિષ વજીઓ નિં રાજીઓ, જસ મહિમા જગમ્હા ગાજીઓ,
અઉઠ લાષ રૂપક પૂણ્યઠામિ, અમારિ પળાવી ગામોગામિ. ૨૮૨
ઓસવંસિ સોની તેજપાલ, શેત્રુંજ—ગીર ઊધાર વીસાલ.
લ્હાહારી દોય લાષ ષરચેહ, ત્રીંબાવતીનો વાસી તેહ. ૨૮૩
સોમકરણ સંઘવી ઉદઇકરણ, અઘલષ્ય રૂપક તે પુણ્યકરણ,
ઉસવંસિ રાજા શ્રીમલ, અઘલષ્ય રૂપકિ ષરચઇ ભલ. ૨૮૪
ઠકર જઈરાજ અનિં જસવીર, અઘલષ્ય રૂપક ષરચઇ ધીર,
ઠકર કીકા વાઘા જેહ, અઘલષ્ય રૂપક ષરચઇ તેહ. ૨૮૫

આની પ્રત વિ. ધ. ભંડારમાં છે, પણ તે જોવા મળી શકી નથી તેથી તેની પ્રશસ્તિ તેમજ આદિ મૂકી નથી.

(૪૦૯) +હીરવિજયસૂરિ રાસ. સં. ૧૬૮૫ આશો શુ. ૧૦ ગુરૂ. ખંભાતમાં.

આદિ—

સરસતી ભાષા ભારતી, ત્રિપુરા શારદ માય,
હંસગામિની બ્રહ્મસુતા, પ્રણમું તારા પાય. ૧
બ્રહ્માણી બ્રહ્મચારિણી, બ્રહ્મવાદિની માત,
દેવકુમારી ભગવતી, તું જળમાં વિખ્યાત. ૨
હંસવાહની હરષતી, આપે વચનવિલાસ,
વાગેશ્વરી વદને રમે, પોહોચે મનની આશ. ૩
કાશ્મીર મુખમંડણી, કમળ કમંડળ પાણિ,
મુજમુખ આવી તું રમે, ગુણ સઘળાની ખાણિ. ૪
આગમ વેદ પુરાણમાં, વાણી તુજ બંધાણ,
તું મુખ આવી જેહને, તે પંડિત તે જાણ. ૫
પુંડરીક પ્રમુખા વળી, ગણધર જે ગુણવંત,
તિણે ધુર સમરી સરસતી, સમજ્યા ભેદ અનંત. ૬
સ્વામિ સુધર્મા વીરનો, રચતો અંગ સુ બાર,

શારદ ભાષા ભારતી, તે તાહરો આધાર. ૭
સિદ્ધસેન દિવાકર, સમરિ તાહરૂં નામ,
વિક્રમ નૃપ પ્રતિબોધિયો, જિણે કીધાં બહુ કામ. ૮
હેમસૂરિ વદને વસિ, હવી વચનની સિદ્ધિ,
ગ્રંથ ત્રિકોટિ તિણેં કીઓ, ઇસી ન કેહની બુદ્ધિ. ૯
શ્રી હર્ષ તુજને નમે, શારદ નામજ સોળ,
નૈષધ ગ્રંથ તિણેં કર્યો, બોલ્યો વચનકલ્લોલ. ૧૦
પંડિત માઘ મહિમા ઇસો, જશ કીરતિ કાલિદાસ,
તું તૂઠી ત્રિપુરા મુખેં, પોહોતી તેહની આશ. ૧૧
શોભનબંધુ ધનપાળને, ઉપજાવ્યો આનંદ,
ધારાપતિ તિણેં બૂઝવ્યો, વાંકો ભોજનરિંદ. ૧૨
એહવી સુંદર શારદા, સમર્યે સીધાં કામ,
પઢમ જિનેસ્વર સુખકર, સમરૂં તેહનું નામ. ૧૩
પ્રથમ રાયરિષિ કેવળી, પ્રથમ ગોચરી જ્ઞાન,
યુગલાધર્મ નિવારીઓ, પ્રથમેં દીધો દાન. ૧૪
દેશ નગર પુર વાસિયાં, પરણ્યા પ્રથમ જિણંદ,
કળા કરમ સહુ શીખવ્યું, સકળ લોક આણંદ. ૧૫
મુગતિ દીધી તેં માયને, ઉદ્ધરીઓ શ્રેયાંસ,
પુત્ર હુઆ સો કેવળી, ધન ધન તાહરો વંશ. ૧૬
દશ હજાર મુનિસું વળી, મુગતિ ગયા ભગવંત,
અનેક જનને ઉદ્ધર્યા, ઋષભદેવ ગુણવંત. ૧૭
સમરૂં તે ભગવંતને, ગણધર કરૂં પ્રણામ,
કેવલજ્ઞાની મુનિ નમું, સમર્યે સીઝે કામ. ૧૮
શીલવંત તપીઆ મુનિ, હું પણ તેહનો દાસ,
સકળ સિદ્ધ સમરી કરી, રચ્યું હીરનો રાસ. ૧૯

અંતે—

( ઢાલ-હીચ્યરે હીચ્યરે હીયય હીંડોલડે-એ દેશી. )

સરસતી શ્રીગુરૂ નામથી નીપનો, એ રહો જિહાં રવિચંદ ધરતી,
ઇંદ્રિ વિમાન યુગ તાં લગિ જાણજ્યે, દ્વીપસમુદ્ર હુઇ જેહ ફરતી. સર. ૧
કવણ દેસે થયો કવણ ગામે કહ્યો, કવણ રાજ્યે લહ્યો એહ રાસો,
કવણ પુત્રે કર્યો કવણ કવિતા ભયો, કવણ સંવત્સરે કવણ માસો. સર. ૨
કવણ દિન નીપનો કવણ વારેં ગુરેં,
કરીઅ સમસ્યા સહૂ બોલ આણે,
મૂઢ એણિ અક્ષર સોય સ્યું સમજસ્યે,
નિપુણ પંડિત નરા તેહ જાણે. સર. ૩

( ચોપઇ. )

પાટણમાંહિ હુઓ નર જેહ, નાત ચોરાસી પોષે તેહ,
મોટા પુરૂષ જગે તેહ કહેસ, તેહની નાતને નામે દેસ.
( ગૂજ્જર દેસ ). ૧
આદિ અખ્યર વિન 'બીએ' જોય, મધ્ય વિના સહુકોનેં હોય,
અંત્ય અક્ષર વિન ભુવન મઝારી, દેખી નગર નામ વિચાર. ૨
( ખંભાત. )
'ખડગ' તણો ધુરિ અક્ષર લેહ, અખ્યર 'ધરમ'નો બીજો જેહ,
ત્રીજો 'કુસુમ' તણો તે ગ્રહી, નગરીનાયક કીજે સહી. ૩
( ખુરમ પાતશા. )
નિસાંણ તણો ગુરૂ અખ્યર લેહ, લઘુ દોય 'ગણ' પતિના જેહ,
ભેલી નામ ભલું જે થાય, કવિ કેરા તે કહું પિતાય. ૪
( સાંગણ. )
ચંદ અખ્યર ઋષિ ધરથી લેહ, મેઘલા તણો નયણમો નેહ,
અખ્યર ભવનમો શાલિભદ્ર તણો, કુસુમદામનો વેદમો ભણો. ૫
વિમલવસહી અખ્યર બાણુમો, જોડી નામ કરો કાં ભમો,
શ્રાવક સોય એ રસ નીપાત, પ્રાગવંશ વીસો વિખ્યાત. ૬

( ઋષભદાસ. )

દિશિ આગળ લેઇ ઇંદ્રિહ ધરો, કાલ સોય તે પાછળ કરો,
કવણુ સંવત્સર થાયે વળી, ત્યારે રાસ કર્યો મન રલી. ૭

( ૧૬૮૫ )

વૃક્ષમાંહિ વડો કહેવાય, જેણે છાંહિ નર દુષ્ટ પલાય,
તે તરૂવરને નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ. ૮

( આસો માસ. )

આદિ અખ્યર વિન કો મમ કરો, મધ્ય વિના સહુએ આદરો,
અંતિવિના સિરિ રાવણુ જોય, અજુઆલી તિથિ તે પણ હોય. ૯

( દસમ. )

સકલ દેવ તણો ગુરૂ જેહ, ઘણા પુરૂષને વલ્લભ તેહ,
ઘરે આવ્યો કરી જયજયકાર, તેણે વારે કીધો વિસ્તાર. ૧૦

( ગુરૂવાર )

દીવાલી પહેલું પરવજ જેહ, ઉદાઇ કેડે નૃપ બેઠો તેહ,
બેહુ મળી હોયે ગુરૂનું નામ, સમર્યે સીઝે સઘળાં કામ. ૧૧

( વિજયાણુંદ સૂરિ )

ગુરૂ નામે મુજ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાં જોય, ત્રંબાવતી તે અધિકી હોય. ૧૨

સકલ દેસ તણો શિણુગાર, ગુર્જ્જર દેસ નર પંડિત સાર,
ગુર્જ્જર દેસના પંડિત બહુ, ખંભાયત આગળ હારે સહુ. ૧૩

જિહાં વિવેક વિચાર અપાર, વસે લોક જિહાં વર્ણુ અઢાર,
ઓળખાયે જિહાં વર્ણાવરણુ, સાધુ પુરૂષનાં પૂજે ચરણુ. ૧૪

વસે લોક વારૂ ધનવંત, પહેરે પટોળાં નર ગુણુવંત,
કનકતણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગળ તે પુહુળા ઘડયા, ૧૫

હીરતણો કંદોરા તળે, કનકતણાં માદળીયાં મળે,
રૂપક સાંકળી કુંચી ખરી, સોવન સાંકળી ગળે ઉતરી. ૧૬

વડા વાણીઆ જિહાં દાતાર, સાલુ પાઘડી બાંધે સાર,
લાંબી ગજ ભાખું પાંત્રીસ, બાંધતા હરખે કરનેં સીસ. ૧૭
બાફ્રિવની એગતાઇ જ્યાંહિ, ઝીણા ઝં(ઓ)ગા પહેર્યા તે માંહિ,
ટ્ટી (છડી) રેસમી કેહેડે ભજી, નવગજ લંબ સવા તે ગજી. ૧૮
ઉપર ફાળીયું બાંધે કોઇ, ચ્યાર રૂપૈયાનું તે જોઇ,
કોઇ પછેવડી કોઇ પામરી, સાઠિ (ત્રીશ) રૂપૈયાની તે ખરી. ૧૯
પહિરિ રેશમી જેહ કબાય, એક શત રૂપૈયા તે થાય,
હાથે બહેરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગથકા. ૨૦
પગે વાણહિ અતિ સુકુમાલ, શ્યામ વર્ણ સબળી તે જાળ,
તેલ ફુલ સુગંધ ને સ્નાંન, અંગે વિલેપન તિલક ને પાન. ૨૧
એહવા પુરૂષ વસે જેણે ઠાહિ, સ્ત્રીની સોભા કહીય ન જાય,
રૂપૈ રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર નાવે ભરતાર. ૨૨
પા. નિત્ય ઉઠી વંદે અણગાર—

ઇસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહર જિહાં આવતી,
વાહાણ વખાર તણો નહિ પાર, હાટે લોક કરે વ્યાપાર. ૨૩
નગર કોટ ને ત્રિપોલીઉ, માણકચોકે બહુ માણુસ મિલ્યું,
વોહોરે કુંણી (કૂણી) ડોડી સેર, આલે દોકડા તેહના તેર. ૨૪
ભોગી લોક ઇસ્યા જિહા વસે, દાન વરે પાછા નવિ ખસે,
ભોગી પુરૂપ ને કરૂણાવંત, વાણિગ છોડિ બાંધ્યા જંત. ૨૫
પશુ પુરૂષની પીડા હરે, માંદા નરને સાજા કરે,
અજા મહીષની કરે સંભાલ, શ્રાવક જીવદયા પ્રતિપાળ. ૨૬
પંચ્યાસી જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ,
પા. ઇંદ્રપુરીશું કરતા વાદ.

પસ્તાલીસ જિહાં પૌષધશાળ, કરે વખાણ મુનિ વાચાળ. ૨૭
પા. પોષધશાલા જિહાં બહુ તાલ.
પડિકકમણું પૌષધ પૂજાય, પુણ્ય કરંતા દાહા જાય,
પ્રભાવના વ્યાખ્યાનેં જ્યાંહિ, સાહામિ વાચ્છલ્ય હોયે પ્રાંહિ. ૨૮

ઉપાશરો દેહરૂં ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ,
ઠંઢિલ ગોચરી સોહિલ્યા આંહિ, મુનિ અહિં રહેવા હીડે પ્રાહિં. ૨૯

ઇસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી. ૩૦

તાસ અમલે કીધો મેં રાસ, સાંગણ સુત કવિ ઋષભદાસ,
**સંવત સોળ પંચ્યાસીઓ** (૧૬૮૫) જસેં, આસો માસ
દસમી દિન તસે. ૩૧

ગુરૂવારે મેં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહુતી આસ,
શ્રી ગુરૂનામે અતિ આણુંદ, વંદું વિજયાણુંદ સૂરીંદ. ૩૨

ઢાલ–ઉતારો આરતી અરિહંતદેવ–રાગ ધન્યાસી.

વંદીયે વિજયાણુંદ સૂરિરાય, નામ જપંતા સુખ સબળું થાય. વં. ૧
તપગછ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હુઓ પુરૂષ તે સારો. વં. ૨
સાહ શ્રીવંતકુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિમ દિનકર ચંદો. ૩
લાલબાઈ સુત સીંહ સરિખો, ભવિક લોક મુખ ગુરૂનું નીરખો. ૪
ગુરૂ નામે મુજ પોહોતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો. ૫
પ્રાગવંશે સંઘવી મહિરાજો, તેહ કરતો જિનશાસન કાજો. ૬
સંઘપતિ તિલક ધરાવતો સારો, શેત્રુંજ પૂજી કરે સફળ અવતારો. ૭
સમકિતસાર વ્રત બારનો ધારી, જીનવર પૂજા કરે નીત સારી. ૮
દાન દયા દમ ઉપર રાગો, તેહ સાધે નર મુગતિનો માગો. ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ, સંઘવી સાંગણ તેહનું નામ. ૧૦
સમકિત સાર ને વ્રત જસ બારો, પાસ પૂજી કરે સફળ અવતારો. ૧૧
સંઘવી સાંગણનો સુત વારૂ, રાસ જોડી હુઓ બહુ જન તારૂ. ૧૨
એક કહે કરૂં ખરો જબાપો, દ્યે ઉપદેશ ચેતે કંઇ આપો. ૧૩
અંગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતો જૂઓ. ૧૪
નંદિષેણ ગણિકા ઘરિ જ્યારે, આપ બૂડે અન્યને તારે. ૧૫
ઋષભ કહે ભલું પૂછયું પરમ, બિંદુઆ જેટલો સાધીયેં ધરમ. ૧૬

આણુંદ શંખ ને પુષ્કલી જોય, બરાબરી તસ કુણે નવિ હોય. ૧૭
ઉદયન બાહડ જાવડસાય, તેહના પગની રજ ન થવાય. ૧૮
વીરમારગ વહી કાંઇ પુણ્ય કીજે, ઉગતે સૂરેં જિન નામ
સહી લીજે. ૧૯
પ્રહિ ઊઠી પડિક્કમણું કરીયે, દોય આસણુ વ્રત અંગે ધરીયે. ૨૦
વ્રત બાર ચૌદ નિયમ સંભારો, દેસના દેઇને નરનારી તારો. ૨૧
ત્રિકાળ પૂજા જિન નિત્ય કરવી, દાન પાંચે દેઉં શક્તિ
મુજ જેહવી. ૨૨
નિત્યેં દસ દેવળ જિનતણાં જોહારૂં, અક્ષત મુકી નિજ
આતમ તારૂં. ૨૩
આઠમિ પાખી પૌષધ પ્રાહિં, દિવસ રાત સિજ્ઝાય કરૂં ત્યાંહિ. ૨૪
વીરવચન સુણી મનમાંહિ ભેદું, પ્રાહિ વનસ્પતિ નવિ છેદું. ૨૫
મૃષા અદત્ત પ્રાહિં નહિં પાપ. શીળ પાળું તન વચને આપ. ૨૬
નિત્ય નામું જિન સાધુને સીસો, થાનક આરાધ્યાં વળી વીસો. ૨૭
દોય આલોયણ ગુરૂ કન્હે લીધી, અઠ્ઠમિ છઠ્ઠિ સુદ્ધ આતમિ કીધી. ૨૮
શેત્રુંજ ગિરિનાર શંખેસર યાત્રા, રાસ લખી ભણાવ્યાં બહુ છાત્રા. ૨૯
સુખશાતા મનીલ ગણું દોય, એકપગે જિન આગળ સોય. ૩૦
નિત્યેં ગણવી વીસ નોકરવાલી, ઉભા રહી અરિહંત નિહાળી. ૩૧
તવન અઠાવન ચોત્રીસ રાસો, પુણ્ય પસર્યો દીયે બહુ સુખ વાસો. ૩૨
ગીત થુઇ નમસ્કાર બહુ કીધા, પુણ્ય માટે લિખી સાધુનેં દીધા. ૩૩
કેટલાએક બોલની ઇચ્છા કીજે, દ્રવ્ય હોય તો દાન બહુ દીજે. ૩૪
શ્રી જિનમંદિર બિંબ ધરાવું, બિંબ પ્રતિષ્ઠા પોઢી કરાવું. ૩૫
સંઘપતિ તિલક ભલુંજ ધરાવું, દેસ પરદેસ અમારિ કરાવું. ૩૬
પ્રથમ ગુણઠાણાને કરૂં જઇનો, કરૂં પુણ્ય સહિત નર જેહ છે હીનો. ૩૭
એમ પાલું હું જૈન આચારો, કહેતાં સુખ લઘુતા અપારો. ૩૮
પણ મુજ મનતણો એહ પ્રણામો, કોએક સુણી કરે આતમ કામો. ૩૯
પુણ્ય વિભાગ હોય તન મ્હારે, ઇસ્યું ઋષભ કવિ આપ વિચારે. ૪૦
પર ઉપગાર કાજેં કહિ વાત, મનતણો પણ સંદેહ જાત. ૪૧

ઢાળ–હીંચ્યરે હીંચ્યરે હર્ષે હીંડોલડે–રાગ ધન્યાસી.

વંધરે વંધરે વંધ ગુરૂ **હીર**ને, મંત્ર સમાન છે **હીર** નામો;
જન્મ જ્યારેં હવો ઘેર આણુંદ ભલો, કરત ઉદ્ધાર કરી આજ તામો.
વંધરે. ૧

હીરવિજયસૂરિ દીખ દીધા પછી, ગછની જોતિ તે સબળ જાણે;
ગછનાયક વડો **રાજવિજયસૂરિ**, શ્રી **વિજયદાન**ને પાય લાગે. ૨
**હીર** પદવી લહે જામ જગમાં વળી, તામ **શેત્રુંજ** મુગતોજ થાય;
પરિવારસ્યું પરિવર્યો તિલક મસ્તક ધરી, સાહ ગલ્લો **શેત્રુંજ** જાય. ૩
સાધુપૂજા સહિ વિહારવિધિ ભલ થઇ, ધર્મ ને કર્મ તે સુખેંજ ચાલે;
હીરરે હીરરે જપે જિકો માનાગે, તેહ જગે ઋદ્ધિ રમણીસ્યું માલે.
વંધરે. ૭

**ઋષભ** રંગે સ્તવે અંગ શાતા હવે, સંઘ સકળ તણે સુખ હોયે;
સુરનર નારીયાં પંખીયાં સુખ લહે, હીરનું નામ જપતાં જિ કોયે.
વંધરે. ૮

—સં. ૧૭૨૪ વર્ષે ભાદ્રવા શુદિ ૮ શુક્રે શ્રીમત્તપાગચ્છે ભટ્ટારક શ્રી. ૨૧ શ્રી વિજયરાજસૂરીશ્વર રાજ્યે સકલપંડિતસભાશૃંગારહાર ભાલ સ્તલ–તિલકાયમાન પંડિત શ્રી ૭ શ્રી દેવવિજયગણિ શિષ્યઃ પંડિતોત્તમ પંડિતપ્રવર પંડિતશ્રી ૫ શ્રી તેજવિજયગણિ શિષ્યઃ પંડિતશ્રી ૩ શ્રી ષિમાવિજયગણિ શિષ્ય મુનિ સૂરવિજયેન લિખિતમ્. શ્રી સાદડી નગરે શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્. સ્વયં વાચનાર્થં મિતિ શ્રેયઃ–

—સંવત્ ૧૮૨૫ ના વર્ષે માસોત્તમ માસે જયેષ્ઠ–માસે શુકલપક્ષે પૂર્ણિમાયાં હિમવાસરે લિખિતાશ્ચ પં. અમૃતવિજયેન, શ્રી મુનિસુવ્રત પ્રસાદાત્–ભરૂચ પ્રતિ.

——પ્ર–આ. કા. મહોદધિ મૌ. ૫.

—ઇતિ **હીરવિજય સૂરીશ્વર રાસ** સંપૂર્ણમ્ ॥ સંવત ૧૭૫૮ વર્ષે અશ્વિન વદિ ૧૨ બુધવાસરે શ્રી પંભાઅેત્ય બંદિરે લેખકપાઠકયોઃ કલ્યાણમસ્તુ. શ્રીરસ્તુ ॥ લેખકપાઠકયો ચિરંજીયાત્.

યાદશં પુસ્તકં દૃષ્ટ્વા તાદશં લિખિતં મયા
યદિ શુદ્ધ મશુદ્ધં વા મમ દોષો ન દીયતે. ૧
અદૃષ્ટિ દોષાન્મતિવિભ્રમાદ્વા, યત્કિંચિદૂનં લિખિતં મયાત્ર
તત્સર્વમાર્યૈઃ પરિશોધનીયં કોપો ન કાર્યો ખલુ લેખકસ્ય. ૨
મંગલં લેખકાનાં ચ પાઠકાનાં ચ મંગલં
મંગલં સર્વલોકાનાં ભૂમૌ ભૂપતિ મંગલં. ૩
ભગ્ન પૃષ્ટિ કટિગ્રીવા ઉર્ધ્વદૃષ્ટિ રધોમુખં
કષ્ટેન લિખિતં શાસ્ત્રં યત્નેન પરિપાલયેત્ ॥ ૪—પા. ૧૦૭-૧૫ આ. ક.

—સં. ૧૮૨૫ માસોત્તમ માસે જ્યેષ્ટ માસે શુક્લપક્ષે પૂર્ણિમાયાં હિમવાસરે લિ૦ પં. અમૃતવિજયેન શ્રી મુનિસુવ્રતપ્રસાદાત્. ૭૯-૧૪ ભ૦

**(૪૧૦) અભયકુમાર રાસ.** સં. ૧૬૮૭ કાર્તિક વદ ૯ ગુરૂ. ખંભાત.

**અંતે—**

રચ્યો રાસ ત્રંબાવતીમાંહૈ, જિહાં બહુ જિનનો વાસોજી,
દૂરગ ભલો જિનમંદીર મોટાં, સાયર તીરઈ અવાસોજી—મુ. ૧૦૦૦
પ્રોષધશાલા સ્વાંમીવછલ, પૂજા મહોછવ થાઇજી,
તેણઈ થાનકિં એ રાસ રચ્યો મેં, સિંહ (સહિ) ગુરૂ ચરણ પસાઇજી—
મુ. ૧૦૦૧

તપગછ નાયક શુભસુખદાયક, વિજયાનંદ ગુણ ધારીજી,
મીઠી મધૂરી જેહની વાંણી, જેણેં તાર્યાં નરનારીજી—મુ. ૧૦૦૨
શ્રાવક તેહનો સમકીતધારી, પૂજૈ જિનવર પાઇજી,
**પ્રાગવંશ સાંગણસુત સોહૈ, રીષભદાસ ગુણ ગાઇજી—મુ. ૧૦૦૩**
**સંવત્** ૭સાયર ૮દિગ ૬રસ ૧ધરતી, કાર્તિક મહિનો સારોજી,
બહુલ પખ્ય દીન નવમિ ભલેરી, વાર ગુરૂ ચીત ધારોજી—મુ. ૧૦૦૪
અભયકુમાર મંત્રીસર કેરો, કીધો રાસ રસાલોજી,
**રીષભ** કહે રંગઇ જે સુણસેં, તે સુખીઆ ચીરકાલોજી—મુ. ૧૦૦૫
મુગતિ પૂરીમાંહિ ઝીલેસિં.

—ઇતિ શ્રી રિષભદાસ વિરચિતે અભયકુમાર રાસ સંપૂર્ણ. લેખક પાઠકયો ચિરંજીયાત્ ॥ બરહાંનપુરે ॥ સંવત્ ૧૭૭૧ વર્ષે અશ્વિન વદી ૨ ભોમે.

[ Deccan College Library No. 1577 of 1891-95 ]

—ભાવ૦ કુલ કડી ૧૦૧૪ ) અમ.

(૪૧૧) ઋષભદેવનો રાસ.
(૪૧૨) ક્ષેત્રપ્રકાશ રાસ.
(૪૧૩) સમયસ્વરૂપ રાસ.
(૪૧૪) દેવગુરૂ સ્વરૂપ રાસ.
(૪૧૫) શેત્રુંજય રાસ.
(૪૧૬) નવતત્વ રાસ.
(૪૧૭) કુમારપાલનો નાનો રાસ.
(૪૧૮) જીવંત સ્વામીનો રાસ.
(૪૧૯) ઉપદેશમાલા રાસ.
(૪૨૦) શ્રાદ્ધવિધિ રાસ.
(૪૨૧) આર્દ્રકુમાર રાસ.
(૪૨૨) પુણ્યપ્રશંસા રાસ.
(૪૨૩) કઇવન્નાનો રાસ.
(૪૨૪) વીરસેનનો રાસ. હવે ટૂંકી કૃતિઓ જોઇએ.

**૧.+ નેમિનાથ સ્ત.** સં. ૧૬૬૭ પોશ શુ. ૨ ગુરૂ ઋષભનગર (ખંભાત)માં.

જુઓ અને સરખાવો કૃતિ નં. (૩૯૫ ક) પૃ. ૪૧૭.

આદિ—

સરસતિ સામિણિ પાયે નામીજી, ગાયસ્યું નેમિજિણંદ,
જાદવકુલમંડણ ઉપનોજી, પ્રગટયો પૂનમચંદ;
સૂણો નર નેમ સમો નહિ કોઅ.

અંતે— કલસ.

વંદો વંદોરે, નેમિનાથ બાવીસમા, જેહણે કીધોરે સંઘ ઉદ્ધાર,
એ નરનારી શુભ મતિરે, પોતા મુગતિ મઝાર.
વંદો વંદો નેમનાથ બાવીસમોરે, સંવત સોલચોસઠે એ મેં થુણ્યોરે,
—પાઠાંતર સોલસોસઠ–સડસઠ છે.
પોસ માસ શુદ બીજ, ગુરૂ ગણોરે રિખબનઅરમેં સંથુણ્યોરે.
ઇય નેમિ જિનવર પુણ્યદિનકર સકલ ગુણમણિસાગરો,
જસ નામ જપીએ કર્મ ખપીએ, છૂટીએ ભવસાગરો.
તપગછ મુનિવર સકલ સુખકર, શ્રી વિજયસેન સૂરીસરો,
તસ તણો શ્રાવક રીખબ બોલે, થુણ્યો નેમિ જિણેસરો.

—કાને માતે અધૂ અદકૂ લખ્યૂ હોએ તે મછામ દોકડો છે. ઉનાના વકીલ મોરારજી બાવી, ચોપડામાંથી પૃ. ૪૬–૫૨.

—જૈ. એ. ઈ. ના ભંડારમાં.

—ઉદયપુર ભંડાર.

પ્ર. ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩ પૃ. ૧૫૧–૧૫૭.

૨. આદીશ્વર આલોયણ સ્ત૦ સં. ૧૬૬૬ શ્રાવણ શુદ ૨ ખંભાતમાં.

આદિ— ચાલ ચોપાઈ.

શ્રી આદીસર વંદૂં પાયે, વીનના નગરી કેરો રાય,
પ્રથમ તીર્થંકર રીખભજિણંદ, જસ મુખ દીઠે અતિ આણંદ. ૧
તેહ તણો પાય ઉણુસરી, પાપ આલોઉં પરગટ કરી,
ચઉગતિ માંહે ભમતો જેહ, કીધાં કરમ કૂકરમ તેહ. ૨

* * * *

અંતે—

પુરવ પુણ્ય તણા અંકુરા, પ્રગટ થયા મુઝ આજરે,
શેત્રુંજ સ્વામિ નયણે નિહાળ્યો, સરિયાં મુઝ કાજરે.

સંવત ૧૬ છાસઠા વરસે, સાવણ સુદિ દન બીજેજી,
તંબાવટીમાંહે જન સાખે, પાપ પખાલી રીઝેજી. ૫૫

કલસ.

તું તરણ તારણ દૂરિતવારણ, સ્વામી આદિ જિણંદઓ,
પ્રભુ નાભિનંદન નયણ નિરખી હુઓ અતિ આણંદએ. ૫૬
તપગચ્છ ઠાકર વચન સાકર શ્રી વિજયસેન સૂરિતણો,
સાંગણ તણો સુત રીખભ બોલે, પાપ આલોઉં આપણો. ૫૭

—ઉનાવાળા મોરારજી વકીલના ચોપડામાંથી ૬૪–૬૮.

### ૩. મહાવીર નમસ્કાર.

આદિ—

વીર જિણંદ ચોવીસમો, ત્રિશલા જેની માય,
ભૂપ પિતા ભગવંતનો, નર સિદ્ધારથ રાય. ૧
સિદ્ધારથ કુલ ઉપનો, વર્દ્ધમાન જિન નામ,
તે જિણવરના ગુણ સ્તવૂં, પ્રેમે કરૂં પ્રણામ. ૨

* + * *

અંતે—

સંજમ ચોખું પાલિઉં, નિરમલ ગંગાનીર,
સકલ પાપનો ક્ષય કરી, મોક્ષ ગયા મહાવીર,
અરિહંત દેવ જે સિદ્ધ હુવા, સોય નમૂં નિસદીસ,
રીખભદાસ જિનને નમે, શ્રી સંઘની પૂરો જગીસ.

—ઉનાના મોરારજી વકીલનો ચોપડો પૃ. ૭૧–૭૨.

### ૪. આદીશ્વર વીવાહલો.

આદિ—

આદિ ધર્મ જિન ઉદ્ધર્યો, અવનિપતિ આધાર,
જુગલા ધરમ નિવારીઓ, પ્રથમ ધર્મ (જિન) અવતાર. ૧
પ્રથમ મુનીશ્વર જે હૂવા, પ્રથમ તે કેવલજ્ઞાન,
પ્રથમ હૂઆ ભિખ્યારૂ, પ્રથમ દીયાં જેણે દાંન. ૨

નાભિરાય કુલિ ઉપનઉં, મરૂદેવા જસ માય
ઋષભદેવ સુત જનમિઉ, સુરગિરિ ઉચ્છવ થાય. ૩
અષ્ટપ્રકાર કલસા કીયા, સાઠિલાખ એક કોડિ
નીર સુગંધઈ તે ભર્યા, ન્હાવણુ કરઇ કરજોડિ. ૪
પૂજી પ્રણમી સુર દીઈ, વીવર કુંડલ સાર,
જિનવર જિનઘરિ મૂંકીયા, હિયડઈ હરષ અપાર. ૫

* * * *

અંતે—

વર તપાગછપાટિઇં પ્રભુ પ્રગટીઓ, શ્રી વિજયસેનસૂરિ પૂરી આસો,
ઋષભના નામથી સકલ સુખ પામીએ, કહે તે કવિતા નર
રીખભદાસો. ૬૮

—શ્રી ઉદેન મધે લખો છે સંવત ૧૭૫૨ માહ વદ ૧૩ દને.
મોરારજી ભાઇનો ચોપડો ૭૮-૮૩.

—સુશ્રાવિકા પદમાં શ્રાવિકા હરબાઇ પઠનાર્થં. સં. ૧૭૩૧ વર્ષે
પોષ વદિ ૧૦ રવૌ લિખિતં. પ્ર. કા. —૩-૧૭ સેં. લા. નં. ૪૬૪.

**૫. શ્રી શેત્રુંજય મંડણ શ્રી રૂષભદેવ જિનસ્તુતિ.**

અંતે—

શ્રી વિજેસેન સૂરીશ્વરરાય, શ્રી વિજયદેવ ગુરૂના પ્રણમું પાય,
રીષભદાસ ગુણ ગાય. ૪. (જૈ. એ. તીર્થમાળામાં.)

**૬+ સ્થૂલિભદ્ર સઝાય** (સ્થૂલિભદ્ર ને કોશાનો સંવાદ)

આદિ—

શ્રી સ્થૂલિભદ્ર મુનિગણુમાં શિરદારજો,
ચોમાસું આવ્યા કોસ્યા આગારજો,
ચિત્રામણ શાળીયે તપ જપ આદર્યા જો. ૧

અંતે—

પૂરવી થઇને તાર્યાં પ્રાણી થોકજો, ઉજ્જલ ધ્યાને તે ગયા દેવલોકજો,
રૂષભ કહે નિત્ય તેને કરીયે વંદના જો. ૧૭

—ચૈસ૦ આદિ સં. ભાગ ૩ પૃ. ૩૬૫.

૭+ધૂલેવા શ્રી કેસરીયાજી સ્ત. (?)

આદિ—

ધૂલેવા નગરમાંહિ ઋષભ જિનેશ્વર, જગભૂલો કાંઈ ભટકે છે.

અંતે—

પ્રત્યક્ષ દેવ પરમગુરૂપાયો, ઋષભદાસ ગુણ રટકે છે. ધૂલેવા. ૪

૮+ માનપર સઝાય–૧૬ કડી

આદિ—

માન ન કરશોરે માનવી, કાચી કાયાનો શો ગર્વરે
સુરનર કિન્નર રાજીયા, અંતે મરીગયા સર્વરે. માન. ૧

અંતે—

અસ્થિર સંસાર જાણી કરી, મમતા ન કરો કોઇરે
કવિ ઋષભનીરે શીખડી, સાંભલજો સહુ કોઇરે. માન. ૧૬

—ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩.

આણંદજી કલ્યાણજીના ભંડારની હિતશિક્ષાની પ્રતમાં છેવટે નીચેની ટીપ આપી છે:—

સંઘવી ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઈ છે.

૧ શ્રી ઋષભદેવનો રાસ ઢાલ ૧૧૮ ગાથા ૧૨૭૧ ગ્રંથા ૧૭૫૦ છે.
૨ શ્રી ભરતેસ્વર રાસ ઢાલ ૮૩ ગાથા ૧૧૧૬ ગ્રંથ ૧૫૦૦ છે.
૩ શ્રી જીવવિચાર રાસ ગાથા ૫૦૨ ગ્રંથ ૭૧૪ છે.
૪ શ્રી ક્ષેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪ ગ્રંથ ૮૫૬ છે.
૫ શ્રી અજાપુત્રનો રાસ ગાથા ૫૬૯ ગ્રંથ ૭૭૫
૬ શ્રી શેત્રુંજ રાસ ગાથા ૩૦૧ ઢાલ ૨૦ ગ્રંથ ૪૧૨ છે.
૭ શ્રી સમકિ તસાર રાસ ગાથા ૮૭૯ ગ્રંથ ૧૧૮૨ છે.
૮ શ્રી સમયસ્વરૂપ રાસ ગાથા ૭૯૧ ગ્રંથ ૧૦૦૦ છે.
૯ શ્રી દેવગુરૂ સરૂપ રાસ ગાથા ૭૮૫ ગ્રંથ ૧૦૫૮ છે.
૧૦ શ્રી નવતત્વ રાસ ગાથા ૮૧૧ ગ્રંથ ૧૧૨૭ છે.

૧૧ શ્રી થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮ ગ્રંથ ૧૦૦૦ છે.
૧૨ શ્રી વ્રતવિચાર રાસ ગાથા ૮૬૨ ગ્રંથ ૧૨૧૨
૧૩ શ્રી સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૪ ગ્રંથ ૫૨૫ છે.
૧૪ શ્રી કુમારપાલ રાજાનો રાસ ગાથા ૪૫૦૬ ગ્રંથ ૫૮૦૦
૧૫ શ્રી કુમારપાલનો નાહનો રાસ ગાથા ૨૧૯૨ ગ્રંથ ૨૭૫૦
૧૬ શ્રી જીવત સ્વામીનો રાસ ગાથા ૨૨૩ ગ્રંથ ૨૭૫ છે.
૧૭ શ્રી ઉપદેશમાલા રાસ ગાથા ૭૧૨ ગ્રંથ ૧૦૧૮
૧૮ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૨૪ ગ્રંથ ૨૨૫૦
૧૯ શ્રી હિતશિખ્યા રાસ ગાથા ૧૮૬૨ ગ્રંથ ૨૩૨૫ છે.
૨૦ શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૬૬ ગ્રંથ ૭૫૦ છે.
૨૧ શ્રી આર્દ્રકુમારનો રાસ ગાથા ૯૭ ગ્રંથ ૧૨૫
૨૨ શ્રી શ્રેણિકનો રાસ ગાથા ૧૮૩૯ ગ્રંથ ૨૩૦૦
૨૩ તવન ૩૩, ૨૪ નમસ્કાર ૧૩, ૨૫ થોયું ૭, ૨૬ તીર્થંકરનાં કવિત ૨૪
૨૭ ગીત ૩૧ ૨૮ સુભાષિત ૩૭૯

એવં સર્વ એ જોડિ શ્રી સાંગણસુત સંઘવી ઋષભદાસે કીધી તે લષી છે જી. લિ. મુનિ ન્યાનચંદ્રેણ. આ. ક. હિતશિક્ષાની પ્રતમાં.

વળી એક હસ્તલિખિત પાનામાં નીચે પ્રમાણેની ટીપ મળી છેઃ–

સંઘવી રીષભકૃત રાસની ટીપ લખી છઈ ॥ શ્રી રીષભદેવનો રાસ ગાથા ૧૨૭૧, શ્રી ભરતેશ્વર રાસ ગાથા ૧૧૧૬, શ્રી જીવવિચાર રાસ ગાથા ૫૦૨, શ્રી ખેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪, શ્રી અજાપુત્રનો રાસ ગાથા ૫૫૯, શ્રી શેત્રુંજ રાસ ગા. ૩૦૧, શ્રી સમકીતસાર રાસ ગા. ૮૭૯, શ્રી સમઇ સરૂપ રાસ ગા. ૭૯૧, શ્રી દેવસરૂપ ગા. ૭૮૫, શ્રી નવતત્ત્વ રાસ ગાથા ૮૧૧, શ્રી થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮, શ્રી વ્રતવિચાર રાસ ગા. ૮૬૨, સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૬, શ્રી કુમારપાલ રાસ ગાથા ૪૫૦૬, કુમારપાલનો નાનો રાસ ગાથા ૨૧૯૨, શ્રી જિવત સ્વામીનો રાસ ગાથા ૨૨૩, શ્રી ઉપદેશમાલા ગાથા ૭૧૨ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૧૬, શ્રી હિતશિક્ષા રાસ ગા. ૧૮૪૫,

શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૭૧, શ્રી આર્દ્રકુમાર રાસ ગાથા ૯૭, શ્રી શ્રેણિકરાસ ૧૮૩૯, તવન ૩૩, નમસ્કાર ૨૨, થોઓ ૨૭, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫, શ્રી હીરવિજયસૂરિનો રાસ ગાથા....શ્રી મલ્લિનાથ રાસ ગાથા ૨૯૫, શ્રી પુણ્યપ્રશંસા રાસ ગાથા ૩૨૮, કયવન્નાનો રાસ ૨૮૪, શ્રી વીરસેનનો રાસ ગા. ૪૪૫,

(કવિ ખંભાતના શ્રાવક હતા. પોતાના વતન ખંભાતનું વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃતિઓની અંતે આપેલું છે તે પરથી સંવત સત્તરમી સદીમાં તેની રચના, ત્યાંની જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ કેવાં પ્રકારનાં હતાં તે જણાઇ આવે છે. આ નગરનાં ખંભનગર, ઋષભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી એ જૂદાં જૂદાં નામ કવિએ કહ્યાં છે તે વાત પણ તેની ઐતિહાસિક બીનામાં વધારો કરે છે. આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષેની લોકવાર્ત્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય. કવિ પોતે વીસા પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમનો જન્મ ખંભાતમાં માતા સરૂપાદે અને પિતા સાંગણથી થયો હતો. તેમના પિતામહનું નામ મહિરાજ હતું. મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે વસાવ્યું હતું ત્યાંના મૂલ વતની હતા. અને પછી તેના પુત્ર સાંગણ ખંભાતમાં વસ્યા ને સમૃદ્ધિ પામ્યા. મહિરાજે સંઘ કાઢી શત્રુંજયની જાત્રા કરી હતી અને સાંગણે પણ તેજ પ્રમાણે 'સંઘવી' (સંઘપતિ) તરીકે ખ્યાતિ મેળવી હતી. કવિ પોતે શ્રાવકના જે આચાર જૈનશાસ્ત્રમાં જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસેથી બોધ લેતા અને જિનની પૂજા મંદિરમાં જઈ હમેશ કરતા. તેમણે શેત્રુંજય, ગિરિનાર, શંખેશ્વરની યાત્રા કરી હતી અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા. આપરથી જણાય છે કે તેઓ ધર્મચુસ્ત, સંસ્કારી, બહુશ્રુત અને શાસ્ત્રાભ્યાસી હતા. પોતે 'સંઘવી' એ વિશેષણ પોતાને આપે છે તે પરથી તેમણે પણ સંઘ કાઢ્યો હોય એમ જણાય છે. પોતાને સુલક્ષણી પત્ની, બહેન, બાંધવ, અને એકથી વધારે બાળકો

હતાં. ઘેર ગાય ભેંસ દૂઝતી હતી અને લક્ષ્મી પણ પ્રસન્ન હતી. નેમિ-દૂતના કર્ત્તા વિક્રમ કે જે પોતાને સાંગણનો પુત્ર જણાવે છે તે કદાચ આ કવિના બાંધવ હોય. કવિ તરીકે ગૂર્જર પ્રાચીન કવિ શિરોમણિ તરીકે પ્રસિદ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાના પૂર્વગામી પોતે છે અને પોતાની વર્ણનશૈલી શબ્દચમત્કૃતિ, ભાષાગૌરવ તે કવિઓની સર-ખામણીમાં ઉતરતા હોઈ શકે તેમ નથી. સરસ્વતી દેવી પ્રત્યે સંપૂર્ણ ભક્તિ હોઈ તેમની હમેશાં સ્તુતિ કરી પોતાની કૃતિઓનો પ્રારંભ કરેલ છે અને જનશ્રુતિ પ્રમાણે તેમણે તે દેવીને આરાધન કરી પ્રસન્ન કરી હતી અને દેવીનો પ્રાસાદ મેળવ્યો હતો. પોતે શ્વેતામ્બર તપગચ્છના હતા અને પોતાના ગુરૂ તરીકે પ્રસિદ્ધ વિજયસેન સૂરિને અંગિકૃત કર્યા હતા, અને તેમની પછી વિજયદેવસૂરિને થોડો સમય સ્વીકાર્યા પછી વિજયતિલકસૂરિને અને તેમની પછી વિજયાણંદસૂરિને સ્વગુરૂ તરીકે લેખ્યા હતા. તેમના સમયમાંજ પ્રખ્યાત ધર્મસાગરજીના ગ્રંથનો ઝઘડો થયો. દેવ અને અણસુર-આણંદ પક્ષો થયા કે જે ઝઘડાનું સ્વરૂપ ઐતિહાસિક રાસમાળા ભાગ ૪ થામાં આપેલ વિજયતિલકસૂરિરાસ પરથી સ્પષ્ટ જણાશે. કવિએ ઘણી કૃતિઓ રચી છે તેમાં કેટલીક સંસ્કૃત ચરિત્રો પરથી પોતાની કવિ-કેળવણીથી સુંદર અને અલંકૃત બનાવી છે, અને કેટલીક સ્વતંત્ર છે. આ કવિની સર્વ કૃતિઓ પ્રસિદ્ધ થવા યોગ્ય છે. વિશેષ વિસ્તારથી હકીકત મારા આ કવિ સંબંધેના નિબંધ પરથી જાણી લેવી. ]

---

## ૨૧૧ કનકસુંદર (વડતપગચ્છ દેવરત્નસૂરિ-વિદ્યારત્ન શિ.)

**(૪૨૫) ગુણધર્મ કનકવતી પ્રબંધ** લ. સં. ૧૬૬૩ પહેલાં

**આદિ—** છંદ.

સકલ જાતિમાઇ સારદરાણી, ત્રિભુવનરાય વદનિ ઈહ ઠાણી,
સુરનર ગુણ ગંધર્વ વષાણી, આપિ માઇ સરસ સુઝવાણી. ૧

દુહા.

જે નવ રસ સરસ સહું સુણઈ, ષંતિ ધરી બહું જન,
મહિમા જનમાંહિ હુઈ, સરસતિ જુ સુપ્રસન્ન. ૨
કવીયણ આગિ જે હુંયા, તે ધુરિ સમરી માઇ,
હુંયા હુસિ જે કવીયણ, થાસિ તુઝ પસાઈ. ૩

* * * *

અંતે—

ભાણેજને યુવરાજ દેઇ, એ ઢાલ.

ઇમ સુણી પ્રાણી ચિત આણી, વિષય છંડઉ વાડ
પરમાદ પાંચઈ દૂરિ કીજઇ, દીજઇ નગર કપાટ. ૩૬૧
એ સીલ સુધું પાલતારે, ભુરીઇ ભવખાડ,
રોગ સોગહ સવિ નાસઇ, નવિ નડિ કો કોઈ નાડ. ૩૬૨

* * * *

ચોપાઇ.

ઇમિ જાણી સંસાર અસાર, ગિરૂયા મુંકઈ વિષય વિકાર,
વડતપગછિ ગોયમ અવતાર, શ્રી ધનરત્ન હુઆ સંસારિ. ૩૬૪
તસ પટધારક ગુણે કરી ભુરિ, ગછપતિ શ્રી સુરરત્નહસુરી,
પટ પ્રભાવક વંદિત ઇશિ, શ્રી પુજ્ય દેવરત્ન સુરીસ. ૬૫
સહતાથી તે ગછપતિ તણા, વાચક વિધારત્ન ગુણ ઘણા,
અંતેવાસી તેહનો મુખ્ય, કનકસુંદર નાંમે છે શિષ્ય. ૬૬
શાંતિ જિણેસ્વરતણું ચરિત્ર, કથા પ્રબંધિ કરી વિચિત્ર,
વાંચતાં આવ્યો સંબંધ, ચતુરે જાણ્યો ભલો પ્રબંધ. ૬૭
ભુ પીઠિ તે ચતુરસુજાણ, લહુડા તુહિ પાંમઈ માંણ,
સાવ સલુણાં કેતકી પત્ત, હરષિ નાહના રંજઇ ચિત્ત. ૬૮
તેહનાં વચન લહી આભર્ણ, રચ્યો રાસ સુષદાતા કર્ણ,
પંડિત કનકસુંદર ઇમ કહઇ, ભણે સુણઇ તે સુષજ લહઈ. ૬૯

—ઇતિ ગુણધર્મ કનકવતી કામ પરિત્યકત કૌતક પ્રબંધ ચતુર્થોધિકાર સંપૂર્ણ. સં. ૧૬૬૩ વર્ષે કાર્તિક વદિ ૧૪ શનૌ લિ० ઋ. શ્રી ૫ રામામાહાવજી સ્વયં પઠનાર્થ. ૧૩-૧૭ લીં.

**(૪૨૬) કર્પૂરમંજરી** સં. ૧૬૬૩ (પા. ૪)

**(૪૨૭) સગાલસાહ રાસ.** સં. ૧૬૬૭ વૈશાખ વદ ૧૨

**આદિ—** શ્રી ગુરૂભ્યો નમઃ

સકલ સુરપતિ સકલ સુરપતિ નમઇ જસ પાય,
ચુવીસઇ તિથેસરૂ, તાસ નામ હું ચિત્તિ ધ્યાઉં;
સરસતિ સામિણિ મનિ ધરી, સુગુરૂ શુદ્ધ પરસાદ પાઉ,
સત્વસરગુ ગુણ સબલ, તસ ધારક વર્ણુંવ્યોસ,
વંસિ વિશુદ્ધઉ તે હુઉ, નિરમલકુલ ગુણ લ્યોસ. ૧

× × × ×

**અંતે**

અન્ય અઠસઠિ સબલતીરથ કરઇ જે ફલ હોઈ
સાહશ્રી સગાલ કેરૂ રાસ સુણતાં સોએ. ૪૮૩
વલી જૈન તીરથ કરઇ જે એહ, જન તે સુણઇ એ રાસ,
અધિક ફલ એ સાંભલઈ, ગુણ સેઠની એ ભાસ,
સુણી એહનઉ દાંનમહીમા, ગ્રહઈ ગુણ જે એહવઉ,
તે લહઇ સંપદ સકલ અવિચલ, થાઈ નિર્મલ તેહવઉ. ૪૮૪
એ રાસ ભણતાં હર્ષ વાધઇ સુગુણ સુણતાં પાંમીઇ,
વલી આસપૂરણ સકલ હુઇ અનઈ વંછિત કામીઇ,
સોલ સંવત સતસઠઈ માસ વૈશાષઇ વલી,
વદિ બારસઇ એ રાસ પૂરણ હુઇ શુભ મનની રલી. ૪૮૫
વૃદ્ધશાલા ગુણવિશાલા, વિદ્યારત્ન ગછપતી,
તસ આણપાલક કનકસુંદર કહઈ ઉવઝાયાં યતી,
વિબુધ શ્રોતારાસ સુણતાં, હરઇ ભાવ સુ આણુયો,
શશિ સૂરમંડલ તપઈ તાં જાં રાસ એહ વષાંણુયો. ૪૮૬

—સંવત ૧૬૭૦ લખિતં. ૧૬-૧૭ (મારી પાસે છે.)

( પ્રસિદ્ધ સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે મને જણાવ્યું કે " એક બંધુકાર્ય માટે વીનતી છે. ચેલૈયા કિંવા સેલયાની કથા જાણીતી છે. ભોજાભગતે સેલૈયા આખ્યાન લખ્યૂં છે. એક બીજા કવિએ ' શેઠ સગાળસા સાધુને સેવે ' એ શબ્દોથી શરૂ થતો ગરબો લખ્યો છે. આ બે છપાઈ ગયેલ છે. જૈન સાહિત્યમાં પણ એ કથા હશે. એને અવલંબીને જે કંઈ જૂના જૈન સાહિત્યમાં લખાયૂં હોય, તેની મને ચોકસ માહીતી આપશો. " કારણકે તેમને બી. એ. વર્ગમાં ભોજાભગતનું સેલૈયા આખ્યાન શીખવવાનું હતું; એટલે મેં આ કનકસુંદરકૃત સગાળશાનો રાસ મૂળ મોકલી આપ્યો; વળી તેમને અમદાવાદના વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીએ ત્યાંના જૈનભંડારમાંથી બીજી પ્રત આથી ભિન્નજ મેળવી આપી. બંને વાંચી ગયા પછી તેઓશ્રીએ મને ૧૧-૨-૨૫ ના પત્રથી જણાવ્યું કે ' તમે કનકસુંદરકૃત સગાલસાહ રાસ મારા ઉપર મોકલાવ્યો હતો-એ મને સગાલસાહની ઉત્પત્તિ શોધવામાં બહુ ઉપયોગી થયો...... રા. રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ પણ સગાલસાહ ચૂપઇની એક હાથપ્રત મને મેળવી આપી હતી. એ ચૂપઈ કવિ વાસુની કૃતિ છે. તમારી પાસેની પ્રત કરતાં તે જૂની છે. કનકસુંદરે રાસ સં. ૧૬૬૭ માં રચ્યો છે ત્યારે આ ચૂપઇની નકલજ સં. ૧૬૪૭ ની છે.-પ્રત જૈનને માટે ઊતરાયલી છે; પરંતુ ચૂપઈ કોઇ બ્રાહ્મણની કૃતિ જણાય છે. રાસ અને ચૂપઈમાં ઘણી પંક્તિઓ એકની એક અથવા સરખી છે. જો તમે રાસ છપાવવા ઇચ્છતા હો, તો વાસુ કવિની કૃતિ જોઇ જવા જેવી છે. " ત્યારપછી રૂબરૂ મળતાં આ સંબંધે કેટલીક રસભરી વાત થઇ હતી, અને કેટલાક ને ખાસ કરી નરસિંહરાવભાઈ જેવા સગાલસાહનો મૂળ અર્થ શૃંગાલ ( શિયાલ ) સાહ કરે તે અક્ષંતવ્ય છે. ખરી રીતે સગાલશાહ ( એવો શાહ-શેઠીઓ કે જેને ત્યાં હમેશાં સુકાલ હતો, દુષ્કાળ હતોજ નહિ ) એ નામ યથાર્થ રીતે સત્ય છે. )

---

## ૨૧૨ પદ્મકુમાર (ખ. પૂર્ણચંદ્ર શિ.)

(૪૨૮) મૃગધ્વજ ચો૦ લ. સં. ૧૬૬૧ પહેલાં.

અંતે—

મૃગધ્વજ મુનિ તણુઉ ચરિત્ર, સુણતા હૂઈ જનમ પવિત્ર,
શ્રી નેમિનાથ વારઈ એહ, રિષિ હૂયા ગુણ ગણગેહ. ૮૩
ધન ધન મૃગધજ મુનિરાય, પ્રહ ઉઠી પ્રણમું પાય,
તસુ નામઈ નવઇ નિધાન, પામીજઇ સુખ સંતાન. ૮૪
ખરતરગચ્છ સહ ગુરુરાય, શ્રી પૂર્ણચંદ્ર ઉવઝાય,
તસુ સીસ સદ સુવિચાર, ઇમ બોલઈ પદમકુમાર. ૮૫

શા. તેજપાલ લાલિણ લિખતં પ્ર. ૧૬૬૧. (વિ. ધ.) ભાવ.

## ૨૧૩ સંયમ (મૂર્ત્તિ) (વિનયમૂર્ત્તિ શિ.)

(૪૨૯) ઉદાઈ રાજર્ષિ સંધિ. લ. સં. ૧૬૬૨ પહેલાં.

અંતે—

ઉદાય મુનિવર ગુણ-નિતિ મનિ ધરઈ, સાધુ સુશ્રાવક સુખ તે અણસરઈ,
અણસરઈ બહુ સુખ તેહ અહિનિસિ જે રિષિ ગુણ ગાવઈ,
શ્રી વીરવાણી ખરી જાણી ધ્યાયઇ તે સુખ પાવઈ,
ઉવઝાય શ્રી વિનયમૂરતિ સીસ સંજિમ ઇમ કહઈ,
જે ભણઈ ભાવઇ રિદય પાવઇ સયલ સુખ સંપતિ લહઇ. ૪૩

—લાલણ તેજપાલ લિખિતં સં. ૧૬૬૨ વર્ષે જ્યેષ્ટ શુદિ ૧૨ શનૈ ભાવ.

[ બીજા સંયમમૂર્ત્તિ એ નામના ઉપાધ્યાય આ કવિથી અગાઉ થયેલા છે તેમણે ઉપદેશમાલા વિવરણ લખ્યું છે તેમાં પોતાનો પરિચય આ પ્રમાણે આપે છેઃ—લિખિતં શ્રી વટપદ્ર નગરે શ્રી સોમસુંદરસૂરિ શિષ્ય શ્રી વિશાલરાજસૂરિ તચ્છિષ્ય પં. મેરુરત્નગણિ તચ્છિષ્યાણુ સંયમ-મૂર્ત્તિગણિના, આની ૧૧ પાનાંની પ્રતિ સાવચૂરિ પાટણના હાલાભાઇ ભંડારમાં દાબડા ૪૮ માં છે. મુનિશ્રી જિનવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ. ]

## ૨૧૩ ક વલ્હપંડિત ( જૈનેતર લાગે છે. )

**(૪૨૯ ક) કુકડા માજારી રાસ.** લ. સં. ૧૬૬૨ પહેલાં.

**આદિ—**

પ્રથમ કિ પ્રણમૌ ગણપતિ દેવ. કાજ સિદ્ધિ જિઉ કુરઈ તતખેવ,
ગવરીશંકર મલઉતપતિ જાસ, કહઈ વલ્હ પંડિતકઉ દાસ. ૧
પુનિ દૂજઈ સારદ મનિ ધરઈ, કવિત કાવ્ય તસ તૂઠઈ કરઈ,
લાડુ કુસમમાલક કરલેઈ, વિનાયકુ હમ સિદ્ધિ બુદ્ધિ દેઈ. ૨
અવરે માઇપિતા પ્રણવાઉ, હઉ બલિહારી તિસકઇ જાઉ,
જિનપ્રસાદ દીઠૌ સંસાર, તિન તૂઠા હુઇ મોક્ષ દુવાર. ૩

* * * *

**અંતે—**

માંજરી તણી સોક રતિ કરઈ, જિણિ છંદિ લીઅઉ તિણિહિ ઉતરઇ.

—ઇતિ કુકડામંજરી ચઉપઇ સમાપ્ત. સં. ૧૬૬૨ વર્ષે અશ્વિનિ માસે શુકલપક્ષે ચતુર્થ્યા તિથૌ શુક્રવાસરે શ્રી નાગપુર મધ્યે લિખિતં પાતિસાહ શ્રી અકબર રાજ્યે ૬-૧૨ ડે. કો. નં. ૨૫૪ A. ૧૮૮૨-૮૩

---

## ૨૧૪ માલમુનિ.

**(૪૩૦) અંજનાસતી રાસ** ૧૬૬૩ પહેલાં

**આદિ—**

સરસતિ સામણી પ્રણમીયઇ, ગોતમ સ્વામિના પાયરે,
અંજનાસુંદરીની કથા, નારિનર સુણહું મન લઇરે. ૧
સીલ ભવિયણ ભલઈ પાલીયઈ, પાઇયઈ સુજસુ સંસારિરે
સબ કુસંગતિ વલી ટાલીયઇ, જાઇયિઇ ભવસમુદ્ર પારિરે
સીલ ભવિયણ ભલઈ પાલીયઇ. ૨

× × × ×

અંતે--

ધન ધન **અંજનાસુંદરી**, સુમિરો ચિત્ત ત્રિકાલરે
સીલ ભલો તિણે પાલીયો, જસુ ગાવઈ મુનિ **માલરે**
સીલ ભલો જગિ પાલીયઈ.

--સંવત ૧૬૬૩ વરષિ ચૈત્ર સુદિ સપ્તમીં બુધ દિનૌ લિપકૃતં રૂપીરથાન મધ્યે ગોપાલુ પઠનાર્થં ૮-૧૩ અનંત.

--સંવત ૧૭૨૪ વર્ષે પોષ સુદિ કૃષ્ણપક્ષે પ્રતિપદા ભૃગવા દિને પૂર્ણમસ્તિ. ૬-૧૫ અનંત.

---

## ૨૧૫ વિજયસાગર (ત૦ વિદ્યાસાગર-સહજસાગર શિ.)

**(૪૩૨)+ સમ્મેત શિખર તીર્થમાળા સ્ત૦** સં. ૧૬૬૪ આસપાસ.

આદિ—

પ્રણમીય પ્રથમ પરમેસરૂજી, **આગરા** નગર સિંણગાર કઈ, **પાસ** ચિંતામણિ
પરતિખ પરતા એ પૂરવઈજી સુગતિ મુગતિદાતાર કઇ. પા. ૧
એકવાર જો સિર નામીઇજી, પામીઈ કોડિ કલ્યાણ કઈ, પા.
સામી સેવા ફલ સહુ કહઇજી, મહમહઈ પરિમલ કપુર કઇ. પા. ૨
આનંદદાયક **આગરઇ**જી, દેવ દેહરાસર સાલ કઈ,
સઈહિથ **હીરગુરૂ** થાપીયાજી, સંવત **સોલ અડયાલ**, કઈ. પા. ૩
રાજરાણિમ ઋદ્ધિ રંગરલીજી, રાગ રમણિ રંગરેલિ
ગિરૂઅડે ગયવર ગોરડીજી, ગરજતા ગજ ગુરૂગેલિ.
તેહ પ્રભુપાસ સુપસાઉલેંજી, તપગચ્છ ગુરૂકુલ વાસ,
નગર રતનાગર **આગરે**જી, રહીય ચોમાસિ ઉલ્હાસિ. ૫
પંચકલ્યાણક ભૂમિકા જી ફરસતાં ફલ બહુ જોઈ,
પૂરવ ઉત્તર પૂજીઈ જી તિહાં જિન ચૈત્યબિંબ હોઈ. ૬
સુગુરૂ ગીતારથ સુખિ સુણી જી પુસ્તક વાત પરતીતિ,
જનમ કલ્યાણક ભેટિવાજી અલજયો હું નિજ ચિત્ત. ૭

વંદીય દશદોય દેહરેજી બિંબ બહુ ધાતુમય માણિ,
દરસણ કરીય દેહરાસરેજી **આગરા** પ્રથમ પ્રયાણ. ૮
પુન્યવંતા જગિ જે નરાજી તે કરઈ તીરથ બુદ્ધિ,
જિમ જિમ તીરથ સેવીઈજી તિમ તિમ સમકિત સુદ્ધિ. ૯

* * * *

**અંતે—** કલસ.

ઇતિ તીરથમાલા અતિ રસાલા પૂરવ ઉત્તર વર્ણવી
સમકિતવેલી સુણિ સહેલી સફલ ફલી નવ પલ્લવી,
**ત**પગચ્છ રાજા બહુ દિવાજા **વિ**જયસેન સૂરીસરો
તસ પટ્ટિ પૂરો જિસો સૂરઓ **વિ**જયદેવ યતીસરો. ૨૩
તપગચ્છિ રાજે ભવિ નિવાજે વાચક **વિ**દ્યાસાગરો,
તસ સીસ પંડિત સુગુણમંડિત **સ**હજસાગર ગણિવરો,
વીસાસઓ ચોવીસ જિનવર કલ્યાણક યાત્રા કરી,
તસ સીસલેસિં **પૂ**રવદેશિં **વિ**જયસાગર બહુ સુખકરી,
થુઈ ભણી બહુ સુખ ધરી. ૨૪

—લ. સંવત્ ૧૬૯૮ વર્ષે ફાગણ સુદિ પૂણિમા દિને લિખિતં શ્રી પાડલીપુર મધ્યે તપાગચ્છે પંડિત શ્રી જગકુશલગણિ શિ. ચંદ્રકુશલગણિના ૩-૨૨ પ્ર. કા. નં. ૧૪૪.

—સકલ પંડિતમંડિતાખંડલાયમાન પંડિત શ્રી ૧૯ વિજયસાગર ગણિ શિષ્ય ગણિ હેતુસાગર લિપીકૃતં શ્રી કૃષ્ણગઢ મહાનગરે સંવત્ ૧૭૧૭ વર્ષે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્-શુભં ભવતુ.

**—પ્રા૦ તી. સં. પૃ. ૧ થી ૧૩**

( આમાં પાલગંજ સમેતશિખરના રક્ષક રાજાનું નામ પૃથ્વીમલ્લ આપ્યું છે અને સં. ૧૬૬૧ માં બનાવેલી જયવિજયકૃત સમ્મેતશિખર તીર્થમાળામાં પણ પૃથ્વીચંદ્ર ( પૃથ્વીમલ્લ ) આપ્યું છે એટલે આ તીર્થમાળા તે સમયની એટલે સં ૧૬૬૧ આસપાસની હોવા સંભવ છે. )

---

## ૨૧૫ ક શ્રીધર (જૈનેતર)

**રાવણ મંદોદરી સંવાદ. સં. ૧૬૬૫**

—પત્ર ૨૪ ગ્રંથમાન ૨૦૬ લખ્યા સં. ૧૮૨૯. દાબડો ૨૨ લીં. ભંડાર. આ ચોપાઇ તથા દૂહામાં છે. કુલ દૂહા ૨૦૬ છે.

---

## ૨૧૬ હીરાનંદ શ્રાવક (સંઘપતિ.)

**(૪૩૨) અધ્યાત્મ બાવની**—સં. ૧૬૬૮ લ. સં. પહેલાં.

આદિ—

ૐકાર સરૂપુરૂપ ઇહિ અલષ અગોચર,
અંતરગ્યાન બિચારિ પાર પાવઇ નહિ કો નર,
ધ્યાન મૂલ મનિ જાણિ આણિ અંતરિ ઠહરાવઉ,
આતમ તત્ત અનૂપુ રૂપ તસુ તતષિણ પાવઉ,
ઇમ કહઇ હીરાનંદ સંઘપતિ અમલ અટલ ઇહુ ધ્યાન થિરિ
સુઇ સુરતિ સહિત મનમઈ ધરઉ ભુગતિ મુગતિ દાયક પવર. ૧
ન કરૂ સુયણુ મતિ બિકલ ભરમ મનિ કાહે આંણુઈ,
પેષિ રજત સમ સીપ મૂઢ મનિ રજતહિ જાંણુઇ,
જબ તઉ કરઈ બિચારસાર પરમારથ પેષઇ,
ભ્રમ જાવઈ પિન મજિહ મૂઢ તબ દૂરિ ઉવેષઇ,
વિન્નાનભેદ નિજ ચિતિ ધરિ વિસંક સકલ કહુ દૂરિ તજિ,
ઇમ કહઇ હીરાનંદ સંઘપતિ સમઝિ નિજ રૂપ ભજિ. ૨

× × × ×

અંતે—

બાવન અક્ષર સાર વિવધ વરનન કરિ ભાષ્યા,
ચેતન જડ સંબંધ સમઝિ નિજ ચિતમઈ રાખ્યા,
ગ્યાનતણઉ નહિ પાર સાર એ અક્ષર કહિયઈ,
નવ નવ ભાંતિ બષાણુ સુતઉ પંડિતપઇ લહિયઈ,

વહ ભેદ વિજ્ઞાન વિવેક રસ સબરસ તઈ યહ અધિક ગણિ,
આતમ લબદ્ધિ અનુ સુજસ જગિ પઢત ગુણત હીરાનંદ ભણિ. ૫૬
મંગલ કરઉ જિન પાસ આસ પૂરણ કલિ સુરતર,
મંગલ કરઉ જિન પાસ દાસ જાકે સબ સુરનર,
મંગલ કરઉ જિન પાસ, જાસ પય સેવઈ સુરપતિ,
મંગલ કરઉ જિન પાસ, તાસ પય પૂજહ દિનપ્રતિ,
મુનિરાજ કહઈ મંગલ કરઉ, સપરિવાર શ્રીકાન્હસુઅ,
બાવન્ન બરન બહુ ફલ કરહુ સંઘપતિ હીરાનંદ તુઅ. ૫૭

—ઇતિશ્રી અધ્યાતમ બાવની સંપૂર્ણ-સંવત ૧૬૬૮ વર્ષે આસાઢ સુદી પંચમી દિને-લાભપુર મધ્યે-લિષતં ભોજિગ કિસનદાસ સાહ બેણી-દાસ પુત્ર-સાહ સંતોષી પઠનાર્થં.

[વિ. ધ. નાનો ચોપડો પા. ૧૧૧-૧૨૫]

**(૪૩૩) ઉપદેશરાસ.** સં. ૧૬૬૪.

**(૪૩૪) વિક્રમરાસ.** પ્રત લખ્યા સં. ૧૭૦૦

---

## ૨૧૭ મેઘરાજ ૨. (અં. ધર્મમૂર્ત્તિ-ભાનુલબ્ધિ શિ.)

**(૪૩૫) સત્તરભેદી પૂજા.**

આદિ—

**सर्व्वज्ञं जिनमानम्य नत्वा सद्गुरुमुत्तमं ।**
**कुर्व्वे पूजाविधिं सम्यक् भव्यानां सुखहेतवे ॥**
વંદી ગોયમ ગણહરેં સમરૂં સરસતિ એક
કવિયણ વર આપેં સદા, વારે વિઘન અનેક. ૨

* * * *

અંતે—

ગીત રાગ ધન્યાસી.

બોલી બોલીરે બોલી પૂજાની વિધિ નીકી
સતરભેદ આગમેં જિન ભાખી, શિવરમણી સિરટીકીરે. બોલી. ૧

જીવાભિગમે જ્ઞાતા ધરમે રાયપસેણી પ્રસીદ્ધી,
વિજયદેવ દ્રૂપદીએ પૂજ્યા સૂરીયાભેં પણિ કીધીરે. ૨
અંચલ ગચ્છે દિન દિન દીપે, શ્રી ધર્મમૂરતિ સૂરિરાયાં,
તાસતણેં પખેં મહીયલ વિચરેં, ભાનુલબ્ધિ ઉવઝાયાંરે. ૩
તાસ સીસ મેઘરાજ પયંપે, ચિરનંદો જાં ચંદારે,
એ પૂજા જે ભણુસેં ગણુસેં, તસ ઘર હોઇ આણંદારે, બોલી. ૪

--સં. ૧૮૩૦ વર્ષે શ્રા૦ શુ. ૧૫ ગુરૂવાસરે શ્રી નવાનગરે શ્રી અંચલગચ્છે શ્રી શાંતિનાથપ્રસાદાત્ સા૦ રૂપસી રત્નપાલ પ્રમુખ પઠનાર્થં. ૪-૧૪ મં.

[ ધર્મમૂર્ત્તિ સૂરિ અંચલગચ્છની પટ્ટાવલિમાં ૬૩ મા પટ્ટધર-૧૬૦૨ મા આચાર્ય અને ગચ્છનાયક પદ સં. ૧૬૭૦ માં સ્વર્ગવાસ પાટણ. ]

(૪૩૬) ઋષભજન્મ.

આદિ—

વિણીય નયરી વિણીય નયરી નાભિ નિયગેહ,
મરૂદેવી ઉઅરસરેં રાયહંસ સારિત્થ સામીય,
રિસહેસર પઢમજિણ પઢમ રાયવર વસહ ગામીય,
વસહ અલંકિઅ કણયતણૂ, જાગો જુગ આધાર,
તસુ પાય વંદી તસુતણો, કહિસું જનમ સુવિચાર. ૧

* * * *

અંતે—

---

## ૨૧૮ મૂલા વાચક (આં. ધર્મમૂર્ત્તિસૂરિ શિ.) સં. ૧૬૭૦ પહેલાં.

(૪૩૭)+ ચૈત્યવંદન. ૮ ઢાલનું ૩૨૦-૩૨૬ જૈ. પ્ર. વિધિપક્ષ પંચ પ્ર. સૂત્ર.

આદિ—

કેવલનાણિ શ્રી નિરવાણી, સાગર મહાજસ વિમલ તે જાણી,
સર્વાનુભૂતિ શ્રીધર ગુણખાણી, દત્ત દામોદર વંદો પ્રાણી. ૧

અંતે— કલસ.

છન્નુંએ જિનવર છન્નુંએ જિનવર,
અધો ઊર્ધ્વને લોક તીછેં જાણું એ,
સાસય અસાસય જૈન પડિમા તે સવે વખાણુંએ.
ગચ્છ **વિધિપક્ષ** પૂજ્ય પરગટ, શ્રી **ધર્મમૂર્ત્તિ** સૂરિંદુ એ,
વાચક **મૂલા** કહે ભણતાં, ઋદ્ધિ વૃદ્ધિ આણંદુએ.

---

## ૨૧૮ક. ક્ષેમકુશલ (મેઘમુનિ શિ.) ૧૬૭૨ પહેલાં.

**વિમલાચલ સ્ત૦**

શ્રી **હીરવિજય** સુરિંદ રાજિં, **વિજયસેન** સૂરીશ્વર,
શ્રી પંડિત **મેઘ** મુણિંદ સીસઇં, થુણ્યો **ક્ષેમકુશલ** કર. ૪૨

—ઇતિ શ્રીમત સકલતીર્થ મસ્તક મુકુટાયમાન વિમલાચલસ્ય કાલબદ્ધમાનેકવિંશતિ નામ સપ્તોદ્ધારં સંઘપતિ સિદ્ધસંખ્યાસૂચિત વિચારમય સ્તવન મહા મંગલમય મિતિ ભદ્રં સંપૂર્ણં, સમાપ્તં.

( વિજયસેનસૂરિ—આચાર્યપદ સં. ૧૬૨૮ સ્વ. ૧૬૭૨. )

---

## ૨૧૮ખ. હર્ષકીર્ત્તિસૂરિ (નાગોરી ત૦ ચંદ્રકીર્ત્તિસૂરિ શિ.)

**વિજયશેઠ વિજયાશેઠાણી સ્વલ્પ પ્રબંધ.** ૨૪ ટુંકનું કાવ્ય. સં. ૧૬૬૫ આસપાસ.

આદિ—

**ભ**રતક્ષેત્રેરે સમુદ્રતીરે દક્ષિણ દિસે,
કચ્છ દેશમારે વિજયશેઠ શ્રાવક વસે;
શિયલ વ્રતરે અંધારા પક્ષનો લિયો,
બાલાપણેરે એહવો મન નિશ્ચય કિયો. ૧

* * * *

અંતે—

તેહના ગુણ ગાવે ભાવે જે નરનારિ,
તેતો વંછિત પામે સંપતિ લહેરશાલિ,
નાગોરિ તપ ગછ આચારજ સુરિરાય,
શ્રી ચંદ્રકીરતિ સુરિ પ્રણમું તેહના પાય,
શ્રી હર્ષકીર્ત્તિસૂરિ પભણે તાસ પસાય. ૨૨

કલસ.

ઇમ કૃષ્ણપક્ષે શુકલપક્ષે જેણિ શિયલ પાલ્યો નિરમલો,
તે દંપતિના ભાવ શુધ્ધે સદા શુભગુણ સાંભલો. ૨૩
જેમ દુરિત દોહગ દુરિ જાય સુખ થાયે બહુ પરે,
સકલ મંગલ મનહ વંછિત કુશલ નિત્ય ધરે અવતરે. ૨૪

—પં. હર્ષવિલાસેન લેલિખીકીયતં–૨–૧૩.

—લિ. ઋ. ડાહ્યા. ૨–૧૨ એ પ્રત મારી પાસે છે.

(પાર્શ્વચંદ્રગચ્છના રાજચંદ્રસૂરિ (જન્મ સં. ૧૬૦૬, આચાર્ય ૧૬૨૬ સ્વ. ૧૬૬૯) ના સમકાલીન રાજરત્નસૂરિ શિષ્ય ચંદ્રકીર્ત્તિસૂરિ હતા. તેના શિષ્ય આ હર્ષકીર્ત્તિસૂરિએ પોતાના ગુરૂના નામની સારસ્વત વ્યાકરણની ટીકા, નવસ્મરણની ટીકા, સિંદુરપ્રકર ટીકા, શારદીય નામમાલા કોષ, ધાતુતરંગિણિ, યોગચિંતામણિ, વૈદ્યકસારોદ્ધાર, વૈદ્યક સારસંગ્રહ, શ્રુતબોધવૃત્તિ, તિજયપહુત્ત અને બૃહત્ શાંતિપર વૃત્તિઓ તેમજ સં. ૧૬૬૩ માં અનિત્કારિકા વિવરણ અને સં. ૧૬૬૮ માં કલ્યાણ મંદિરસ્તવ વૃત્તિ આદિ અનેક ગ્રંથો સંસ્કૃતમાં રચ્યા છે.)

## ૨૧૯ વિદ્યાકમલ.

**(૪૩૮) ભગવતી ગીતા.** સં. ૧૬૬૯ ની પહેલાં.

## ૨૧૯ક. શાંતિકુશલ (ત. વિજયદેવસૂરિ–વિનયકુશલ શિ.)

**૧+ ગોડી પાર્શ્વનાથ સ્ત. સં. ૧૬૬૭.**

આદિ—

સારદ નામ સોહામણું મનિ આણી હો અવિહડ રંગ,
પાસ તણો મહિમા કહૂં જસ તીરથ હો જિમ ગાજે ગંગ. ૧
ગોડી પરતા પૂરવિં ચિંતામણ હો તું લીલવિલાસ,
અંતરીક મોરે મને વરકાણે હો તું સોહે પાસ. ગો. ૨

× × × ×

અંતે—

અલખ નિરંજન તું લિખ્યો અતુલી બલ હો તલભાણ,
શાંતિકુશલ ઇમ વિનવઇ તું ઠાકુર હો સાહિબ સુલતાણ. ૩૦
તપગચ્છ તિલક તડોવડિં પાય પ્રણમી હો વિજયસેનસૂરીસ,
સંવત સોલસતસઠે વીનવીઓ હો ગોડી જગદીસ. ૩૧

કલસ.

ત્રેવીસમો જિનરાજ જાણી હિઇં આંણી વાસના,
નર અમર નારી સેવ સારી ગાઇ ગુણ શ્રી પાસના,
વિનયકુશલ ગુરૂ ચરણ સેવક ગોડી નામઈં ગહગહઈં,
કલિકાલમાંહિં પાસ પરગટ સેવ કરતાં સુખ લહઈં. ૩૨

—પ્રા. તી. સં. પૃ. ૧૯૮–૨૦૦.

**૨. ઝાંઝરીઆ મુનિની સઝાય.** સં. ૧૬૭૭ વૈ. વ. ૧૧ બુધ શ્યાંણામાં (છાણી?)

અંતે—

સંવત સોલસત્તોતરે, શ્યાંણા નગર મઝારિ હો,
વઇશાખ વદિ એકાદસી, થુણિઉ મિ બુધવાર હો. ૧૦૦
વિજયદેવસૂરીસરૂ, ગણધરપદ ગણધાર હો,
તપગચ્છ નાયક ગુણનિલઉ, જિનસાસનનઉ સિણગાર હો. ઝાં. ૧

(**વિનયકુશલ** પંડિતવર, પંડિત પદ સિરતાજ હો,
**શાંતિ**કુશલ ભાવિઇ ભણુઈ, સફલ સફલ દિન આજ હો. ૨
—ઇતિ શ્રી ઝાંઝરિઆ ઋષિસઝાય સંપૂર્ણ. ગણિ શ્રી **ભાવ**કુશલ શિષ્ય મુનિ હંસકુશલેનાલિખિ. ગણિ શ્રી ૫ શ્રી રૂચિકુશલ શિષ્ય ગણિ શ્રી રામકુશલ પઠનકૃતે સં. ૧૭૦૧ વર્ષે પોષ સુદિ ૧૫ દિને.

**૩+ સનતકુમાર.** સ. ( સરસતિ સામિણિ પાએ લાગું ) ૪૦૩ સ. મા. ભી. (આ. ક.)

**૪. ભારતી સ્તોત્ર.** ૩૩ કડીનું.

**આદિ**—

સરસ વચન સમતા મન આંણી, ૐકાર પહિલો ધુરિ જાંણી.

**અંતે**— કલશ.

સુલલિત સરસ સાકર સમી, અધિક અનોપમ વાંણી,
વિનયકુશલ પંડિત તણી, કરી સેવ મેં લાધી વાંણી,
કવિ **શાંત**કુશલ ઊલટ ધરી, નિજ હીયડેં આણિ,
કીયો છંદ મનરંગઇ ૐકાર, સમરી શારદા વખાંણી,
તવ બોલી શારદા જો છંદ કીધો, ભલી ભગતેં વાચા માહરી,
હું તુઠી મેં વર દીધો તૂં લીલા કરિસ, આસ ફલસી તાહરી. ૩૩
—ચેલા ષેતસી વાચનાર્થં. ૨-૧૫ મારી પાસે છે.

---

## ૨૧૯ ખ ગુણવિજય ( ત૦ કમલવિજય અને વિદ્યાવિજય શિ૦ )

**૧-૭૨૦ જિનનામ સ્ત૦** સં. ૧૬૬૮ ચૈત્ર રવિ. જાલોરમાં.

**આદિ**—

સરસતિ સરસ વચન વરસતી, સજહંસ ગજગતિ મલ્હપતિ
સમરી સૂણસ્યું જિન જગદીસ, સાતસયાં ઊપરિં વલી વીસ. ૧
ભરત ઐરાવત હુઈ દુઇ ક્ષેત્ર, જાણુકિ ભૂમિ ભામિની નેત્ર
જંબૂ ધાતકિ પુષ્કર ખંડ, અઢી દીપ દશક્ષેત્ર અખંડ. ૨

અતીત અનાગત નઇ વર્ત્તતા, ચઉવીસી જિનવર વિહરતા,
ચોવીસીઇં જિન ચોવીસ, દસ ક્ષેત્ર ચોવીસી ત્રીસ. ૩

× × × ×

અંતે—

એ જિનનામ પ્રસાદથકી તુ ભ૦ પૂત્ર કલત્ર પરિવાર તુ
ભાગ સોભાગ સોહામણા તુ ભ૦ લહિઇ જય જય કાર તુ.
**ત**પગચ્છપતિ ગુરૂ મલ્હપતો તુ ભ૦ સકલસૂરિ સિરતાજ તુ,
શ્રી **વિ**જયસેન સૂરીસરૂ તુ ભ૦ શ્રી **વિ**જયદેવ યુવરાજ તુ.
તસગછિ ગુણરયણાયરૂ તુ ભ૦ સુવિહિત પંડિત સીહ તુ,
શ્રી ગુરૂ કમલવિજય જયુ તુ ભ૦ **વિ**દ્યાવિજય બુધ લીહ તુ,
તાસ સીસ ઇણિપરિ કહિ તુ ભ૦ ચૈત્રી દિન રવિવાર તુ,
સંવત **સોલ અડસઠિ** તુ ભ૦ ગઢ **જા**લોર મઝારિ તુ, ૭૯

કલસ.

ઇમ સાધુ સિંધુર ભુવનબંધુર જિનધુરંધર ધ્યાઇયા,
કરકમલ જોડી માન મોડી ભગતિ જુગતિ ગાઇયા,
શ્રી કમલવિજય મુણિંદ વાચક ગુણવિજય કહિ જિનતણાં
નિત નામ ભણતાં શ્રવણિ સુણતાં ઘરે રંગ વધામણાં. ૮૦

—ઇતિશ્રી ઐરવત ક્ષેત્ર ૧૫ ચોવીસી સ્ત૦ પંચભરત પંચ ઐરવત ૩૦ ચોવીસી ૭૨૦ જિનનામ સ્તવનં લિખિતં શ્રી રવિવર્દ્ધન ગણિભિઃ

**૨–સામાયક** સ૦ આદિ–ગોયમ ગણહર પ્રણમી પાય.

અંતે—

સામાયિક કરજ્યો નિસદીસ, કહિ શ્રી કમલવિજય ગુરૂ સીસ. ૧૩

—ઉપરનાં બંનેની પ્રત ૩–૨૩ જૈ. એ. નં. ૧૧૫૦

## ૨૨૦ સંઘવિજય (ત૦ હીરવિજયસૂરિ-ઋષિમેઘજી અપર-નામ ઉદ્યોતવિજય-ગુણવિજય શિ.)

(૪૩૯) શ્રી ઋષભદેવાધિદેવજિનરાજ સ્ત. સં. ૧૬૬૯ આસો શુદ ૩.

આદિ— દૂહા.

સરસતિ ભગતિ ભારતી, કવિજન કેરી માય,
અમૃત વચન નિજ ભગતનઈ, આપો કરી પસાય.
શાસનદેવી ચિતિ ધરૂ, પ્રણમું નિજગુરૂ પાય,
પ્રથમ તીર્થંકર વર્ણવું, શ્રી રિસહેસર રાય. ૨
ભવ તેરહ સ્વામીતણા, હું સંખેપિ ભણેસ,
રચું તવન રલીયામણું, સફલ જન્મ કરેસ. ૩

* * * *

અંતે—

સંવત સશિ રસ કાય નિધાન, એ સંવત્સર કહ્યો પરધાન,
આસો માશિ તૃતીઆ ઉજલી, કર્યું તવન પૂરણ મનિરલી. ૬૯
જિહાં ધ્રુ અવિચલ મેરૂ ગિરંદ, જિહાં ગ્રહ ગણતારા રવિચંદ,
તિહાં લગઈ શ્રી ઋષભચરિત્ર, ભણઇ ગણિઈ તસ જન્મ પવિત્ર. ૭૦

(કલશ.)

એ પ્રથમ નરપતિ પ્રથમ મુનિવર પ્રથમ ભિષ્યાચર હવો,
એ પ્રથમ જિનવર પ્રથમ કેવલી ભાવ આંણી મઈ સ્તવ્યો,
તપગછપતિ શ્રી વિજયસેનસૂરિ શ્રી વિજયદેવસૂરિ પટોધર,
ગણિ ગુણવિજય શિષ્ય સિંઘવિજય કહિ સયલ સંઘ મંગલ કર. ૭૧

—ઇતિશ્રી ઋષભદેવાધિદેવ જિનરાજ સ્તવનં સંપૂર્ણં. લિખિતં સંવત ૧૬૭૦ વર્ષે માઘ માસે શુકલપક્ષે પુર્ણિમાતિથૌ સૂર્યસુતદિવસે ગણિશ્રી ગુણવિજય શિષ્યગણિ સિંઘવિજયેન લિખિતં. શ્રી અણહિલ્લ-પત્તન મધ્યે શ્રી પેતલવસહી પાટકે વાસ્તવ્ય સુશ્રાવક પુણ્ય પ્રભાવક શ્રી દેવગુરૂભક્તિકારક સાહ નાનજી પઠન કૃતેતિ ભદ્રં ભૂયાત્ શ્રી–૩–૧૫ (વિ. ધ.)

(સંઘવિજય ગણિએ કલ્પસૂત્રપર પ્રદીપિકાવૃત્તિ સં. ૧૬૭૪ માં રચી છે અને તેની સં. ૧૬૮૧ માં લખેલી પ્રત લીંબડી ભંડારમાં પત્ર ૧૫૫ અને ગ્રંથમાન ૩૩૦૦ ની ૧૨ મા દાબડામાં છે.

**(૪૪૦) અમરસેન વૈરસેન રાજર્ષિ આખ્યાનક.** સં. ૧૬૭૯ માગ. શુ. ૫.

આદિ--

સકલ સિદ્ધિ સુખ સંપદા, લહીઈં બુદ્ધિ વિનાણ,
પંચપરમેષ્ટી પ્રણમીઈં, હુઈં ઘરિ કોડિ કલ્યાણ. ૧
શ્રી **આદીશ્વર શાંતિજિન**, યદુપતિ **નેમિ** જિણંદ,
**પાસ વીર** પ્રભુ પાય નમું, પંચતીરથ સુખ કંદ. ૨

× × × ×

અમરસેન વયરસેનનઈં પૂર્વે ભવ અધિકાર,
દાન પૂજાલાભ ગુરૂઈં કહ્યો, તેણઇ લહ્યાં સુખ અપાર, ૧૪

× × × ×

પ્રકરણ પુષ્પમાલા તણી, ગાથા ભણી સુજાણિ,
રસિક સંબંધ શ્રવણે સુણ્યો, રાસ રચ્યું શુભવાણિ. ૧૬

ઢાલ ૨૭ રાગ આસાઉરિ.

સરસતિ માત સાનિધિ કરી, રચ્યો સંબંધ રસિક
શાસ્ત્ર અનુસારઈં વર્ણવ્યો, નવિ ભણ્યો બોલ અલીક. ૪૮૯
પટ્ટપરંપર **વીરનો** ક્રમઈં હવો યુગહપ્રધાન,
શ્રી **હીરવિજય** સૂરીશ્વર **અકબર** નૃપ દીઈં માન. ૪૯૦
બિરૂદ જગગુરૂ તેણઈં દીઉં, તીરથ શેત્રુંજ ગિરિનારિ,
મુગતા થાટ કારાવીઆ, જાત્ર કરઈં નરનારિ. ૪૯૧
છોડાવ્યો જેણઈં જીજીઓ, મુકાવ્યું જગિ દાંણ,
બંધ લાખ મેલ્હાવીઆ, **હીરગુરૂ** વચન પ્રમાંણ. ૪૯૨
ઉદય અધિક શ્રી ગુરૂતણો, **રાજનગર** મઝારિ,
**સોલઅઠાવીસઈં** આવીઆ, **મેઘજી** ઋષિ ઉદાર. ૪૯૩

લુંકામત મૂંકી કરી, કુમતિ કીઉ પરિત્યાગ,
મન વચન કાયા કરી, ધર્મ્મ તણો મનિ રાગ. ૪૯૪
જિનપ્રતિમા જિનસારિખી, કહી પ્રવચનિ અધિકાર,
સદ્દવહણા સાચી ખરી, આવી તસ હૃદય મઝારિ. ૪૯૫
આચારિજ પદનો ધણી, નહિ અભિમાન લગાર,
હીરગુરૂ ચરણે જઈ નમું, મનસ્યું કર્યો વિચાર. ૪૯૬
ભાષ્યા ગણ્યા સિદ્ધાંત સવિ, પંડિત બહુ શ્રુત જોડિ,
અઠાવીસ ઋષિસ્યું પરવરયા, આવી વંદઇ મન કોડિ. ૪૯૭
પુનરપિ ચારિત્ર આદરઈ, વિશુદ્ધ હીરગુરૂ હાથિ,
પંચમહાવ્રત ઉચ્ચરઇ, અઠાવીસ ઋષિનઇ સાથિ. ૪૯૮
ઋષિ મેઘજી ઉદ્યોતવિજય, નામ અનોપમ દીધ,
ઋષિનો તે ગુણવિજય દીધૂં નામ પરસિદ્ધ. ૪૯૯
નામ થાપના અનુક્રમઈ કીધી શ્રી ગુરૂરાજિ
પાંમ્યો લાભ ગુરૂઇ અતિઘણો, સારયાં તસ બહુ કાજ. ૫૦૦
શ્રી હીરવિજય સૂરીશ્વરૂ, ગુણવંત તસ તણો સીસ,
ગિરૂઓ ગુણવિજય ગણિ, ગુરૂઆણ વહઈ નિજ સીસ. ૫૦૧
તસ વિનયી વગતા વિબુધ, સંઘવિજય પભણંતિ,
સરસ સંબંધ શ્રોતા સુણઇ, પૂરાઈ વક્તા મન ખાંતિ. ૫૦૨
સુખ સંપજઈ સુણતાં શ્રવણિ, તાસઇ તાસ ઉચાટ,
ભણઈ ગુણઈ મનિ ભાવસ્યું, તસ ઘરિ હુઇ ગહટ્ટ. ૫૦૩
ચંદ્રકલા ઉદધિનિધિ વરસે મૃગશિર માસ,
શુદિ પંચમી ઉત્તરારકિં પૂરણ રચીઉ રાસ. ૫૦૪
કવિરાય ચતુરગુણી જિકે, પાય પ્રણમું કરજોડિ,
અધિક ન્યૂન જે મઈ કહ્યું, મુઝ મમ દેશો ખોડિ. ૫૦૫
વિનોદપણાંઈ અજાનપણઈ બોલ્યાં જેજે વચન,
અખરમતિ શુદ્ધ તે કરયો સંત સુજન્ન. ૫૦૬

ઢાલ અઠાવીસ માની. ૨૮, ઢાલ કડવાની જાતિ.
એહ રાસ કીધો લાભ લીધો સીધું વંછિત કાજ,
જોગુઇ દાન દીધું હતું પ્રસિધું લાધું ત્રિભુવનરાજ. ૫૦૭

* * * *

અંતે—

કલશ—રાગ ધન્યાસી.

શ્રીવીરથી અનુક્રમિ પાટિ તપગછિ શુદ્ધ પરંપરા,
શ્રી વિજયદાન ગુરૂ હીર જેસંગજી, વિજયતિલક સૂરીશ્વરા.
તસ પટોધર ઉદયગિરિ જિમ ઉદયો અવિચલ દિનકરૂ,
અભિનવો ગૌતમ ભવિક વંદો, વિજયાણંદ સૂરીસરૂ. ૫૧૮
સંપ્રતિ વિચરઇ યુગપ્રધાન ગુરૂ છત્રીસ ગુણ અંગઇ ધરઈ,
સાધુ પુરંદર મહિમામંદિર અમૃતવાણિ મુખિ ઉચરઈ,
શ્રી હીરવિજય સૂરીંદ સેવક ગુણવિજય ગણિ મુનિવરૂ
તસ સીસ સંથુણ્યા રાજઋષિ હોય સકલ સંઘ મંગલ કરૂ. ૫૧૯

—મહોપાધ્યાય શ્રી ૫ શ્રી નંદિવિજય ગણિ શિષ્ય શિરોમણિ ગણિશ્રી ધનવિજયગણિ શિષ્ય મુ૦ ભક્તિવિજયેન લિખિતં સ્વવાચનાય સં. ૧૬૭૭ વૈ. વ. ૧૩ દિને શ્રી અમ્હદપુરે. ૨૦–૧૫ વિ. ધ.

## (૪૪૧) સિંહાસનબત્રીસી.

અંતે—

તપગછ નાયક ગુણનિલૌ શ્રી હીરવિજય સૂરીંદ
જૈનધરમ દીપાવીયૌ જસ પય નમૈ સુરીંદ. ૯૦
લુંકાપતિ ઋષિ મેઘજી અઠાવીસ ઋષિ પરિવાર
આવી હીરગુરૂ વંદીયા આણી હર્ષ અપાર. ૯૧
કુમતિ તજી સુભમતિ ભજી સાર્યા આતમકાજ
ઉદ્યોતવિજય વિબુધ પદ દીઉ ધન ધન હીરગુરૂરાજ. ૯૨
અઠાવીસ માહે મુખ્ય સિસુ ગુણવિજય ગણિરાય,
તસ સીસઇ ઉદ્યમ કરી પ્રબંધ રચ્યૌ સુખદાય. ૯૩

( હીરવિજય સં. ૧૬૫૨ માં સ્વર્ગસ્થ થયા. તો તે સમયમાં. )
( ઉદયપુર ભં. )

—પ્રસિદ્ધ હીરવિજયસૂરિ પાસે મેઘજી ઋષિએ લોંકામતનો ત્યાગ કરી સં. ૧૬૨૮ માં દીક્ષા લીધી અને મેઘજીનું નામ ઉદ્યોતવિજય રાખ્યું. આ પ્રસંગે અમદાવાદના જૈનસંઘે મોટો ઉત્સવ કર્યો હતો. આ દીક્ષા અવસરે મેઘજીની સાથે તેના ત્રીશ ( અઠાવીસ ) શિષ્યોએ પણ તપાગચ્છની દીક્ષા લીધી તે પૈકી ગણો નામના શિષ્યનું ગુણવિજય નામ રાખ્યું. અને તેમના શિષ્ય તે કવિ સંઘવિજય. હીરવિજયસૂરિના એક શિષ્ય સંઘવિજય નામના હતા. તેનું સંસારપક્ષે સંઘજી નામ હતું. તે પાટણનો એક ગૃહસ્થ હતો. તેની સ્ત્રીથી એક પુત્રી થઇ હતી. પોતાને ૩૨ વર્ષની ઉમર થતાં હીરવિજયસૂરિના ઉપદેશથી દીક્ષા લેવાનું મન થતાં સ્ત્રીની અનુમતિ છેવટે લઇ પોતાની પુત્રીનું લગ્ન કરી આપવા માટે ખોટી થયા વગર દીક્ષા લીધી અને તેની સાથે બીજા સાત જણાએ દીક્ષા લીધી. સંઘજીનું નામ સૂરિજીએ સંઘવિજય રાખ્યું તેજ સંઘવિજય અને આપણા કવિ-ગુણવિજયના શિષ્ય એ જૂદા યા એકજ છે તે ખાત્રીથી કહી ન શકાય. કદાચ આપણા કવિનું નામ સિંઘવિજય-સિંહવિજય પણ હોઇ શકે. તેથી મને તો બંને જૂદા હોવાનું વધારે સંભવિત લાગે છે. જૂઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૨૧૦ અને ૨૨૫. )

---

## ૨૨૧ વિજયમેરૂ ( ખ૦ રાજસાર-મણિરત્ન-હેમધર્મ શિ૦ )

**(૪૪૨) હંસરાજ વછરાજ પ્રબંધ.** સં. ૧૬૬૯ લાહોરમાં.

**આદિ—** દુહા.

વીર જિણેસર ચરમ જિણ પ્રણમું, પય અરવિંદ સદગુરૂ પય પ્રણમું,
વલિ મનિ ધરિ પરમાણંદ. ૧

જિનવર વદન નિવાસની, પ્રણમું સરસતિ દેવ
પુણ્યતણા ફલ ગાઇસું, સાંનિધિ કરિ શ્રુતદેવ. ૨

પુણ્યે ધણુ કણુ સંપજે, પુણ્યે સુખ આનંદ
પુણ્યે અરિ કેશરિ નમે, પણમે સુરનર ઇંદ. ૩
પુણ્યે લખમી વસિ હુવે, દિન દિન અધિક પડૂર
પુણ્યે ગ્રહ પીડા ટલે, જાગ્યે પુણ્ય અંકૂર ૪
પુણ્ય તણા ફલ છે બહુ, પુણ્યે જસ વર ચિત્ત
હંસરાજ હછરાજવર, હંસાવલી ઢાલ ચરિત્ત. ૫
સરસ પ્રબંધ છે એહનો, વલિ અધિક ઢાલ રસાલ,
કવિયણ સુણતાં ગહગહી, ચ્યાર ખંડ સુવિશાલ. ૬
એ ચરિત્ર જલધર સમો, વચન અમૃત જલબિંદુ
મધુર સ્વરે તે ગાઇ જવું ભવિક મોર સુખ કંદ. ૭
રસ કલા કર સરંજિકા, સુગાતાં શ્રવણ સુહાય
સાંભલિજ્યો ગુણિયણજના, જો આવૈ તુમ દાય. ૮

× × × ×

અંતે—

ખરતરગચ્છ અતી દીપતો, શ્રી જિનચંદ સૂરિંદ
તાસ સીસ અતિ દીપતો, શ્રી જિનસિંહ મુણિંદ. ૧૦૩ જિ૦
સોલસઇં ઉગણહુત્તરઇં લાહોરનયર મઝાર
સાંતિનાથ સુપસાઉલઇં કીધો પ્રબંધ અપાર. ૪
વાચનાચારિજ દીપતો, રાજાસાર સુગુ જાણ
મણિરયણ કલાનિલો, શિષ્ય મુખ્ય સુજાણ. ૫ શિ૦
હેમધર્મ ગુણ સાંનિધઇં, મુઝ સદા સુખ આનંદ,
વિનયમેરૂ મુનિવર કહઇ, સુણતાં શ્રાવકવૃંદ. ૬
ચ્યારિ ખંડ એ ચઉપઇ, સરસ પ્રબંધ ઉલ્હાસ,
કવિયણ જનમન ગહગહઇં, ગાવતાં લીલવિલાસ. ૭

—ચાર ખંડ ગ્રંથાગ્ર ૯૯૦ પ્રમાણ. ૧૧–૧૮ સં. લા. વડોદરા.

## ૨૨૨ જ્ઞાન (દાસ.)

**(૪૪૩) સ્ત્રીચરિત્ર રાસ.** ૧૬૭૦ પહેલાં રત્નાગર પુરમાં.

અંતે—

નવરઈ એક નાટિક રચિઉં રત્નાગર પુરમાંહિં
ષંતિ કરી નિરાષજ્યો આપ્યુ મનિ ઉચ્છાહિ. ૧૮

**ન્યાન** ભણઇ હો ભાઇઓ સ્ત્રીચરિત્ર અપાર
જે છયલ એહને છેતરઇ તે નર ધન્ય અવતાર. ૧૯

—સં. ૧૬૮૯ આસો વદ ૧૩ હસ્તાર્કે દિને પંડિત શ્રી દર્શનવિજયગણિ શિ. મુ. પ્રીતિવિજય લિખિતં.

(ઇડરની બાઇઓનો ભં.)

—પ્રત લખ્યા સં. ૧૬૭૦ અમ.

**(૪૪૪) યશોધર રાસ.**—ડે.

---

## ૨૨૩ પરમાનંદ (ત૦ વિજયસેનસૂરિ શિ.)

**(૪૪૫) નાના દેશદેશીભાષામય સ્ત૦** (સં. ૧૬૭૧ પહેલાં.)

આદિ—

એ ત્રિભુવનતારણ તીરથ **પાસ** ચિંતામણીરે,
કિ વિજય ચિંતામણીરે,
ચાલિ ચતુર પ્રિઉ યાત્રિ જઇઇ ઇમ ભણઇ ભામનીરે
પ્રિય સેજ વાલિ જો તારા વિકિ ધવલ ધુરંધરારે
તસ સીંગિ સોવન ષોલિ કિ, ઘમ ઘમ ઘૂઘરારે. ૧

* * * *

અંતે—

ઇમ સકલ તીરથ સબલ સમરથ **પાસ** ત્રિભુવનનુ ધણી,
તપગછિ જિણઇ જયકાર દીધુ તિણઇ **વિજય** ચિંતામણી,

ભારમલ્લરાજા વડ દવાજા કરી થાપ્યા જિનવર,
શ્રી વિજયસેન સૂરીંદ સેવક પંડિત પરમાણુંદ જયકર, ૭૭

૪-૧૫ (વિ. ધ.)

(કચ્છનું વિજયચિંતામણિ મંદિર.)
(વિજયસેનસૂરિ સ્વર્ગ ૧૬૭૧. તો તે પહેલાં.)

---

## ૨૨૪ અજ્ઞાતકવિ.

**(૪૪૬) સુદયવચ્છવીર ચરિત્ર** લ. સં. ૧૬૫૨ પહેલાં.

**અંતે—**

સુદયવછનું એહ ચરિત્ર, જે નર નિસૂણઈ સદા પવિત્ર,
તાહ તણઇં મનિ પૂજઇ આસ, લહઈ સિદ્ધિ સુહ લચ્છિ વિલાસ. ૬૧

—સંવત્ ૧૬૫૨ વર્ષે આસોજ માસે શુકલપક્ષે પ્રતિપદાયાં તિથૌ દેવાલીનગરે રાંણા શ્રી પ્રતાપસિંઘ વિજયરાજરે શ્રી સંડેર ગણે ભટ્ટારિક શ્રી યશોભદ્રસૂરિ સંતાને ગચ્છાધિપ ભટ્ટારક શ્રી ઇશ્વરસૂરિભિઃ ચિરંજીયાતઃ તત્ શિષ્ય ઉપાધ્યાય શ્રી વિજયસુંદર વા૦ શ્રી પદમરાજ લિષતં.

(વિ. ધ.)

---

## ૨૨૫ હીરનંદન (ખ૦ જિનસિંહસૂરિ શિ૦)

**(૪૪૭) હરિશ્ચંદ્ર ચોપાઈ.** સં. ૧૬૭૦ થી ૧૬૭૪ ની વચ્ચે.

**આદિ—**

શુભમતિ આપો સારદા, સરસ વચન સરસત્તિ,
બ્રહ્માણી સહુ વિઘન હરિ, ભલો કરે ભારતિ. ૧
ચઉવીસે જિણવર ચતુર, નાંમ હુવઇ નત નિધિ,
શ્રી ગૌતમ ગણધર સધર, સદા કરો સાંનિધિ. ૨
આદીસર જિણ ઉદય કરિ, શાંતિ જિણંદ સુષવાસ,
નિરમલ મતિ દો નેમિજિણ, પરતા પૂરઉ પાસ. ૩

વિઘન હરે શ્રી વીરજિણુ, સુષ સંપદ દાતાર,
પંચતીરથ જગિ પરગડા, પ્રણમું પ્રહસમિ સાર. ૪
ષરતર ગચ્છનાયક ષરે, જંગમ જુગપરધાન,
શ્રી જિનસિંહ સૂરીસરૂ, નમીયઇ સુગુણનિધાન. ૫
વિનયવંત વિદ્યાનિલો, ગણિ હીરનંદન ગાય,
ગુરૂ સુપસાયઇ ગાયસું, રંગઈ હરચંદરાય. ૬

× × × ×

અંતે—

છેલ્લું પાનું નથી. પા. ૩૬ પં. ૧૫ આ. ક.

## ૨૨૬ વિદ્યાચંદ (ત૦ વીપા શિષ્ય)

**(૪૪૮) +શ્રી વિજયસેનસૂરિ નિર્વાણ રાસ.** ૧૬૭૧ પછી.

આદિ--

સરસતિ મતિ દ્યઉ નિરમલી, મુખિ ધઉ વચન વિલાસ,
ગાઉં તપગચ્છ રાજવી, વિજયસેન ગુણરાશિ. ૧
જગમાં જગગુરૂ હીરજી, હુઓ અધિક સોભાગ,
મહિમા મહીમાહિં ઘણુઉ, જિમ રામમુની મહાભાગ. ૨
તાસ પાટિ ઉદયાચલિઈ, ઉગ્યુ અભિનવ ભાણુ,
શ્રીં વિજયસેન સૂરિસરૂ, જેહથી નિતસ્યુ વિહાણુ. ૩
ભાગ્ય વડું શ્રી પૂજ્યનૂં, કુણઈ ન ખંડી આણ,
જિનશાસનમાં જાગતાં, હૂઆ અધિક મંડાણ. ૪
ખરચ પ્રતિષ્ઠા પૂજણાં, સંઘ તીરથ ઉદ્ધાર,
રાસ-ભાસ-કવિ ગ્રંથથી, તે મુણજ્યો અધિકાર. ૫
છેહડઈ જે નિર્વાણનઉ, કહૂં લવલેશ વિચાર,
તાત માત ગુરૂ ગામનઇં, નામ થકી સંભાર. ૬

* * * *

અંતે— કલસ.

જગમાંહિ મહિમા ગુરૂતણુઉ જે, અતિઘણુઉ છઈ મઈ સુણ્યઉ,
દોઇ હાથ જોડી બુદ્ધિ થોડી, ઠામિ કોડી સઉ ગુણ્યઉ,
શ્રી વિજયદેવ સૂરિંદ નંદઉ ભાવિ વંદઉ વલી વલી,
વર વિસુધ વીપા સીસ વિદ્યાચંદ આશા સવિ ફલી. ૫૭

—૫૭ ટુંક આમાં છે. પ્ર. જૈ. એ. ગૂર્જ કાવ્ય સંચય.

૧ +રાવણુ મંદોદરીએ આપેલ ઉપદેશ સ૦ ૩૯૧ સ. મા. ભી.

---

## ૨૨૭ ગંગદાસ (ખ૦ જિનસિંહ-કીર્તિરત્નસૂરિ-હર્ષધર્મ-હર્ષવિશાલ-સાધુમંદિર-વિમલરંગ-લબ્ધિકલ્લોલ શિ.)

(૪૪૯) વંકચૂલ રાસ. સં. ૧૬૭૧ શ્રા૦ શુ. ૨ ગુરૂ પાતિ ગામમાં.

આદિ—

સંતિ જિણેસર ચિર જયતુ, સંતિકરણુ જિનરાજ,
વંકચૂલ રાજા તણુઉ, ચરિત કહિસુ હિતકાજ. ૧
સૂધઇ મન જે પાલિસ્યઇ, ગુરૂમુખ લેઇ નીમ,
વંકચૂલ જિમ પામિસ્યઇ, રિદ્ધિ વૃદ્ધિ નિસ્સીમ. ૨
ગુરૂવિણુ કો જાણુઈ નહી, ધરમાધરમ વિચાર,
સુઘટ ઘાટ સોનાર વિણુ, લાપ મિલઈ લોહાર. ૩
સૂરિય કિમઇ ન રંજીયઈ, જઉ વિધિ રંજનહાર,
ઠંઠન કિમ ચઅરિયઇ, જઉ વરસઇ જલધાર. ૪
ચ્યારિ નીમ ચાવા ચતુર, લીધા ગુરૂનઈ પાસ,
ચમતકાર ચિત ઊપજઇ, સુણુતા મન ઉલ્હાસ. ૫

* * * *

અંત—

સંવત સોલઈકિહુત્તરિ જાણિ, પાતિગામ સુઠામ વખાણિ,
શ્રાવણુ સૂદિ બીજઇ ગુરૂવારિ, ગાયઉ વંકચૂલ સૂખકાર. ૧૨૧

યુગવર શ્રી જિનચંદ્રસૂરિ પાટ, સેવઈ સુરનર મુનિવર થાટ,
પરવાદી ભંજન સિરિ સાટ, શુદ્ધ પરૂપઈ જિણુવર વાટ. ૧૨૨
યુગવર શ્રી જિનસિંહ સૂરીશ, વિજયમાન પ્રતપઉ સુજગીસ,
રાયરાણા માનઈ જસુ આણુ, એહના કેતા કરૂ વખાણુ. ૧૨૩
ભૂમિતલ મોટા અવદાત, ચૂભ મહેવઇ જસુ વિખ્યાત,
આચારિજ આચારઈ ભલઉ, કીરતિરતન સૂરિ જગતિલઉ. ૧૨૪
હરષધરમ વાચક તસુ સીસ, વાચક હરષવિશાલ મુનીસ,
તસુ પાટઇ પરગટ ગુણનિલઉ, સાધુમંદિર વાચક સિરિતિલઉ. ૧૨૫
તાસુ વિનેય વિમલરંગ ગણી, વિનયવંતમાહિ મહિમા ઘણી,
તિહનઉ સીસ વિનયગુણ જાણુ, વાચક લબધિકલ્લોલ પ્રધાન. ૧૨૬
તાસુ પ્રસાદઇ એહ રસાલ, વંકચૂલ ગાયઉ ગુણમાલ,
સુણતાં ભણતાં લીલવિલાસ, એહ સંબંધ કહ્યઉ ગંગદાસ. ૧૨૭
જિહાં સાગર જલ ગંગતરંગ, જિહાં કંચનગિરિ વર ઉત્તુંગ,
તિહાં લગિ નંદઉ એહ સંબંધ, સુણતાં ટાલઈ કરમહ બંધ. ૧૨૮

—સં. ૧૬૮૪ પોષ વદિ ૧૦ અર્કવાસરે. પૂર્ણિમાપક્ષે યુગપ્રધાન શ્રી ૪ યુગવર ભટ્ટારક લક્ષ્મીચંદ્રસૂરિ–પ્રથમ શિ. ગણિ શ્રી વીરવિમલ પ્રથમ વાચક વાચનાચાર્ય વા૦ શ્રી લબ્ધિવિજય તત્ શિષ્યાય શિ. સૌભાગ્યવિજય લષિતં–શ્રી સત્યપુરવરે. વિ. ધ. ૫–૧૪

---

## ૨૨૮ કૃપાસાગર ( નેમિસાગર–વિદ્યાસાગર શિ. )

**(૪૫૦)+ નેમિસાગર ઉ૦ નિર્વાણ રાસ.** સં. ૧૬૭૨ માગ. શુ. ૧૨ ઉજેણીમાં.

**આદિ—** વસ્તુ.

સકલ મંગલ સકલ મંગલ મૂલ ભગવંત,
શાંતિ જિણેસર સમરીઇં, રિદ્ધિવૃદ્ધિ સવિસિદ્ધિ કારણ,

મહિમંડલ મહિમાનિલો, પાપ વ્યાપ સંતાપ વારણ,
ઉજ્જેણીપુર જિન જયો, પ્રગટ અવંતી પાસ,
કામકુંભ જિમ પૂરવેં, કવિયણ કેરી આસ. ૧

નેમિસાગર ૨ નામ અભિરામ,
કામિતપૂરણ અભિનવો કલ્પવેલિ સમ સદા કહીઈં,
જપતાં જગિ જસ વિસ્તરિં લલિત લીલ આનંદ લહીઇ,
વર વાચક પદવીધર, અંગિકર્યં ગુરૂ આંણુ,
જિમ હૂઉ તિમ કવિ કહિં, તેહતણૂં નિરવાંણુ. ૨

× × × ×

અંતે—

ઢાલ ૧૦ મી. રાગ ધન્યાશ્રી.

જય જય સાધુ શિરોમણી, નેમિસાગર વર નામોજી,
કામિતપૂરણ સુરતરૂ, વાચકવૃંદ લલામોજી. ૧૨૯

× × × ×

સંવત સોલ બિહુત્તરઈ નયર ઉજ્જેણી મઝારજી,
માગસિર શુદિ બારસ દિનેં થુણિઉ શ્રી અણુગારોજી. ૧૩૪

વાચક વિદ્યાસાગરૂ, તાસ પંચાયણ સીસોજી,
વિબુધ કૃપાસાગર કહિં પૂરો સકલ જગીસોજી. ૧૩૫

—લિ૦ સં. ૧૭૭૦ શ્રાવણ વદિ ૫ બુધે મુનિ જયસૌભાગ્યેન પા. ૬-૧૩ નં. ૩૪-સન ૧૮૭૭-૭૮ ડે. કો.

## ૨૨૯ રાજસાગર ઉ. ( પીં. ધર્મસાગરસૂરિ-વિમલપ્રભસૂરિ-સૌભાગ્યસાગરસુરિ શિ. )

**(૪૫૧) લવકુશ રાસ.** સં. ૧૬૭૨ જેઠ સુદિ ૩ બુધ.

**અંતે—**

સંવત **સોલ વરસ બહુત્તરી** જેઠ સુદી બુધવારે,
તિથિ ત્રીજનિં દિનિં રાસ પૂરણ એહવું મંગલકાર. ૨

નગર **થિરપુર** રૂઅડું, જિહાં કરઇ કમલાવાસ,
જિહાં વસઈ વડ વ્યવહારીઆ મતિ ધર્મ ઉપરિ જાસ,
**પી**પલ ગચ્છિં ગુરૂ વડા શ્રી **શાંતિ**સુરિ સુજાણ,
પ્રતિબોધીઆ કુલ સાતસઈ **શ્રી**માલપુર અહિઠાણ. ૩

તાસ અનુક્રમિ પાટિ પ્રગટયા શ્રી **ધર્મસાગર** સૂરિ,
શ્રી **વિમલપ્રભ** સૂરીસ પ્રણમું, હુઈ આણંદ પૂરિ,
વિબુધ વિદ્યા ધરમદાતા અધિક જસુ ઉપગાર,
જેણિ ટાલ્યા હિત કરી અગન્યાનના અંધકાર. ૪

જેણિં થાપ્યા સૂરિ શ્રી **સૌભાગ્યસાગર** પાટિ,
જિનવચન મારગ દાખવઇ પ્રીછવઇ પુણ્યહ વાટ,
વીનવઇ વાચક **રાજસાગર** રાસ એહ રંગિં મુદા,
નરનારિ ભાવિ સંભલઇ તસુ સંપજઈ ઘરિ સંપદા. ૫૦૫

—ઇતિશ્રી લવકુશ રાસ સંપૂર્ણઃ—ગ્રંથા. ૯૦૦ પત્ર ૧૨ હા. ભં. પાટણ ડાબડો ૮૩.

**(૪૫૨) પ્રસન્નચંદ્ર રાજર્ષિ રાસ. સં. ૧૬૭૮.**

પત્ર ૧૫ હા. ભં. પાટણ ડા. ૮૩

---

## ૨૨૯ક. કીર્ત્તિવિજય (ત૦ કાનજી શિ.)

**વિજયસેનસૂરિ નિર્વાણ સજઝાય.**

**આદિ—**

જવહરી સાચોરે અકબ્બર સાહજીરે—એ ઢાલ.

**સરસતિ** ભગવતિ ચિત્ત ધરીરે, પ્રણમી નિજગુરૂ પાયરે,

હીર પટોધર ગાયતાં રે મુઝ મનિ આણુંદ થાયરે,
તું મનમોહન જેસંગજીરે. ૧

× × × ×

અંતે— કલશ.

હીર પટોધર સંઘ સુખકર વિજયસેન સૂરીસરો,
મેં થુણ્યો સૂર સવાઇ અવિચલ બિરૂદ મહિમામંદિરો,
જસ પાટિ પ્રગટ પ્રતાપ દીપે વિજયદેવ દિવાકરો,
કાનજી પંડિત સીસ કીરતિવિજય વંછિતકરો. ૪૭

—૪-૯ માં.

( વિજયસેનસૂરિ—સ્વ૦ ૧૬૭૨ માં થયા ત્યાર પછી તે સમામાં આ થયેલ છે. )

---

## ૨૩૦ લાલવિજય (૧) (ત. વિજયદેવસૂરિ–શુભવિજય શિ.)

**(૪૫૩) જ્ઞાતાધર્મ ઓગણીસ અધ્યયન સઝાય.** સં. ૧૬૭૩ આષાડ વદ ૪ રવિ છઠીઆડામાં.

અંતે—

સંવત સોલત્રિહુંતરિ સંવત્સરે, આદિતવારે આસાઢ માસે,
શુભવિજય શિષ્ય લાલવિજય એણિપરે કહે ભણે ગુણે
તે સુખીય થાશે. ૧૦

—ઇતિ પુંડરીક કુંડરીક રિષી સઝાય.

તપગચ્છિ પાટે પરંપર આવ્યા, સુધર્મ ગુરૂથી ભાવ્યા,
શ્રી વિજયદેવ સૂરીશ્વર રાજે, સોલત્રિહુંતરિ છાજે. ૬
આસાઢ વદિ ચોથે દિન આવે, છઠીઆડા માહે ગાવે,
રવિવારે એ અર્થ વિચારો સાંભળતાં સુખ થાયે. ૭
શુભવિજય પંડિત સુખકારી, તાસ પ્રસાદિ જાણી,
સઝાય એકવીસ આસ પુરો મુજ, લાલવિજય કહી વાણી. ૮

સિદ્ધાંત વાણી સરસ જાણી આદર આણી ભણીએ,
ભાવે ભવીયણ કહે એમ કવિયણ કાન દેઈને સુણીએ. ૯
—સર્વરસ સઝાય ગ્રંથાગ્ર ૭૫૦ પ્ર. કા.

**(૪૫૪) નંદન મણિયાર રાસ.** વિદ્યા.

**૧+ ધી સઝાય.** ૧૦૨ સ. મા. ભી.

**૨. સુદર્શન સ.** સં. ૧૬૭૬ માગશર-કડીમાં.

**આદિ—**

શ્રી ગુરૂપદપંકજ નમી હું માગું વચન વિલાસ,
સુદર્શન શિયલ વખાણીઇ, હું છું તુમ્હ પાયે દાસ.

× × × ×

**અંતે—**

સંવત સોળ સિલોતરે, માગશિર કડી મઝારિં,
શ્રી પાર્શ્વનાથ પસાઉલઈ, શીલે કામ કીધું ઉદાર. ૪૧
જે ગાવે વાંચે નિરમલા તે પામે સંપદા કોડિ,
શ્રી શુભવિજય શિષ્ય ઇમ ભણઇ, લાલવિજય નમે કરજોડિ. ૪૨
આ. ક.

—લિ. ઋ. વીરજી પઠનાર્થં ઋ. પ્રેમજી ૨-૧૪ મારી પાસે પ્રત છે.

**૩. વિચાર સ.** ૫ કડી.

**આદિ**—પ્રથમ ધરૂં સહગુરૂ નામ, જિમ મનવંછિજૈ કામ,

**અંતે**—શુભવિજય સીસ લાલવિજય કહે, સુયગડાંગ વૃત્તિથી લહઈ. ૫

**૪. ભરતબાહુબલ સ.** ૩૧ કડીની.

**અંતે—**

તપગચ્છનાયક સુંદરરે, શ્રી વિજયસેન સરિરાય,
સોહમ તિહાં વાચકવરરે, શ્રી કલ્યાણવિજય ઉવઝાય.

શ્રી કલ્યાણવિજય ઉવઝાયા સીસ, શુભવિજય પ્રણમે નિસિદીસ
લાલવિજય કહે ઇણિ ધ્યાને રહી, બાહુબલિની પરિ મુગતે જઇરે. ૩૧

—પત્ર ૨ શ્લો. ૩૦ દા. ૨૩ લીં.; ૨-૧૬ મારી પાસે છેલ્લું પાનું છે.

૫ કયવન્ના ઋષિ સ. ૧૪ કડીની.

અંતે—

એ હવે વિર આવ્યા, સાતે સ્ત્રી જૂઓ સાથે,
દીક્ષા લીધી તિહાં સાચા શ્રી ગુરૂ હાથે.
પાલે એકમન્નાં કરમ સવેં તિહાં ટાલી,
કેવલ પામીને લહસ્યે મુગત લટકાલી

લટકાલી તિણે મુગતજ પામી, તેતો દાંન પ્રભાવે,
ઉતમના ગુણ લેઇ દેઇ કર્યો સઝાય સુભભાવેં
શુભવિજય પંડિત પાય સેવી, લાલવિજે કહે પ્રાંણી,
ભાવસહિત દીઓ દાન ભલીપરેં, હીયડે ઉલટ આંણી. ૧૪

(આમ દરેક કડી ૮ ટુંકની છે) લિ૦ શ્રી પુરબંદિરે. ૩-૧૧ મારી પાસે છેલ્લું ત્રીજું પાનું છે.

---

## કલ્યાણસાગરસૂરિ. (આં.) જુઓ નં. ૪૪ પૃ૪ ૪૭.

**વીસ વિહરમાન સ્તo**

પત્ર ૪ દા. ૨૩ લીં.

**અગડદત્તરાસ.** (સં. ૧૬૪૯ થી ૧૭૧૮ સુધીમાં.)

(અંચલગચ્છના પાટ પર ૬૪ મા કલ્યાણસાગરસૂરિ થયા. લોલાડા ગામે કોઠારી નાનિગની સ્ત્રી નામિલદેના કોડણ નામે પુત્ર સં. ૧૬૩૩ માં જન્મ્યા. સં. ૧૬૪૨ માં ધવલપુરે દીક્ષા લીધી. સં. ૧૬૪૯ માં અમદાવાદમાં આચાર્યપદ, સં. ૧૬૭૦ માં પાટણમાં ગચ્છેશપદ પામ્યા. તેમણે કચ્છદેશના અધિપતિને પ્રતિબોધ આપી આહેડ-શિકાર મુકાવ-

રાખ્યો. તેમના ઉપદેશથી નવાનગરમાં સં. ૧૬૭૬ માં લાલન ગોત્રે ઓસવાલ જ્ઞાતિના શા. વર્દ્ધમાન પરમસીએ નવલાખ મહમુદી ખર્ચીને એક મોટો જિનપ્રાસાદ કરાવી તેમાં ૫૧ મોટાં બિંબ ભરાવ્યાં તથા ૪૪૧ બીજાં બિંબ ભરાવ્યાં તેમજ તે શેઠે શત્રુંજયપર એક મોટુ જિનાલય કરાવ્યું ને બીજાં સાત દેરાસરની ત્યાં પ્રતિષ્ઠા કરાવી. વળી સં. ૧૬૭૫ ના વૈશાખ શુદ ૮ રવિએ નવાનગરવાસી ઓસવાલ જ્ઞાતિના નાગડાગોત્રના શા, રાજસીએ ૫૫૧ જિનબિંબ ભરાવી એક મોટું બાવનજિનાલયવાળું ચૈત્ય કરાવ્યું તેની પ્રતિષ્ઠામાં આ આચાર્ય હતા. તે રાજસીએ એક દેરાસર ઉપર નવ લાખ મહમુદી ખર્ચી. અને બીજા મોટા ૨૧ પ્રાસાદ કરાવ્યા તેનીપર ૮૪ લાખ કોરી ખર્ચી આ આચાર્ય આગરામાં ચોમાસું હતા ત્યાં એમના ઉપદેશથી કોનપાલ અને સોનપાલે ઘણું ધન સાતક્ષેત્રે વાવર્યું-શ્રી સમંતશિખરજીનો સંઘ કાઢયો ને યાત્રા કરી સં. ૧૬૭૧. આ આચાર્ય સં. ૧૭૧૮ માં ભુજમાં ૮૫ વર્ષની ઉમરે સ્વર્ગસ્થ થયા. વધુ વૃત્તાંત મોટી પટ્ટાવલિમાં તેમજ તેમનાપર ઉદયસાગરે રાસ સં. ૧૮૦૨ માં રચેલો પ્રગટ થયો છે. તેમાંથી જોઈ લેવું. પૃ. ૪૭-૫૨ કલ્યાણસાગર આપેલ છે તેજ આ અંચલગચ્છીય હોવા ઘટે તેથી આને જૂદો નંબર નથી આપ્યો.

---

## ૨૩૧ ઉદયમંદિર (આં. કલ્યાણસાગરસૂરિ-પુણ્યમંદિર શિ૦)

**(૪૫૫) ધ્વજભુજંગ આખ્યાન** સં. ૧૬૭૫ કા૦ શુ. ૧૩ સોમ. સેરવાટપુરમાં

**અંતે—**

સંવત સોલપંચોતરેં રે, કારતિક માસ મઝારિરે,
સુદ તેરસ અતિ ઉજ્વલીરે, સોમ સુતન ભલો વારરે. ૧૦
વિધિપક્ષ ગચ્છગુરુ રાજીઓરે, સોહેં નિર્મલ નાણુરે,
દિનદિન મહિમા દીપતોરે, જિમ ઉદયાચલેં ભાણુરે. ૧૧

કલ્યાણસાગર સૂરીસરૂરે, સકલકલા ગુણ ઠાંમરે,
નાનિગનંદન સુંદરરે, મોહન ( કોડણ ) શ્રીગુરૂ નામરે. ૧૨
તાસ પક્ષ પંડિતવરરે, પુન્યમંદિર મુનિરાયરે,
વિનઇ તેહના વીનવેરે, ઉદયમંદિર ધરી સાયરે. ૧૩
રાસ રચ્યો અંતે કરીરે, સેરવાટપુર માંહિરે,
નરનારી જે સાંભલેરે, તસ હોઈ અધિક ઉચ્છાંહિરે. ૧૪

—સકલપંડિત શિરોરત્ન ભૂભામિનીભાલસ્થિતોપમાન પંડિતોત્તમ શ્રી ૨૧ શ્રી લબ્ધિવિજય ગણિ શિષ્ય સકલગણિગજેંદ્રગણિ સુંદરવિજય ભાઇશ્રી પં શ્રી શાંતિવિજય ગણિ લિખિતં મુનિશ્રી નેમવિજય વાચનાર્થે લિખિતં પુસ્તક શ્રી શાંતલપુર નગરે. (પત્ર ૭ પ્ર. કા.)

---

## ૨૩૨ ધર્મકીર્તિ (ખ૦ ધર્મનિધાન શિ.

**(૪૫૬) નેમિરાસ** સં. ૧૬૭૫ ફા. શુ. ૫ રવિ

**આદિ—** હું બલિહારી જાદવા એહની ઢાલ.

સરસતિ માતા મુઝ ભણી, દેજો અવિરલ બુદ્ધિ વિસાલકિ,
નેમિ તણા ગુણ ચિત્ત ધરી, પભણું રંગઇ અતિહિં રસાલ કિ. ૧
સીલસિરોમણિ નેમિજી, ગાઇસુ હું જિણવર સુખકારકિ,
સીલ સુજસ જગિ વિસ્તર્યઉ, જાદવકુલનઉ એ સિણગારકિ. સીલ ૨

* * * *

**અંતે—**

ખરતરગછિ ગુરૂ ગુણનિલઉ, જુગપ્રધાન જિણચંદ મુણિંદ કિ,
પાઠક ધરમનિધાનજી, ધરમકીરતિ મનિ ધરિઅ આણંદકિ. ૭૦
સોલહસયપચહુત્તરઈ ફાગુણ સુદિ પંચમિ રવિવારકિ,
રાસ ભણ્યઉ જિણવર તણઉ, સયલ સંઘનઈ મંગલકારકિ. સી. ૭૧

—૩-૧૫ સં લા. નં. ૨૨૩૩.

---

## ૨૩૩ વિવેકવિજય ( ત. હીરવિજયસૂરિ-ઋદ્ધિવિજય-ચતુરવિજય શિ. )

(૪૫૭) રિપુમર્દન રાસ. ૧૬૭૫ (?) વડાવલીમાં

આદિ—

થંભણપુર વરપાસ જિણુ, હું પ્રણમું તુમ પાય,
વામાનંદન નામથી, પરમ પામું સુખદાય. ૧

સરસતિ ભગવતિ આપયો, મુઝનઈં બુદ્ધિ પ્રકાસ,
કાલિદાસ જિમ માઘ તિમ, તિમ દો વચનવિલાસ.

* + * *

અંતે—

ઢાલ આવો આવોરે સહીઓ ઉપાસરે આવો એ દેશી.

ગાયા ગાયારે ઉત્તમના ગુણ ગાયા, સુખસંપતિ બહુ પાયારે,
ઉત્તમના ગુણ સુણસેં ભણસેં તસ ઘર ઋદ્ધિ સવાયારે. ૧
દાન સીલ તપ ભાવના કહીઈં, એ જગમાં સહી ચ્યારેરે.
એ ચ્યારેથી અધિકો જાંણો, સીલ વડો સુખકારરે. ગા. ૨
શીલ પાલ્યું રિપુમર્દન રાજા, તો તસ રિદ્ધિ સવાઇરે,
ઇમ જાણીને સંજમ પાલો. પ્રાણી તુમે સહુ કોઇરે. ૩
સીલઉપદેશમાલાથી લીધો, એહનો સહી અધિકારરે.
પંડિત સોઈ શોધીને કરયો, જો હોવે ખોવટ લગાર. ૪
જેહવી બુદ્ધિ તેહવી ચતુરાઈ, આવે તેહવી વાંણીરે,
રંક જાણે હું ધનવંત સમસો, તે સવિ મથ્યા જાણીરે. ૫
અધિકું ઓછું જે મેં ભાખ્યું, તે મુઝ મિચ્છા દુક્કડરે,
એક ધ્યાનેં કરી જોડયો, એહનો રાસ ઘણું અમુલકરે. ૬
સતરસહસ ગુજરાતી સોહાવઇ, પાટણ બારોસારરે,
ગામ વડાલવી અતિ ઘણું સારું, ધરમી લોક દાતારરે. ૭

સંભવનાથ તણેં પરસાદે, ચોપઇ સરસજ કીધીરે,
શ્રી જિનનો દીદાર લહીને મુઝ મનવંછિત સિદ્ધિરે; ૮
સંવત ચૈકસૈલાદ્દિક રાગા, જ્ઞાની નામ ધરીજેરે,
માસ વ્યંક અજુઆલીતિથ સીવા, વાર ભલો ભૃગુ લીજેરે; ૧૦
સકલ ભટ્ટારક અનોપમ સોહે શ્રી હીરવિજય સૂરીરાયારે,
અકબરને બોધ દઇને, શ્રી જિનધર્મ પતાયારે. ૧૧
તાસરે સીસ અતિ ઘણું રૂડા, ઋદ્ધિવિજય સુખકારરે,
તાસરે સીસ પંડિત ગુણભરીઆ, ચતુરવિજય શિષ્ય સારરે. ૧૨
રાગ ધનાસી ઢાલ સતાવીસ, રિપુમર્દન ગુણ ગાયારે,
વિવેકવિજય કહે સુણતાં સહુને, આણંદઋદ્ધિ સવાયારે. ૧૩

—૧૮-૧૫ ગ્રંથમાન ૭૦૦ નં. ૩૭ દા. ૨૫ લીં.

---

## ૨૩૪ જયસોમ (ખ. પ્રમાંદમાણિક્ય ગણિ શિ.)

**(૪૫૮) ભાવના સંધિ** સં. ૧૬૭૬ વીકાનેરમાં.

**આદિ—**

આદીસર જિણવર તણાં, પદપંકજ પણમેવિ,
પભણિશુ બારહભાવના, સાનધિ કરિ શ્રુતદેવિ. ૧
દાન દયા જપતપ ક્રિયા, ભાવ પખઇ અપ્રમાણ,
લૂણ વિણા જિમ રસવતી, એ શ્રી જિનવરવાણિ. ૨
દાન શીલ તપ દોહિલા, કરતાં દૂસમકાલિ,
ભાવના ભાવઉ ભવિકજન, પુણ્યસરોવરપાલિ. ૩
અનિત્યપણઉ અશરણપણઉ, ભવસરૂપ એકત્વ,
અન્યથઉ વલિ અશુચિપણ, આશ્રવ સંવરતત્ત્વ. ૪
નવમી નિર્જ્જર ભાવના, ધર્મ્મ સુરલોક સભાવ,
બોધિ દુલભ પરભવ ઇસી, બારહ ભાવન ભાવિ. ૫

* * * *

અંતે— ઢાલ.

ઇણિપરિ બાહર ભાવન જાણી, આણુ જિનદંતણી મનિ આણી,
અહનિસિ જેહ ધરઈ મનમાહિ, તે શ્રી જિનવરધર્મ આરાહઈ, ૭૦
રસવારિધિ રસ સહસ વરસઈ, વીકાનયરિ નયરિમન હરસઈ,
શ્રી જિનચંદ્રસૂરિ ગુરૂરાજઇ, એહ વિચાર ભણ્યઉ હિતકામઇ. ૭૧
પ્રમોદમાણિક ગણિ સુહગુરૂ સીસ, ગણિ જયસોમ કહઇ સુજગીસ,
આદીસર સુરતરૂ સુપસાઇ એહ ભણતાં સવિ સુષ થાઅઈ. ૭૨
—૪-૧૧ ક. આ. (મારી પાસે છે.)

---

## ૨૩૫ મનોહરદાસ (વિજયગચ્છ ગુણસૂરિ–દેવરાજ –મલ્લિદાસ શિ. )

(૪૫૯) **યશોધર ચરિત્ર** સં. ૧૬૭૬ શ્રાવણ વદ ૬ ગુરૂ દશપુર (મંદસોર)માં.

આદિ— વસ્તુ

ઋષભ જિણવર ઋષભ જિણવર નાભિનૃપનંદ,
મરૂદેવ્યા ઉવરયં રયણ કોડિ દેવ જસ સેવ સારય,
ઇંદ્રિ ચંદ્ર સેવયં સદા, અલિય વિઘન સવ દૂરિ વારઇ,
શ્રી શાંતીશ્વર શાંતિકર, પાસ જિણંદ દયાલ,
તસ પદપંકજ નમવિ કરિ, ચરિત રચિસ સુવિશાલ, ૧
વીર જિનવર વીર જિનવર પ્રણમિ વંદુ ભાય,
સાસનપતિ જિનવર જયો, ઇંદ્રિકોટિ સુગરણ નિરંતર,
ભક્તિભાવ નિર્ભર સદા, નમઇં ચંદ્રનાગેંદ્ર ગણધર,
પુંડરીક ગોયમ પ્રમુખ, નમીઇ સકલમુણિંદ.
રાય જશોધર ચરિત વર, પભણિસુ પરમાણંદ. ૨

* * * *

અંતે—

શ્રી જિન વીર કહિઉં સંબંધ, ગોતમ આગલિ એહ પ્રબંધ,
હિંસ્યા તજી દયા આદરૂ, જિમ ભવસાયર હેલાં તરૂ. ૪૩

ગુરૂ મુખથી જાણ્યો જેહવઉ, તેહવઉ રચ્યો નહી કાંઇ નવઉ.
એ સંબંધ સદા સુખકાર, ભણુતાં સુણુતાં જયજયકાર. ૪૪
સંવત સોલછહુત્તરઈ સાર, શ્રાવણુ વદિ ષષ્ઠિ ગુરૂવાર,
દશપુર નવફણુ પાસ પસાય, રચ્યો ચરિત્ર સબંધ સુખદાય. ૪૫
વિજયગછિ ગુણસૂરિ સૂરીંદ, જશ દરસણુ હુઇ પરમાણુંદ,
શ્રી મુનિ દેવરાજ સુખકંદ, તાસ શિષ્ય મલિદાસ મુનીંદ. ૪૫
તસ પદપંકજ સેવક સદા, મનોહરદાસ કહઈ મુનિ મુદા,
જા મંદિર અવની થિર રહઇ, તાં લગિ એ ચરિત્ર ગહગહઈ. ૪૬
રાય જસોધરતણો ચરિત્ર, સાંભલતાં હુઈ પુણ્ય પવિત્ર,
એ ચરિત્ર નરનારી ભણુઈ, તેહનઇ લિક્ષમી ઘર આંગણુઈ. ૪૭

—સં. ૧૬૮૫ વરષે આસાઢ સુદિ ૯ રવિવારે લિખિતં રામપુરા મધ્યે. ૩૧–૧૨ સેં લા. વડોદરા નં. ૨૨૧૪.

---

## ૨૩૬ જ્ઞાનમેરૂ (ખ૦ સાધુકીર્ત્તિ–હેમસૂરિ શિ.)

(૪૬૦) ગુણકરંડ ગુણાવલી સં. ૧૬૭૬ આસો શુ ૧૩ વિગયપુરીમાં.

આદિ— રાગ અસાવરી.

પ્રણુમુ ચોવીસે જિનપાય, વાલી ભાવિ વંદુ ગુરૂ પાય
પુન્યતણાં ફલ કહિસું હેવ, સાનિધિ કરયો શ્રી શ્રુતદેવ. ૧
પુન્યઇ ધણા કણુ કંચણુ રિધ્ય, પુન્યઈ પાંમીજિ સર્વં સિધ્ય,
પુન્યઈ ઇઠ મિલિ સંયોગ, પુન્યઈ હોઇ મનવંછિત ભોગ. ૨

* * * *

અંતે—

૧૬ મી ઢાલ ધન્યાસીરાગ.

× × × ×

સંવત્ સોલ છોતિરઈ પ્રથમ મેહઇ આસો માસ,
વિગયપુર તેરસ્ય દિનઈ, સંઘ અનુમતિ ઉલ્હાસ. ૧૮૨

શ્રી ખરતરગચ્છ નાયક ભલા, શ્રી જિનરાજ સૂરીંદ,
શ્રી જિનભદ્ર સાખી વડા, જિહાં વડવડા મુણીંદ. ૧૮૩
શ્રી સાધુકીરતિ પાઠકવરૂ, નાણુ ચરણુ ભંડાર;
શ્રી હેમસૂરિ વાચક વરૂ, તાસુ વિનય ગુણધાર. ૧૮૪
તસ પય પંકજ સેવક, જ્ઞાનમેરૂ કહિ એમ,
ઢાલ ધન્યાસી સોલમી, સુણતાં હોવઇ સર્વ ષેમ. ૧૮૫
ષંડ ત્રીજઈ તપ ગુણ કહ્યા, સુણીજે ભાવના ભાવંતિ,
રિધિ વૃધિ સંપદ સવે, મનવંછિત આવંતિ. ૧૮૬

—તૃતીયખડે તપોધિકારે ગુણકરંડ ગુણાવલી અધિકાર-સં. ૧૭૦૨ પો. સુ. ૫ ભૃગૌ લિ. ૮-૧૩ (વિ. ધ.); પાનાં ૬-અમ.

—પંડિત ગજરત્ન લિષિતં સંવત ૧૭૧૧ વર્ષે શુભંભવતુ શ્રી જાલો (૨) મહાગઢ દુર્ગ મધ્યે લિષતં. ૫-૧૭ જૈ. એ. નં. ૧૧૩૯

## ૨૩૭ મતિસાગર-(આગમ ગ૦ ગુણમેરૂ શિ.)

**(૪૬૧) સંગ્રહિણી-ઢાલબંધ** સં. ૧૬૭૫ પોષ માસ.

આદિ—

અરિહંતાદિક પંચ જે, પરમેષ્ટી પ્રધાન,
નમું નિરંજન ચિત્તસ્યું, માગું અવિચલ માન. ૧
કાસ્મીરનિવાસિની, સરસતિ સમરૂં માય,
તાસ ચરણ ભાવઈ નમી, કરૂં કવિત્ત ઉચ્છાહિં. ૨
સદ્દગુરૂ પદપંકજ વલી, વાંદું ભાવ સહીત;
તાસ તણે સુપસાઉલેં, વાધેં અવિચલ મતિ. ૩
એક મનાં આરાહીઈ, શ્રી ઉદયરયણ સૂરીંદ,
તસ પટોધર દીપતાં, આગમ ગચ્છ દીણંદ. ૪
શ્રી સૌભાગ્યસુંદર સૂરિની, અનુમતિ લહી ઉલ્લાસિ.
શ્રી સંગ્રહણી સૂત્રનું, રાસ રચું સુપ્રકાસ. ૫

પહેલું દ્વાર ચઉત્રીસ જે, અનુક્રમે કહું વિચારિ,
સાવધાન સહુ કો સુણો, બોલું સૂત્ર અનુસાર. ૬

* * * *

અંતે—

આગમ ગછિ મુનિવર મુગટ, શ્રી ઉદયરયણ સૂરિરાય,
શ્રી સોભાગસુંદર સૂરિગુરૂ, ધંધુકીઆ કહિવાય. ૪૩
તસુ પરિવારઇ ગહગહઇ પંડિત શ્રી ગુણમેરૂ,
સકલ કલાઇ દીપતા, મહિમા જસ ભડમેરૂ. ૪૪
તાસુ સીસ ભાવિઈ કરી, રચિઓ રાસ સુવિચાર,
સંવત સોલ પંચોત્તરઇ, પોષ માસ ઉદાર. ૪૫
પહિલુ અક્ષર મન તણું, બીજઓ યતિનું જાણિ,
મનસા ત્રીજુ આણુગો, ચુથઈ વઇરાગ આણિ. ૪૬
વઇરાગરનું પંચમુ, એહજિ કવિના નામ,
શ્રી જીરાઉલિમંડણું, કરૂં તેહનઇ પ્રણામ. ૪૭

—ઉપાધ્યાય શ્રી રતનસાગર ગણિ શિષ્ય પદમસાગર ગણિ શિષ્ય ધર્મસાગર પઠનાર્થં. ( ચેનસાગર ભં. ઉદયપુર. )

—સં. ૧૮૭૭ ના વર્ષે માહ સુદિ ૧૫ દિને ભૃગુવાસરે તૃતીય પ્રહરે શ્રી પાલણપુર નયરે શ્રી પાલવીયા પાર્શ્વનાથજી પ્રસાદાત્ લિખિતં ગ્રંથાગ્રથ ૮૨૩ શ્લોક–૨૮–૧૨ પ્ર. કા. નં. ૯૯૨.

## ૨૩૮ ગુણસાગર સૂરિ (વિજયગચ્છ-વિજય ઋષિ–ધર્મદાસ–ખેમજી–પદ્મસાગર સૂરિ શિ.)

(૪૬૨) ઢાલસાગર સં. ૧૬૭૬ શ્રાવણ શુ. ૩ સોમ કુકૂટેશ્વર ગામમાં.

આદિ—

શ્રી જિન આદિ જિનેશ્વરૂ, આદિતણો દાતાર,
યુગલા ધર્મ નિવારણો, વરતાવણ વિવહાર. ૧

શાંતિ સકલ સુખદાયકો, શાંતિકરણુ સંસાર,
અરતિ અસુખ દુખ આપદા, મારિ નિવારણહાર. ૨
નેમિનાથ મતિ નિરમલી, અનમન મારણુ દેવ,
બાલ બ્રહ્મચારી પ્રભૂ, સુરનર સારઈ સેવ. ૩
પારસ પારસ સારિખઉ, સુખ્ખ સંપતિ દાતાર,
ક્ષુદ્રોપદ્રવ ટાલણો, નામિ સદા જયકાર. ૪
વીરસ્વામિ ત્રિભુવનતિલો, ગુણમણિનુ ભંડાર,
તીર્થંકર ચઉવીસમુ, શાસનનો સિણગાર. ૫
કાલ અતીતઇં જે હૂઆ, વર્ત્તમાન જિન ઇસિ,
હોણહાર તે સહૂઅના, ચરણ નમું નિસદીસ. ૬
ગણહર ગૌતમ ગુણનિલો, લબ્ધિપાત્ર સુવિચાર,
પનરઈ સઇરે તિડોતરાં, દીધો જેણિ આહાર. ૭
કામધેનુ ગૌ શબ્દથી, તલઇ તરૂ સુરવૃક્ષ,
મમઈ જુ મણિ ચિંતામણી, ગૌતમ સ્વામિ પ્રત્યક્ષ. ૮
દેશિ દેશાંતર કાં ભમઈ, મૂરિષ લોગ અયાણ,
ઘરિ બયઠાં હરિ પોરસો, ગૌતમ કેરો ધ્યાન. ૯
બ્રહ્માણી બ્રહ્માસુતા, સારદમાત પ્રણામ,
કરિ માગું મતિ નિર્મલી, જિમ પામું કવિ નામ. ૧૦
કવિવાણી વારૂ કહી, જસ તૂઠી તું માય,
તૂઝ તૂઠા વિણ બોલણો, મૂરિષમાંહિ કહાય. ૧૧
પઢઇં ગુણઇં મતિ આગલા, રાજસભા સનમાન,
લહઈ નિવાજ્યા તાહરા, મોટિમ મેરૂ સમાન. ૧૨
માત મયા કરિ સાંભલે, સેવકની અરદાસ,
તિમ કરિ જિમ પહુંચઇ સહી, માહરા મનની આશ. ૧૩
ગુરૂ નમીયઇ ગુરૂતાભણી, ગુરૂવિણુ ગુરૂતા નાહિ,
ગુરૂ જનનઇં પ્રગટઉ કરઈ, લોક ત્રિલોકાં માંહિ. ૧૪

ગુરૂ કારીગર સારિખા, ટાંકી વચન વિચાર,
પાથરથી પ્રતિમા કીયા, પૂજા લહઇ અપાર. ૧૫
અંધકાર અજ્ઞાનતા, જ્ઞાન શલાઈ સાર,
ફેરિ કીયા જગિ દેખતા, ધનિ ગુરૂના ઉપગાર. ૧૬
તીર્થંકર ગણધર સહૂ, સારદ સગુરૂ સકામ,
સહૂ મિલી મુઝ આપિયો, કાવ્ય કલા અભિરામ. ૧૭
ઉત્પત્તિ શ્રી હરિવંશની હલધર કૃષ્ણનરેશ,
નેમ મદનયુગ પાંડવો, ચરિત્ર ભણું સુવિશેષ. ૧૮
યાદવ કથા સોહામણી, જે સુણિસી નરનારિ,
તીર્થનો ફલ પામસે, નહિ સંદેહ લગાર. ૧૯

× × × ×

અંતે—

ગચ્છ સ્વચ્છ પ્રણામસૂરે, વિજયવંત વિશેષ
શ્રી વિજયગચ્છ રાજીયા, કાંઇ દીપેરે ગુરૂધર્મ નરેસ. કિ. ૧૯
વિજયઋષિ વિદ્યાબલીરે, ધર્મદાસ મુનીશ
ક્ષિમાસાગર ખેમજી, કાંઇ જેહનીરે જગમાંહિ જગીસ. ૨૦
પદ્મસાગર સૂરિજીરે, સુજસ જસુ ભરપૂર,
પાય પ્રણમી પ્રભૂતણા કાંઇ, પભણેરે ગુણસાગર સૂરિકિ. ૨૧
સંવત્સર સોલ છહોતરીરે માસ શ્રાવણ સુદ્ધિ
તિજ સોમ સમુત્તરા, કાંઇ વાસરકે વાર અવિરૂદ્ધ. ૨૨
કુર્કટેશ્વર નગરમાંરે, પાસ સામી પસાય
સંઘને ઉચ્છકપણુંઇ કાંઇ રચિયોરે મેં ચરિત સુભાય કે. ૨૩
ઢાલસાગર નામશ્રી, હરિવંશનો વિસ્તાર,
શુદ્ધ ભાવે સાંભલે, કાંઈ પામેરે સુખ સંપતિસાર કે. ૨૪
એકસો એકાવનેરે, ઢાલનો સોભાગ,
આદિતો આસાવરી, કાંઇ અંતેરે ધન્યાસી રાગ કે, ૨૫

જાંમ લગિ ગિરિ મેરૂજીરે, સકલ ગિરિવર ઇસ,
તામ લગે હરિવંશ એ, કાંઇ થાજ્યોરે થિર વિસવાવીસ.

કલસ.

શ્રી હરિવંશ ગાયો સુજસ પાયો, જ્ઞાનબુદ્ધિ પ્રકાસનો
પાપ ત્રાઠો ગયો નાઠો, પુન્ય આયો આસનો
કરત પુત્ર કલત્ર કમલા પઢત સુણત સોહામણો,
પૂજ્યશ્રી ગુણસૂરિ જંપે, સંઘરંગ વધામણો. ૨.

—ઢાલસાગર હરિવંશ પ્રબંધે નવમો અધિકાર–ગ્રંથાગ્રંથ શ્લો. ૫૭૫૦
લિ. ૧૭૯૮ માધવમાસોત્તમ માસે પૂર્ણિમા ગુરૂ ભાંણુવડગ્રામે લિ૦

—લિખિતં મુનિ રાજચંદેણ–પઠનાર્થં સંઘવી શ્રી નાનજી તત્પુત્ર સં, શ્રી હીરાનંદ, તદ્ભાર્યા અનેક ધર્માનુષ્ઠાન કાર્યા સંઘવણિ મનરંગદે. શ્રીરસ્તુ, કલ્યાણમસ્તુ, લેખક પાઠકયોઃ શુભં ભૂયાસ્તાં. ૧૦૧–૧૬ અનંત૦

—ઇતિશ્રી ઢાલસાગર હરિવંશ પ્રબંધે નવમોધિકાર સંપૂર્ણઃ સં. ૧૭૨૯ કાર્તિક સિત ૧૩ દિને ગુરૂવારે પં. શ્રી ૫ વિજયહર્ષગણિ શિ૦ ગણિ સાધુવિજયેન લિખિતા પ્રતિરિયં. સ્વશિષ્ય મુનિ પદ્મવિજય વાચનાર્થં. ૮૦–૧૮ મો૦; ખં. ૧, ચં.

—સં. ૧૮૮૪ ના આસો શુદિ ૨ શુકલપક્ષે લિપિતં ઋ. સુંદરજી સંઘજી સીષ ઋ. પ્રેમજી ત. ઋ. હીરાચંદજી. શ્રી. જેતપૂર મધ્યે રાસ પુરો લખ્યો છે. પા. ૧૦૭–૧૪ મારી પાસે આ અધૂરી પ્રત છે. આ સિવાય બીજી બે પ્રતો છે પણ તેપણ અધુરી છે.

**(૪૬૩) કૃતપુણ્ય (કયવન્ના) રાસ** સં. ૧૬૭૬.

**અંતે—** ૨૦ મી ઢાલ.

* * * *

ઇમ સુણી વયરાગીઉજી, જેઠો નંદન થાપિ,
ઘરનઇ ભારિ ષેત સાતમઇ, એ ધન બહુલઉ આપિ. મ૦ ૨૮
વર્ધમાન જિન હાથિ લીધો, કયવન્નઇ વ્રતભાર,
સ્વર્ગ પંચમઇ હોઇ ચવીઇ, પામીસઇ ભવપાર. મ૦ ૨૯

ઢાલ ભલી પણ વીસમીજી, દાન દીયાથી જોઇ,
શ્રી ગુણસાગર સૂરિજીરે, સુધરઇ છઈ ભવ દોઈ. મ૦ ૩૦

—પહેલાં બે પત્ર વગરની પ્રત મારી પાસે છે. ૮-૧૫ આમાં પ્રશસ્તિમાં રચ્યા સંવત નથી. છેલ્લો કલશ ઉડાડી દીધો લાગે છે. બીજી પ્રત લખ્યા સં. ૧૮૫૬ ની છે; રત્ન. ચં; ડે; લીં.

+શાંતિનાથ છંદ.

+શાંતિજિનવિનતિરૂપ સ્ત૦ ૧૭૪ જૈ. પ્ર.

---

## ૨૩૯ મતિસાર (ખ૦ જિનસિંહસૂરિ શિ.)

(૪૬૪)+ શાલિભદ્રમુનિ ચતુષ્પદિકા (રાસ) સં. ૧૬૭૮ આસો વદ ૬

આદિ— દૂહા.

સાસણનાયક સમરીયઇ, વર્દ્ધમાન જિનચંદ
અલિય વિઘન દૂરઈ હરઈ, આપઇ પરમાણંદ. ૧
સહૂકો જિનવર સારિષા, પિણ તીરથધણી વિશેષ,
પરણીજઇ તે ગાઇયૈ, લોકનીતિ સંપેષિ. ૨
દાનશીલ તપ ભાવના, શિવપુર મારગ ચ્યાર,
સરિષા છઈ તોપિણ ઇહાં, દાનતણુઉ અધિકાર. ૩
શાલિભદ્ર સુખસંપદા, પામે દાનપસાય
તાસુ ચરિત વષાણતાં, પાતિક દૂરે પુલાય. ૪
તાસ પ્રસંગે જે થઇ, ધન્નાની પણ વાત,
સાવધાન થઇ સાંભલો, મત કરજ્યો વ્યાઘાત. ૫

* * * *

અંતે—

સાધુચરિત કહિવા મન તરસ્યે, તિણ એ ઉદ્યમ ભાષ્યો હરષેજી
સોલહસત અઠહત્તર વરસ્યે, આસૂ વદિ છઠિ દિવસ્યજી.
—શાલિભદ્ર ધન્નો રિષરાસ. ૮

શ્રી જિનસિંહસૂરિ સીસ મતિસારે, ભવિયણુનિ ઉપગારેજી,
શ્રી જિનરાજવચન અનુસારઇ, ચરિત કહ્યો સુવિચારજી. ૫૯
ઇણિપરિ સાધુતણા ગુણ ગાવે, જે ભવિયન મન ભાવેજી,
અલિય વિઘ્ન તસ દૂરિ પલાયે, મનવંછિત સુખ પાવેજી, ૧૦
એહ સંબંધ ભવિક જે ભણસ્યે, એકમનાં સાંભલિસેજી;
દુખદોહગ સબ દૂરિ ગમસ્યે, મનવાંછિત ફલ લહિસ્યેજી. ૧૭

—સર્વગાથા ૫૨૬ જૈ. એ. નં. ૧૦૫૬; પાનાં ૨૯ ગુ. વિ; ૨૧-૧૩ લીં, પાનાં ૨૩ પ્ર. કા; ખં. ૧; ભા.; વી. પા.

—સં. ૧૭૨૨ વરસે શ્રાવણ વદિ ૧૩ દિને લિખિતં દે. લા. કમલવિજય મુનિ પાસેની.

—સં. ૧૭૪૬ આશો શુદ ૭ દિને લિ૦ પં. પ્રેમાવિજયેન. શ્રીમાલગ્રામે પાર્શ્વનાથપ્રસાદાત્ ૧૫-૧૫ આ. ક.

—સં. ૧૭૯૨ કાર્તિક શુદ ૫ ગુરૂ પુન્યપુર નગરે પં. શ્રી કેસરસાગરજી શિ. વલ્લભસાગર શિ. મનોહરસાગરેણ લિપિતં. પ્ર. કા.

—ઇતિશ્રી શાલિભદ્ર મહામુની ચરિત્રાં બોહિત્થવંસીયાવતંસીયમાન નિસ્સમાન મહિમાનિધાન નિવિગાનયશોવિતાન સાવધાન પ્રધાન વિદ્વજ્જન દસિષ્ટાવધાના ધિગ ચતુર્દશ વિદ્યાસ્થાન શ્રી શત્રુંજયતીર્થાષ્ટમોદ્ધાર પ્રતિષ્ઠા વિધાન લબ્ધમાન યુગપ્રધાન* શ્રી જિનરાજસૂરીભિ રચયાંચક્રે સાહાણ હાપ્ય સ્વભ્રાતુરભ્યર્થનયા ચંદ્રાર્કં ચિરં નંદ્યાત્ લિ૦ સં. ૧૮૧૮ વર્ષે શાકે ૧૬૮૪ પ્રવર્ત્તમાને જ્યેષ્ટ સુદિ ૬ શનૌવાસરે વણોદ નગર મધ્યે શ્રી શાંતિજિન પ્રાસાદાત્ સકલ પંડિત પ્રવર પંડિત શ્રી પુન્યવિજય શિ. રત્નવિજય ગણિ શિ. લાલવિજયેન ૧૫-૧૫ ગારીયાધર ભં.

---

* આ કૃતિ જિનરાજસૂરિએ રચી એમ આમાં જણાવ્યું છે પણ ઘણી પ્રતમાં 'શ્રી જિનસિંહસૂરિ સીસ મતિસારે' એ સ્પષ્ટ છે, જ્યારે 'શ્રી જિનરાજ વચન અનુસારે' એ શબ્દોમાંનાં જિનરાજ ભ્રમથી કર્ત્તાતરીકે લેવાય છે એમ લાગે છે.

--લિખિતે ઋ૰ષ. સ્યામજી લુંકાગચ્છે. સં.૧૮૧૦ માઘમાસે શુક્લ-પક્ષે તૃતયાય્યાં શનૌ. શુભવેલાયાં કચ્છી દ. એ. પાઠશાલા મુંબઇ ભં.

—૧૯-૧૫ અનંત. કે જેની આદિમાં શ્રી કુબેરાય નમઃ સકલ પંડિતોત્તમ પંડિત શ્રી ૧૦૮ શ્રી હસ્તિસાગરગણિચરણકમલેભ્યો નમઃ એમ લખ્યું છે.

+આ કૃતિ પ્રસિદ્ધ થઇ ગઈ છે જુઓ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું.

**(૪૬૫) ચંપકસેન રાસ** ૧૬૭૫ પા. ૩.

**(૪૬૬) ગુણુધર્મ રાસ** ૧૬૯૯ વિધા.

**(૪૬૭) ચંદરાજા** (ચો.) ૬૫૬ શ્લો. લીં.

## ૨૩૯ ક પ્રભસેવક (સુખશોધનગચ્છ)

**(૪૬૭ ક) ભગવતી સાધુવંદના** સં. ૧૬૭૭.

આદિ—

**स्तवीमि वीरं जीतसूरमंडलं, प्रतापविस्तारितभूमि मंडलं**
**सुवर्णकान्ति नतदेवमंडलं चमत्कृतं तावित्र राजमंडलं॥१**
**दहा-पंचम पंचम गणधरं नत्वा परमगर्णींदु**
**वक्ष्ये भगवती भाषितान् मुनिवरान् मुनींदुं ॥२॥**
સાધુ તણા ગુણુ ગાવતાં, પામૂં સુખ અનંત,
દુષમ કાલિ આલંબનં, ભયભંજન ભગવંત. ૩

* * * *

અંતે— કલશ.

સાધૂતણા ગુણુ ગાવત મુઝનિ જે પરમાનંદ સારં
તે મુઝ જંણિ જીવ અનિ વલી કિએગ નાણી પારં
નિઃકારણુ જગબંધૂ મિ ગાયા, **મુનિ મુનિ સોલ સુશરદં**
**મુખશોધન** ગછિ વદિ **પ્રભસેવક**, મંગલકારણુ વરદં. ૫૯

૬-૭ (વિ. ધ.)

## ૨૪૦ સુધનહર્ષ (ત. હીરવિજયસૂરિ-ધર્મવિજય શિ.)

(૪૬૮) જંબૂદ્વીપ વિચારસ્તવ. સં. ૧૬૭૭ મકરસંક્રાતિ પોસ સુદ ૧૩

આદિ—

ઢાલ આસાઉરી.

શ્રી જિન ચઉવીસઈ પ્રણુમીનઈ, વલિ પ્રણુમી ગુરૂ પાઈ રે,
બ્રહ્માણીનઈ કરીઅ વીનતી, મુઝનઈ તૂસો માઈ રે. ૧
જંબૂદ્વીપ વિચાર લિખેસ્યું, કિંપિ જાણવા કામિરે,
યથા પ્રકાસ્યો વીર જિણિંદિ, પૂછઈ ગૌતમ સ્વામિરે. જં. ૨

અંતે—

સંવત સોલ સત્યોતરઈ એ, સંક્રાંતિ મકરિ રવિ સંચરઈ એ,
પોસ બહુલ રવિ તેરસિએ, બલિ દશ વાજી મૂલિં વસિએ. ૭
હોઈ વૃદ્ધિ જિહથી સદાએ, તે પોગ વૃદ્ધિ નામા તદાએ,
લિખ્યો જંબૂદીવહતણોએ, ભવિ એ વિચાર ભાવિ ભણોએ. ૮
જે હોઇ શાસ્ત્ર વિરૂદ્ધ એ, પંડિત તે કરયો શુદ્ધ એ,
વીનતડી અવધારયો એ, વલિ એ સ્તવન વિસ્તારયોરે. ૯
સાહ હીરજી ભણવા ભણિ એ, વલિ જ્ઞાનવૃદ્ધિ જાણી ઘણીએ,
જોડીઉ ક્ષેત્ર વિચાર એ, ધારયો કંઠિં જિમ હારએ. ૧૦
વિઘ્ન દૂરિ જાઇ સદાએ, વલિ એ ભણતાં સુખ સંપદાએ,
બહુ પ્રગટઈ પુણ્યનો વૃંદએ, વલિ એ ભણતાં આણુંદએ. ૧૧

ઢાલ ૧૩ ધન્યાસી રાગ.

હીરજી હીરલો હીરજી હીરલો, હીરજી હીરલો મુકુટ કેરો
શ્રી તપાગચ્છ તે મુકુટ સમ જાણઈ, ઝગમગઈ જેહ તેજિં ભલેરો.
—હીરજી હીરલો એ. ૧
માત નાથી ઉઅરિ ખાણિથી ઉપનો, શ્રી વિજયદાનસૂરિ હાથિ આયો,
શુદ્ધ જાણી મુકુટ મધ્યિ તે આપિઉ, તે ભણી મુકુટ તે બહુ સુહાયો. હી. ૨
શ્રી હુમાઉસુતરૂપો કુબ્બરો, તેણિ જસ કીર્તિ જિન શ્રવણિ નિસુણી,
દર્શનાર્થં સમાકારિતો યો ગુરૂ, નિજ સમિપે ભવાંભોધિતરણી. હી. ૩

ધર્મઉપદેશ ગુરૂમુખથકી સાંભલી, પાપકી વાસના બહુત ટારી,
પર્વ પજૂસણિ સકલ નિજ દેસમાં, તિણિ નૃપિ જીવ હિંસા નિવારી. હી. ૪
તેહ ગુરૂ હીરના શિષ્ય સોહાકરા, ધર્મવિજયાભિધા વિબુધચંદા,
તાસ શિશુ ઇમિ કહઇ ક્ષેત્ર સુવિચારએ, ભાવિ ભણતાં સુદ્ધનહર્ષવૃંદા.
ભણતલાં સુણતલાં પુણ્યવૃંદા—હીરજી. ૫

(પત્ર ૫ પ્ર. કા.)

—પંડિત શ્રી ધનહર્ષ ગણિભિઃ કૃતં. સંવત ૧૭૧૮ વર્ષે આષાઢ વદિ ૮ રવિ દિને શ્રી બાઈ નાથબાઈ પઠનાર્થં. ૬-૧૦ જૈ. એ. નં. ૧૧૫૩.

દેવકુરૂક્ષેત્ર વિચાર સ્ત૦

આદિ— દૂહા.

આગમ સવિ તુઝથી હુઆ, વલી એ વેદ પુરાણ,
દેખાવઈ સવિ અર્થ તું સહસકિરણ જિમ ભાણ. ૧
જિનવર વિમલ મુખાંબુજિં, દીસઈ તાહરો વાસ,
વિષ્ણુ બ્રહ્મ શંકર નમઈ, સુરનર તાહરા દાસ. ૨
તું સરસતિ અવધારજે, હું છું સયાઅયાણ,
જં મુઝ મુખથી નીકલઈ, તં સવિ કરે પ્રમાણ. ૩

* * * *

અંતે—

હીરવિજયસૂરિ શિષ્ય સોહાકર, ધર્મવિજય બુધ ચંદ,
શિષ્ય તેહનો ઇણિપરિ જંપઈ, ધર્મ થકી આણંદરે—
ઋદ્ધિ વૃદ્ધિ ધનહર્ષ મહોદય, શિવપદ હોવઇ ધર્મિ
જનમન સકલ સમીહિત પૂગઈ, વલિ સુખ હોઈ ધર્મિરે.

—ત્રણ પાનામાં આ છે. આ અને ઉપરનું જંબુદ્વીપ વિચારસ્તવનની ભેગીપ્રત ૯ પાનાની પ્રત જૈ. એ. પાસે છે. નં. ૧૧૫૩.

**(૪૬૯) મદોદરી રાવણ સંવાદ.**

સેનાપુરમાં.

અંતે--

**મહાસેન વદના હિમકર હરિ,** વિક્રમ નૃપસંવત્સરિ
જેમ મધુ નામિં માસ કહિજઈ, તેથી ગુહ મુહ માસ લહિજઈ. ૯૩
**તિથિ સંખ્યા ત્રિક વર્ગિં** જાણે, **યમી જનક વલિ બાર** વખાણે,
**શિતિ પક્ષિં ઉડુ યામક** લહયે, સિદ્ધિયે ગતે માટઈ કહયે. ૯૪
ઋષભદેવ કરઈ અનુભાવિં, શ્રી સેનાપુર નગરિં આવિ
છંદ રચ્યો મઈ એણુઇં ટાણુઈ, ચતુર હોઈ તે તતખિણ જાણુઈ. ૯૫
+બુધ ૧૩.

**હીરવિજય** સૂરીસર કેરો, **ધર્મવિજય** બુધ શિષ્ય ભલેરો.
તસ શિશુ **સુવનહર્ષ** ઈમ કહવઈ, ધર્મથકી સુખસંપદ લહવઈ. ૯૪
ઈતિ શ્રી **મંદોદરી રાવણ સંવાદ** સંપૂર્ણ. (પ્ર. કા.)

પાછળથી માર્જીનમાં સુધારી મૂકેલ છે. કવિએ પોતેજ સુધારેલું લાગે છે.

---

## ૨૪૧ અમરચંદ્ર (ત. સહજકુશલ-સકલચંદ્ર-શાંતિચંદ્ર શિ.

(૪૭૦) **કુલધ્વજકુમાર** સં. ૧૬૭૮ માઘ સુદ ૧૫ રવિ સાંતલપુરમાં.

આદિ--

જિન શારદ ગુરૂપય નમી, અને છંડી વિકથા વાત
શ્રી શ્રી કુલધ્વજ ભૂપનો, પભણીસ વર અવદાત ૧
ભાવઈ ભવજલ જે તર્યો, પામ્યો શિવપુર ઠામ,
તિણિ કારણિ ભાવઇ કરી, કરયો સહુ પુણ્યકામ, ૨

* * * *

અંતે-- ઢાલ મનમોહનજી.

શ્રી જિન વીરપરંપરા, મન મોહનમેરે અનુક્રમે હુઓ ગણધાર, મન૦
સૂરીસર જગચંદ હુઆ મ૦ મહિમાનિધિ અનગાર. ૨૬૩
વરસ બાર આંબિલ કરી મ૦ તપા ઈતિ બિરૂદ સુલદ્ધ મ૦
સંવત બારપંચ્યાસિઇં મ૦ એ વૃત્તાંત પ્રસિદ્ધ મ૦ ૨૬૪

અનુક્રમિ તપગણુ રાજીઓ મ૦ હેમવિમલ સૂરીરાય મ૦
તસ પટ્ટિં ગુરૂ દીપતો મ૦ જગિ જસ મહિમા સવાય મ૦　૨૬૫
સંવત પનર બ્યાસીઈ મ૦ કીધો ક્રિયા ઉદ્ધાર મ૦
દુરગતિ પડતા લોકને મ૦ સમઝાવે સુવિચાર મ૦　૨૬૬
આનંદવિમલ સૂરીસરૂ મ૦ ત્રિભુવન સૂર સમાન મ૦
તસં પટ્ટે ગુરૂ ગાજતો મ૦ સૂરિસર વિજયદાન મ૦　૨૬૭
તાસ પટોધર પરગડો મ૦ હીરવિજયસૂરી હીર મ૦
અકબર નરવર બૂઝવ્યો મ૦ વાણીસુધા રસખીર મ૦　૨૬૮
તસ પટ્ટાંબરદિનમણી મ૦ શ્રી વિજયસેન સૂરીસ મ૦
વિદ્યાએ સુરગુરૂ જીપ્યો મ૦ જગિ જસ અધિક જગીસ. મ૦ ૨૬૯
મન સ્યાદ્વાદ થાપી કરી મ૦ પામ્યો જિણેં જસવાદ મળ
અકબર ભૂપતિ દેષતાં મ૦ ઉતાર્યા દ્વિજનાદ મ૦　૨૭૦
તસ પટ્ટિં પ્રભુ પ્રકટીઉ મ૦ શ્રી વિજયદેવ સૂરીંદ મ૦
સંપ્રતિ તપગચ્છ સાગરેં મ૦ ઉગ્યો અભિનવો ચંદ મ૦　૨૭૧
શ્રી સહજકુશલ પંડિતવરૂ, કુશલ હુઇ જસ નામિ
કુલટા કામની પરિઇં ભમઇ, જસ કીરતિ ઠામો ઠામિ.　૨૭૨

ઢાલ ગિરૂયારે ગુણ૦

તાસ સીસ ગુરૂ ચિર જયો, શ્રી સકલચંદ્ર ઉવઝાય
કવિકુલકમલ વિકાસવા, પ્રભુ પ્રકટ્યો એ દિનરાયરે.　તાસ૦ ૨૭૩
તાસ સીસ વાચકવરૂ, શાંતિચંદ્ર ગુરૂ સીસરે,
સુરગુરૂની પરિ જિણિ વિદ્યાઇં, રાખી જગમાં લીહરે.　૨૭૪
રાય નારાયણ રાજ સભાઇ, ઈડર નયર મઝારિરે
વાદીભૂષણ દિગપટ જીતી, પામ્યો જય જય કારરે.　૨૭૫
વડ તરૂઅર પરિ પુહવી પરગટ, જાણઇ સહુ સંસારરે
સીસ પરંપર જેહની જાચી, શત શાખા વિસ્તાર,　૭૬
જંબુદ્વીપ ઉપાંગની, પ્રમેયરત્ન મંજૂષારે.
વૃત્તી રચી રલીઆમણી, સકલશાસ્ત્ર શિરભૂષારે.　૭૭

તસ પદપંકજસેવા રસીઉ, ભમરતણી પરિં ભાસઈ,
અમરચંદ્ર કવિ ઇમ આનંદિં, કુલધ્વજ રાસ પ્રકાસઇ. ૭૮
સંવત **વસુમુનિ રસ શશી**, મધુમાસિ સિતપક્ષરે,
પૂર્ણિમાતિથી રવિવારઇં, તુમ્હે જોઇ લેયો દક્ષરે. ૭૯
શ્રી *ગુણવિજયગણિ કવિજન કેરો, આગ્રહ અધિકો જાણીરે.
રાસ રચ્યો મઈં **સાતલપુરમાં**, મનમાં આનંદ આણીરે. ૨૮૦

—ઇતિ શ્રી કુલધ્વજ રાસ લિ. સકલ પં. નિત્યવિજયગણિ શિ૦ પં. અમરવિજયગણિભિઃ સ. ૧૭૬૮ વર્ષે વૈ. શુ. ૧૦,-૧૨-૧૭ ગ્રથમાન ૨૮૦ નં. ૩૩ દા. ૨૫ લીં. *ગુણવિજય માટે જુઓ પૃ. ૫૧૯.

(૪૭૧) **સીતાવિરહ** સં. ૧૬૭૯ બીજો આષાઢ શુદ ૧૫

આદિ—

સ્વસ્તિ શ્રી **લં**કાપુરી, જિહાં છે વર આરામ.
રામ લિખે **સીતા**પ્રતિં, વિરહ લેખ અભિરામ. ૧
નામાંકિત વલી મુદ્રિકા, આપે હનુમંત સાથિ,
લેખ સહિત તું આપજે, જનકસુતાને હાથિ. ૨

× × × ×

અંતે—

સંવત **સોલ ઉગણ્યાસીઈ** બીજે માસ આષાઢ રે
લેખ લિખ્યો મેં પુનિમ દિવસિં ઋક્ષ ઉત્તરાષાઢરે. ૫૯ સુ.
વક્તા જનનેં મન રીઝવણું શ્રોતાને સુખકારી રે
વિરહીનેં મન દુખ ઓલ્હવણું, લિખ્યો લેખ વિસ્તારીરે ૬૦ સુ.
અમરચંદ્ર કવિ ઇણિપરિ બોલે, નરનારી સુણો સાચોરે.
વિરહ તણાં દુઃખ ટાળવા, લેખ અનોપમ વાંચોરે, સુગુણ ૬૧ સુ૦

—૨—૧૪ માં.

(સહજકુશલે સિદ્ધાંત હુંડી-સિદ્ધાંતશ્રુત હુંડિકા નામે સારો ગ્રંથ જૈન અંગ ઉપાંગ આદિનાં પ્રમાણો ટાંકી ભાષા ગદ્યમાં રચેલ છે અને તેમાં તેમણે પોતાના ગુરૂ તરીકે કુશલ માણિકનું નામ આપ્યું છે.

૨૪૨ કર્મસિંહ—(ઉપકેશ ગ. સિદ્ધસૂરિ—દેવકલ્લોલ—પદ્મસુંદર ગણિ—દેવસુંદર ગણિ—પુન્યદેવ શિ.)

(૪૭૨) નર્મદાસુંદરી ચોપઈ--સં. ૧૬૭૮ ચૈત્ર શુદ ૧૦ સોમ

દશાડામાં.—અમ૦

---

૨૪૩ લલિતકીર્તિ—(ખ૦ કીર્તિરત્ન—હર્ષવિશાલ—હર્ષધર્મ—વિનયરંગ—લબ્ધિકલ્લોલ શિ૦ જિનરાજસૂરિના વારામાં.)

(૪૭૩) અગડદત્ત મુનિરાસ ૧૬૭૯ જેઠ શુ. ૧૫ રવિ. ભુજમાં

આદિ— દૂહા.

નાભિ મહીપતિ સિરિતિલઉ, આદીસર અરિહંત
મન વચનઇ કાયા કરી, પણમી શ્રી ભગવંત. ૧
વચન સુધારસ વરસતી, સરસતી પ્રણમી પાય,
કાલિદાસ નઈ તઈ કીયઉ, મૂરખથી કવિરાય. ૨
હિતકારણ માતાપિતા, વલિ વિશેષ ગુરૂરાજ
એ તીનેઇ પ્રણમું સદા, સારૂઇ વંછિત કાજ. ૩
શ્રી ગૌતમ ગણધર પ્રમુખ, નિજ તીરથ સિણગાર
સેવકનઇ સાંનિધિ કરઇ, એ મોટઉ ઉપકાર. ૪
દ્રવ્યભાવ નિદ્રા તજી, જિણ જીતઉ પરમાદ,
અગડદત્ત ગુણ ગાવતાં, નાંષિ દીયઉ વિષવાદ. ૫
સાધુ તણા ગુણ ગાવતાં, રસના હોઇ પવિત્ર
નવનિધિ રિધિ સિધિ સંપઇ, કલ્યાણકારિયા પુત્ર. ૬
ભારંડ પંખીની પરઇ, જે વિચરઇ અણગાર,
અગડદત્ત રિષિની પરઇ, લહિસ્યઇ સુખ અપાર. ૭
રસિકતણા મન રંજીયઈ, સુણતાં એહ સંબંધ
ચતુરાઈ વાધઇ અધિક, ટલઈ કરમનઉ બંધ. ૮

સાહસીક સિરિસેહરઉ, જસુ મોટા અવદાત,
એકમણા થઇ સાંભલઉ, અગડદત્તની વાત. ૯

× × × ×

અંતે—

સંવત સોલ ઇગિણાસી વચ્છરઇરે શ્રી ભુજનયર મઝારિ
જેઠ સુદિ પુનમ રલિયામણીરે દિનકર મોટા વાર
શ્રી ષરતર ગચ્છનાયક દીપતો રે શ્રી જિનરાજ સુરીંદ ૧૨ ઇમ.
તેહનઇ રાજઇ ઇણિ મુનિવર તણારે ગુણ ગાયા આણંદ. ૧૩ ઇમ.
સકલ આચારજ માહિ દીપતો રે કીરતિરતન સૂરીશ,
જેહની સાષા ગચ્છમાહિ ગહગહઇ રે પૂરઇ મનહ જગીશ. ૧૪ ઇમ.
હરષવિશાલા સુવાચક તેહનઇ રે પાટઇ ઉગ્યો ભાણ,
હરષધરમ વાચક વલિ તસુ તણારે સાધુમંદિર ગુણ જાણ. ૧૫ ઇમ.
તેહનો સીસ વિનય ગુણ આગલો રે વિમલરંગ મુનિ તાસ.
લબધિકલ્લોલ ગણિ વાચક તે સોભતારે તાસ સીસ ઉલ્લાસ. ૧૬ ઇમ.
ઇમ લલિતકીરતિ કહઇ ભવિયણ સાંભલોરે સાધુ તણા ગુણ ગાઇ,
રસના કીધ પવિત્ર મઇ આપણીરે લબધિકલ્લોલ સુપસાય. ૧૭ ઇમ.
સાંભલતાં ભણતાં ગુણ સાધુનારે, રોમ રોમ સુખ થાય,
નિતુ નિતુ રંગ વધામણા રે અવિચલ સંપદ થાય. ૧૮ ઇમ.

—સર્વ ગાથા ૩૦૩૯. શ્લોક સંખ્યા ૫૦૪૩. લિખિતા પં. ભક્તિવિશાલેન, સાધ્વી કનકમાલા શિ. કીર્તિમાલા વાચનાર્થં. ૧૦–૧૭ મારી પાસે જૂની પ્રત છે.

—સં. સતરઇ બાવીસા વર્ષે શ્રાવણ શુદિ તેરસિ શુક્રે...... લિષ્યતં સેવક દુર્ગસી. વિજયધર્મ સૂરિ ભંડાર; વિમળ.

———

## ૨૪૩ ક કલ્યાણમુનિ—( લોં. વરસિંહ-જસવંત-પકરાજ-કૃષ્ણદાસ શિ૦ )

**નેમિનાથ સ્ત૦** સં. ૧૬૭૩ આસો શુ. ૬ સિદ્ધપુરમાં.

અંતે—

શ્રી નેમિ જિનવર સયલ સુષકર દુખહરણ મંગલ મુદા
શ્રી રૂપ જીવજી પાટિધારક શ્રી વરસિંઘજી સુવર સદા.
શ્રી વરસિંહ પાટિ શ્રી જસવંત સોભર જિંગમ તિર્થ જાણીએ.
તાસ સીસ પવર મુનીવર શ્રીપકરાજ વષાણીએ,
તાસ પાટિ પંડિત સોભિ શ્રી કૃષ્ણદાસ મુનીસરા,
તાસ સીસ કલ્યાણ જંપઈ સકલસંઘ અણુંદ કર્યા.
સંવત ૧૬ સોલ ત્રહુત્તરા વર્ષે આસો શુદિ છઠિ સારએ,
ગુરૂ સવારિ નેમ ગાઉં સિદ્ધપુર મઝારિએ.
ભાવ ભણસઇ જેહ સુણસઈ તે પામિ સુષ અવારએ,
કહિ મુની મન હરષ આણી સંઘ જઇ જઇકારએ.

—લક્ષત્રં. ઋ. લપૂ, વિ. ધ. ભં.

( લઘુવરસીંગજી ૧૬૨૯ માં ગાદીએ બેઠા ને ૧૬૬૨ માં દીક્ષીમાં સ્વર્ગસ્થ થયા તેની પાટે જસવંતજી થયા. )

---

## ૨૪૪ જિનોદયસૂરિ બીજા (ખ૦ ભાવહર્ષસૂરિ-જયતિલકસૂરિ શિ. )

(૪૭૪) +હંસરાજ વચ્છરાજનો રાસ સં. ૧૬૮૦ વિજયાદશમી રવિ

આદિ— દોહા-આશાવરી રાગ.

આદીશ્વર આદે કરી, ચઉવીસે જિણચંદ,
સરસતી મન સમરૂં સદા, શ્રી જયતિલક સૂરીંદ. ૧
સદ્ગુરૂ પય પ્રણમી કરી, પામી ગુરૂ આદેશ,
પુણ્ય તણાં ફલ બોલશું, કહીશું હું લવલેશ. ૨

પુણ્યે શિવસુખ સંપજે, પુણ્યે સંપત્તિ હોય,
રાજ ઋદ્ધિ લીલા ઘણી, પુણ્યે પામે સોય. ૩
પુણ્યે ઉત્તમ કુલ હુવે, પુણ્યે રૂપ પ્રધાન,
પુણ્યે પૂરૂં આઉખું, પુણ્યે બુદ્ધિ નિધાન. ૪
પુણ્ય ઉપર સુણજો કથા, સુણતાં અચરિજ થાય,
હંસરાજ વત્સરાજ નૃપ, હુવા પુણ્ય પસાય. ૫

* * * *

અંતે—

ખંડ ૪—ઢાલ ૧૬ ધન્યાશ્રી.

* * * *

શ્રી ખરતર ગચ્છ ગુરૂનિલોજી, શ્રી ભાવહર્ષ સુરીંદ,
ગચ્છ ચોરાસી પરગડોજી, સાધુ માંહે મુણીંદ. ૬
તસ પાટે મહિમાનિલોજી, શ્રી જયતિલક સૂરિરાય,
મહોટા મહોટા ભૂપતિજી, પ્રણમે જેહના પાય. ૭
સંવત સોલ એંસીએ સમેજી, આસો શુદિ રવિવાર,
વિજયદશમીએ સંથુણ્યોજી, શ્રી સંઘને સુખકાર. ૮
એહ પ્રબંધ સોહામણોજી, કહે શ્રી જિનોદયસૂરિ,
ભણે ગુણે શ્રવણે સુણેજી, તિણ ઘરે આણંદ પૂર. ૯
ચાર ખંડ ચોપાઈ કરીજી, શ્રી સંઘ સુણવાકાજ,
પુણ્યે શિવસુખ પામિયાજી, હંસ અને વચ્છરાજ. ૧૦

—સર્વગાથા ૯૧૯ (પૃ. ૪૨ પ્ર. કા. લીં, રત્ન, ડે. ભા.)
—(લ. સં. ૧૮૭૧ ઘો. સ. ભં)

—સં. ૧૭૬૫ વર્ષે મૃગસિર માસે અષ્ટમ્યાં તિથૌ લિષિતં શ્રી વિજૈગચ્છે શ્રી પૂજ્ય શ્રી ૧૦૦૮ શ્રી દયાસાગર સૂરિંદ્રજી તત્ શિષ્ય ઋષિ શ્રી ૨૭ શ્રી રાયચંદજી તત્ શિષ્ય લિપીકૃતં ચેલા સદારામજી આત્માર્થે (ઉદયપુર ભં.)

—સં. ૧૭૫૨ ચૈ. વ. ૮ ૩૨–૧૫ લીં; ૩૪–૧૩ તથા ૨૬–૧૬ અનંત.

—સં. ૧૭૮૫ વર્ષે માહ માસે કૃષ્ણપક્ષે ૧૨ તિથૌ શુક્રવાસરે નવાનગર મધ્યે લખીતં પુજ ઋષિ શ્રી ૫ આસકર્ણજી તત્ શિષ્ય શ્રી ૫ મેઘજી તત્ શિષ્ય મુનિ કૃષ્ણજી આત્માર્થે. પાનાં ૨૩–૧૯ રાજકોટ પૂ. અપાસરો. પ્ર૦ ભીમશી માણેક.

---

## ૨૪૫ કમલવિજય (ત. હીરવિજયસૂરિ–વિજયસેનસૂરિ શિ.)

**(૪૭૫) દંડક સ્તવન.** સં. ૧૬૩૧

**(૪૭૬) સીમંધર સ્વામિ વિજ્ઞપ્તિરૂપ સ્ત.** સં. ૧૬૮૨ દીવાલી ગુરૂવાર ઝાલોરમાં વિજયદેવ રાજ્યે–કુલ ૧૦૫ પદ્ય.

(સાગર ભં. પાટણ.)

**આદિ—**

સ્વસ્તિ શ્રી પુઃકલવતીજી, વિજયઈ વિજય જયવંત,
પ્રગટપુરી પુંડરિગિણીજી, જિહાં વિચરઈ ભગવંત. ૧
સોભાગી જિન સાંભલયો સંદેશ,
હું તઉ લેખ લિખું લવલેશ.
મુઝ તુઝ આધાર જિનેશ, સાહિબજી સુણજ્યો તુઝ સંદેશ. સો. ૧

*     *     *     *

**અંતે—** ઢાલ

સંવત **સોલઇ બ્યાસીઈરે**, સુર ગુરૂવાર પ્રસંગિ,
દીવાલી દિવસઈ લિખ્યોરે, કાગલ, કાગલ મનનઈં રંગિ. ૮

કલશ.

સિરિ તવ ગણુ ગયણુંગણુ દિણુયર સિરિ વિજયસેણુ સૂરીણું,
સીસેણું સંથુણિઉં, સહ રિસ કવિ કમલવિજએણું. ૧
ચઉતીસાઇ સયતિહી, અઠ મહા પાડિહેર પડિયુણો,
સુરરઇઅ સમવસરણો, તિહુઅણુ જલલોઅણાણંદો. ૨
પુખલવઇંધિ વિજએ, સામી પુંડરિગિણીઇ નયરીએ,
સીમંધર જિણચંદો, વિહરંતો દેઉ મે ભદ્દમ. ૩

—ઇતિ શ્રી સીમંધર સ્વામી લેખરૂપં સ્તવન. લિ. માંડવદુર્ગે.
૫—૧૩ આ. ક.; ૩—૧૬ ચા૦

બીજી પ્રતમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

**અંતે**—

સંવત **સોલ બ્યાસીઈ** ૧૬૮૨ શ્રી **જાલોર** મઝારિ
ચૈત્ર ધવલ પંચમી દિનઈ બલવત્તર બુધવાર. ૧૦૦
મણુ મક્કડ જંતણુ કરણિ રિઉબલ ભંજણુ કજ્જિ
**વિજયસેન** ગુરૂ પટ્ટધર **વિજયદેવ** ગુરૂ રજ્જિ. ૨
વિવિહ પરિ મિં વીનવ્યો સીમંધર સવિલાસ,
કમલવિજય કવિ ઇમિ કહિ પૂરૂ પૂરણ આસ. ૩

—સંવત ૧૬૯૪ વર્ષે માહ સુદિ ૧૨ બુધે વાલ્હો ગ્રાંમ મધ્યે મુ૦ કેસવ લિષતં. ગણિ શ્રી દેવવિજયજી તત્ શષ્યિ ગણિ દીપવિજય વાચનાર્થં (યતિ ગુલાબવિજય ભં. ઉદયપુર)

---

## ૨૪૬ રાયચંદ પહેલા-(પદ્મસાગર-ગુણસાગર શિ૦)

**(૪૭૭) વિજયશેઠ વિજયાસતી રાસ.** સં. ૧૬૮૨ કા. શુ. ૫. ગુરૂ સોપરગઢમાં,

**અંતે**—

સંવત **સોલ બયાસીય**ઇ કાતી સુદિ પંચમિ ગુરૂવાર તઓ,
શ્રી **સોપરગઢ** મઈ ભલઉ રાસ રચ્યો મન હર્ષ અપાર તઉ. ધ૦ ૮૮

(કલસ)

મન હર્ષ આંણી સરસ બાણી સીલ એમ વષાણીયો,
બહુ પાપ શઠા ગયા નાઠા પુન્ય પોતઈ આણીયો
શ્રી **પદ્મસાગર** પાટિ પ્રતપઈ શ્રી ગુણસાગર પ્રભુ સદા
રાયચંદ મુનિ તસુ પાય પ્રણમી રચ્યો પકૃત ધરિ મુદા.
—વિજયધર્મ ભં.

---

## ૨૪૭ નારાયણ–( સમરચંદ શિ૦ ) રત્નસિંહ સૂરિનાવારામાં.

**(૪૭૮) અયમુત્તા કુમારરાસ.** ૧૬૮૩ પોષ વદિ શુધ. કલ્પવલ્લીમાં.

આદિ—          રાગ અસાઉરી.

વીર જિણંદ નમૂં સદા સુખ સંપત્તિકારી
શ્રી જિનવાણી શારદા નિજ મનિ સંભારી. ૧
ગચ્છનાયક ગણી રત્નસીંહ તસ ગુણ બલિહારી,
નેમ રાજિમતીનામા લઈ સોહે બંભચારી. ૨
લઘુ-વય સંયમ આદરી, જેણે કીર્ત્તિ વિસ્તારી
પ્રાતુ સમય નિત વંદીએ શુભ ગુણ ભંડારી. ૩
અમરચંદ મુનીશ્વરૂ, ગુરૂ પર ઉપગારી
ચરિત્ર રચૂં હું તેહનું ચરણે ચિત્ત ધારી. ૪
અઠમે અંગે કેવલી ભાખે સુવિચારી
કુમરે અઇમત્તુ ગાયસુ સુણજ્યો નરનારી. ૫

× × × ×

અંતે—          ૨૧ ઢાલ છે–નાની નાની.

કલશ.

અરિહંતવાણી હૃદય આણી પૂરી ઇતિ નિજ આસ એ
શ્રી રત્નસીંહ ગણિ ગચ્છનાયક પાય પ્રણમી તાસ એ. ૧૩૩
સંવત સોલ ત્રિહાસીઆ વર્ષે શુધિ વદિ પોસ માસ એ
કલ્પવલ્લીમાંહિ રંગે રચ્યો સુંદર રાસ એ. ૧૩૪
ચાવા ઋષિ શિષ્ય સમરચંદ મુનિ વિમલ ગુણ આવાસ એ
તસ શિષ્ય મુનિ નારાયણ જંપે ધરી મનિ ઉલ્હાસ એ. ૧૩૫

—૮—૧૧ લીં.; માણેક૦

**(૪૭૯) અંતરંગ રાસ** સં. ૧૬૮૩–લીં.

**(૪૮૦) કુંડરિક પુંડરિક રાસ** સં. ૧૬૮૩–અમ૦

(૪૮૧) શ્રેણિક રાસ.

આદિ—

પરમ પુરૂષ પ્રણમું સદા, શ્રી મહાવીર જિણંદ,
ત્રિશલાનંદન જગગુરૂ સીદ્ધારથ કુલિ ચંદ. ૧
ષટ કલ્યાણિક જેહનાં સુણતાં પાતિક જાય,
વર્ણવતાં ધી વિસ્તરઈ મનવંછિત સુખ થાય. ૨
આષાઢી શુદિ છઠિ દિને હસ્તોતરા નક્ષત્ર,
પુંડરીક વિમાનથી સુરવર પુજ્ય પવિત્ર. ૩
દેવાનંદ માહણી તરત ઉયરઈ અવતાર,
લીધું ચમર જિનેશરઇં સુપન લહ્યાં દસ ચ્યાર. ૪
ઇંદ્રિદેસઇં દેવતા હરણેગમેસી નામિ,
આસોવદિ તેરસિ દિને કરસંપુટ ગ્રહી સ્વામિ. ૫
ત્રિસલા કુખઈ જિન ઠવ્યા પુહુતી સયલ જગીસ,
ચૈત્ર શુદિ તેરશિ દિને જનમ્યા શ્રી જગદીસ. ૬
માગશિર વદિ દસમી તણઇ, દિવસિઇં શ્રી મહાવીર;
એકાકી સંયમ લીઉ મેરૂતણી પરિ ધીર. ૭
વૈશાકી શુદિ દસમી દિનિ પામ્યા કેવલજ્ઞાન,
સમવસરણુ સુરવર રચ્યઉં બઇઠા શ્રીવર્દ્ધમાન. ૮
કાત્તિ વદિ પક્ષિ જાંણીઇ અમાવાશા અભિરામ,
સ્વાતિ તણિઇ યોગઈ પ્રભુ પામ્યા અવિચલ ઠાંમ. ૯
સો પરમેશ્વરનું સદા પ્રાતુ સમય અભિધાન,
જપતાં પાતિક પરજલિ, વાધઇ મહિમાવાંન. ૧૦
તારણનૌકા ભવદધિ ભવિક પ્રતિઈ ભગવંતિ,
ક્ષાયક સમકિત આપીઉ, જે દિઈ સુખ અનંત. ૧૧
અનંતાનુબંધી કહ્યા ચ્યારઇ જેહ કષાય,
મૂળથકી એ ટાલવા ઇમ ભાખિ જિનરાય. ૧૨

સમકિત મિશ્રજ મોહની મિથ્યા મોહની જેહ,
સાત ક્ષાયકી જે કરઇ, ક્ષાયક સમકિત તેહ. ૧૩
એ ક્ષાયક સમકીતથી શ્રી શ્રેણિક ભૂપાલ,
તીર્થંકર પદ પાંમસઈ, લહિસિ સુખ વિશાળ. ૧૪
પદ્મનાભ ઇતિ જેહનું હોસિઈ નામ ઉદાર.
અનાગત ચુવીસીઇં પ્રથમ જિણેસર સાર. ૧૫

ચુપઇ રાગ ગુડી.

પ્રથમ જિણેસર શ્રેણિક સાર, હોસઇ ભરતક્ષેત્ર મઝારિ
તેહતણું છઇ ચરિત્ર રસાલ ભણતાં સુણતાં મંગલમાલ. ૧૬
કહિસિ કવિતા ગ્રંથાધારિ, કિંચિત નિજમતિથી વિસ્તારિ,
તે અધિકાર અછઇ જૂજૂઆ, આગઇ કવિજન મોટા હુઆ. ૧૭
તેણે રચ્યા છઇ ભલા પ્રબંધ, શ્રેણિક રાયતણા સમંધ,
તુહિ મુઝ મતિ હુઉ કોડ, શ્રોતા કોઇ મ દેયો ખોડિ. ૧૮
ચુહુટઇ વેચાઇ સુખડી, જે લિઇ તસ ભાજઇ ભૂખડી,
તિમ જેણઈ શ્રેણિકનૃપ તણાં, રચ્યાં ચરિત્ર અતિ સોહામણાં. ૧૯
તેણે પુન્ય ભર્યા ભંડાર, મુઝનઇ પણ છઈ મોદ અપાર,
કોઇક શ્રોતા કહિસિઇ અશું, એહ કથાનું કારિજ કશું. ૨૦
પણિ તે જોયો હૃદય વિચારિ, ષટ દર્શનનાં શાસ્ત્ર ઉદાર,
સઘલિ નિજ મતિનઇ અનુસારિ, કથા કેલવી કહિવિ સારી. ૨૧
ધર્મકથા સુણતાં સુખ હોય, મનસુદ્ધિઇં કવિ ભાખે સોય,
આદિઅંત સુણસઇ જે એહ, ભાવ ભેદ સર્વ લહિસિ તેહ. ૨૨

* * * *

રાગ ધન્યાસી–વિરાગી ધનિધનિ રતનમુણિંદ એ ઢાલ.

શુભમતી સંજતી રત્નસીંહ ગચ્છપતિ રતિપતિ વશિ કીયો હેવ,
ભવિક જણ રંજણ દુર્મતિગંજણ વંદણ યોગ્ય નરદેવ વિ૦ ૬૨

તાસપદ દ્યહ સમુહગુણ નિર્મલા વંદતાં પાતિક જાય,
ગ્રહગણ નક્ષત્ર પરિવારિ જિમ ઉડુપતિ સોહએ તિમ ગણિરાય. વિ. ૮૬૩

સાસન સોહકર સમરચંદ મુનિવરા ધર્મધોરંધરા ધીર,
અતિહિ ઉદાર સહિકાર ગુણ તેહને નિતિ રમઈ કવિ મનકીર વિ. ૮૬૪
તાસ શિષ્ય ઋષિ નારાયણ હરખે ઇમ ભણઈ વચન રસાલ,
જેહ ભાવિઈં ભણઈ મોદ આણી સુણઈ, તેહનઈ મંગલમાલ વિ. ૮૬૫
ખંડ પહિલા તણી રંગ આણી ભણી, ઉગણ્યાલીસમી ઢાલ,
દ્વિતીય ખંડઈ ચેલ્લણા તણી ભાખશું સરસ કથા સુવિશાલ. વિ. ૮૬૬

ચુપઈ.

શ્રેણિક અભયકુમાર ચરિત્ર, ભણતાં સુણતાં અતિહિ પવિત્ર,
મુનિ નારાયણ કહિ શુભવાણિ, પ્રથમ સંપૂર્ણ જાણિ. ૮૬૭
—ઇતિ શ્રી શ્રેણિકકુમાર ચરિત્રે પ્રથમ ખંડ સમાપ્ત.

દૂહા.

શ્રી જિનનાયક ભાવશું વંદુ હું જગદાધાર,
વર્દ્ધમાન સ્વામી જયુ સેવક જનહિતકાર. ૧
ગચ્છનાયક ગુણ આગલા રતનાગર ગણિરાજ,
યમલકમલ પદ તેહના પ્રણમું પ્રેમઈ આજ. ૨
શ્રી શ્રેણિક મહિપતિની કથાનઇ વિષઇ સાર,
દ્વિતીયખંડ રચુ હવઈ સદ્‌ગુરૂનઇ આધારિ. ૩
સમરચંદ ઋષિ નિતિ નમું સંયમ સુખદાતાર,
તાસ પ્રસાદઈ વર્ણવું સરસ કથા સુવિચાર. ૪

* * * *

અંતે— . ૫૮ મી ઢાલ.

અઠાવનમીં ઢાલ સુંદર, રાગ ધન્યાસી સાર,
ભણુ ગુણુ સહૂ સાંભલુ, તિમ પુગઈ રે ભલુ ધર્મપકારકિ ધન્ય. ૩૭

રત્નાગર ઋષિરાય સુંદર ભુવનભુષણુ સ્વામિ,
યુગપ્રધાન જગિ દીપતા, સુષ લહીઇરે સહિ ગુરજનિ નામઇ. ૩૮
નેમ યદુપતિ જામલિ દુષ્કર મહાવ્રત ઘાટ,
શ્રી સદ્ગુરૂ સુપસાઉલિઇ, મિ રચીઉ રે ષંડ બીજુ સારરિ. ૩૯
સાસન સોહકર સમરચંદ મુનીવરા, ધર્મધોરંધર ધીર,
અતિ ઉદાર સહિક ગુણુ તેહને નિતિ નિતિ મર કવી મનકીર. ૪૦
તસ શિષ્ય ઋષિ નારાયણુ હરષસુ, ઇમ ભણિ વચન રસાલ,
જેહ ભાવિ ભણુઈ મોદ આણી, તેહનઇ મંગલમાલ. ૪૧

—ઇતિ શ્રેણિક ખંડ બીજઉ સં. પઠનાર્થં શ્રીમાલી જ્ઞાતી સાહા શ્રી ૫ નાવા ઘરે ભાર્યાબાઈ પૂજાનો બેટઉ શ્રી શ્રી ૫ આણુંદજીની બહિન આર્યાં શ્રી ૫ સોભાં લિખતં. ધોલકઇ વાસ્તવ્ય પોરવાડ જ્ઞાતી વડી શાષાયા પા. ઋક્ષિ શ્રી ૫ દેવરાજ સુત વિમલદાસ સંવત્ ૧૭૦૯ વર્ષે ફાગુણ વદિ ૧૧ સોમે પૂરૂં કીધૂ છઇ. ૩૪—૧૭ આ. ક.

---

## ૨૪૮ ગુણવિજય પહેલા (ત. વિજયસેનસૂરિ-કનકવિજયશિ.

(૪૮૨) પ્રિયંકરનૃપ ચોપઈ—સં. ૧૬૭૮ પાનાં ૧૫ અમ.

(૪૮૩) જયચંદ્ર (જયતચંદ્ર) રાસ. સં. ૧૬૮૩ (૭) આસો શુ. ૯ ડીસામાં.

આદિ— દૂહા.

બ્રહ્મસુતા ભલ ભગવતી, બ્રહ્માણી વિખ્યાત,
કવિજનની જનની નમઉં, નિર્મલ જસ અવદાત. ૧
ઉતપતિ નૈષધકાવ્યની, વિગતિં સયલ કહેસિ,
નૃપ જયંતચંદ્રહ તણુઉ, સરસ પ્રબંધ રચેસિ. ૨

અંતે—

શ્રી તપગચ્છનો રાજીઓ, વિજયસેન સૂરિંદ,
વિજયદેવ સૂરીસરૂ, વિજયસિંહ મુનિચંદ. ૨૭૨

કોવિદ કનકવિજયતણાં, પ્રણમી પદ અરવિંદ,
અણિ ગુણવિજય ભણિ મુદા, પામીયે પરમાનંદ. ૨૭૩
ગિરૂઆ ગ્રંથ નિહાળતાં, દીઠો જિમ સંબંધ,
રાસ રચ્ચઉ એ રંગભરિ, બંધુ રચઉ બંધ. ૨૭૪
સંવત સોલસિત્યાસીઈ, આસો મહીનઈ એહ,
નવ દિવસે રચના કરી, ડીસઇ આંણીનેહ. ૨૭૫
નર હુંસી હરના ધણી, સબલ દિવનો દીજેહ,
ભણો ગણો સહુ સાંભલો, તોષ ધરીનઈ તેહ. ૨૭૬

—ઇતિ શ્રી કાશી દેશાધીશ શ્રી જયચંદ્ર રાસ.

(પ્ર. કા.)

(૪૮૪) +કોચર વ્યવહારી રાસ સં. ૧૬૮૩ (૭) આસો વ. ૯ ડીસામાં.

આદિ—

પંડિત કનકવિજય તણા, પ્રેમિં પ્રણમી પાય,
કવિ ગુણવિજય કહઈ મુદા, સુઝનિ હરષ ન માય. ૧

ભિલટ અતિધણો ઉપનઉ, સુણયો સહુ નરનારિ,
રાસ રચઉં કોચરતણુઉ, કરૂણાનઈ અધિકારી. ૨

ત્રિભુવનંદી બ્રહ્મધૂ, કવિજન કેરી માય,
બ્રહ્માણી વાગીસરી, નવરંગી નિરમાય. ૩

ચંદકિરણ પરિંચાહીઈ, અદભુત ઉજ્જલ અંગ,
જાચઉ જેહનઈ હંસ ભલ, બાહન વિમલવિહંગ. ૪

તે સરસતિ સમરી કરી, સદગુરૂનઇ આધારિ,
ગુણ ગાઉં કોચર તણા, કીધી જેણુ અમારિ. ૫

તપગચ્છપતિ ગૌતમ અવતાર, સુમતિસાધુ શુભમતિદાતાર,
વાસન ગુણમણિ કેરઉં હાટ, નૃપતિ નમઈ ચઉપનમઇ પાટિ. ૬

* * * *

અંતે— ધન્યાશી.

શ્રી તપગછનાયક ગુરૂગિરૂઆ, વિજયસેન ગણધારરે,
સા હુકમાનંદન મનમોહન, મુનિજનનો આધારરે. ૧૧૮
તાસ વિનેય વિબુધકુલમંડન, કનકવિજય કવિરાયરે,
જસ અભિધાનિ જાગઈ શુભમતિ, દુર્મતિ કુરિત પલાઇરે. ૧૧૯
તસ પદ પંકજ મધુકર સરિખો, લહી સરસતિ સુપસાયરે,
ઇમ ગુણવિજય સુકવિ મનહરષિં, કોચરના ગુણ ગાયરે, ૧૨૦
સંવત **સોલસિત્યાસી** વરષે, ડીસાનયર મઝારિરે,
આસો વદિ નુંમિએ નિરૂપમ, કીધઉ રાસ ઉદારરે. ૧૨૧
ભણિઈ ગણિઈ ભાવ ધરીનઇ, અતિ રૂડો એ રાસરે,
પાતકવૃંદ પુરાતન વિઘટઇ, પુણ્ય પ્રકાસરે. ૧૨૨
ઉત્તમ ગુણ ગાતાં રંગિ, રસના પાવન થાયરે,
શુભ ભાવન આવઈ મનમાંહિં, વિઘન વિલય સવિ જાઇરે. ૧૨૩
મંગલમાલા લચ્છિ વિસાલા, લહીઈ લીલા ભોગરે,
ઇષ્ટ મિલઈ વલી ફલઇ મનોરથ, સિદ્ધિ સકલ સંયોગરે. ૧૨૪

—પ્ર. કા; પ્રસિદ્ધ એ. રા. સં. ભાગ ૧.

**(૪૮૫) +વિજયસેનસૂરિ નિર્વાણ સ્વાધ્યાય.** મેડતામાં

**આદિ—**

સરસતિ ભગવતિ ભારતીજી, ભગતિ ધરી મનિ માય,
પાય નમી નિજગુરૂ તણાજી, થુણસ્યું તપગચ્છરાય;
જયંકર જેસંગજી ગુરૂરાય, નામિ નવનિધિ પામિઇજી,
દર્શનિ દારિદ્ર જાય, જયંકર જેસંગજી ગુરૂરાય.

* * * *

**અંતે—**

સઘલા પંડિત માંહિ વડો, શ્રી કમલવિજય ગુરૂસીંહ,
તાસ સીસ વિદ્યાવિજય, સુવિહિત પંડિત લીહોરે. ગુરૂ૦ ૫૧
**વીર હીર** દુઇ દીપતા, મેડતા નગર મઝાર,
તસ પસાય પામી કરી, ગાયો એ ગણધારોરે. ગુરૂ૦ ૫૨

કલશ.

ઇમ થુણ્યો ગણધર સાધુસિંધુર, ભૂવનબંધુર ગુણધરો
શ્રી વિજયસેન સૂરિંદ સુંદર, સકલ સંઘ સુહંકરો.
તસ પટ્ટ ભૂષણ દલિત દૂષણ, વિજયદેવ દિવામણી,
ગુણવિજય પંડિત ઇમ પયંપઇ, ચિરતપો તપગચ્છધણી. ૫૩

—૫૩ ટૂંક છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય, તથા ઐ૦ સઝાયમાલા ભાગ ૧.

---

## ૨૪૯ કેશરાજ (વિજયગચ્છ—વિજયઋષિ-ધર્મદાસ-ક્ષમા-સાગર-પદ્મસાગર-ગુણસાગર શિ૦)

**(૪૮૬) +રામયશોરસાયન રાસ** સં. ૧૬૮૩ આસો શુ. ૧૩ અંતરપુરમાં..

**આદિ—**

વેલાવલ રાગ-દૂહા.

શ્રી મુનિસુવ્રત સ્વામીજી, ત્રિભુવનતારણ દેવ,
તીર્થંકર પ્રભુ વીશમા, સુરનર સારે સેવ. ૧
પુત્ર સુમિત્ર નરિંદનો, પદ્માદેવી તસ માય,
જનમભોમિ જિનવરતણી, રાજગૃહી કહિવાય. ૨
અવતરિયા હરિવંશમેં, હરિ સાચવિયા સાર,
કલ્યાણક પાંચે ભલાં, નામ સદા જયકાર. ૩
ચરણકમળ તેહના નમી, રામ સુલક્ષમણરાય,
સીતા ને રાવણતણો, ચરિત્ર રચું સુખદાય. ૪
સુખદાઇ સહુ લોકને, 'રામકથા અભિરામ,
શ્રવણ સુણંત સરે સહી, મનના વંછિત કામ. ૫
'રા' ઉચ્ચરતાં મુખથકી, પાપ પુલાઇ જાય,
મતિ ફિરી આવે તેહથી, 'મ' મો કમાડી થાય. ૬
પાવનમેં પાવન મહા, કલિમલહરણ અપાર,

મોક્ષ પંથનો સાંભલો, સજ્જન જીવનો સાર. ૭
વીસમા થાનક ભલો, એમ કુશલકો ઠામ,
બીજ ધર્મતરૂવર તણો, શ્રી રામચંદ્રનું નામ. ૮
લક્ષ્મણ રાવણ રાજીયા, તીર્થંકર પદ પાય
મુગતિપુરી જઇ થાયસ્યૈ, સકલ જગતકા રાય. ૯
સત્યવતી સાચી સતી, શીલતણી અવદાત,
સ્વર્ગે પોહુંતી બારમે, વસુધામેં વિખ્યાત. ૧૦

* * * *

અંતે— ઢાલ ૬૨

સંવત સોલે ત્રાસીયેંરે, આછો આસૂ માસ,
તિથિ તેરસી અંતરપુરમાંહિ, આણી અતિહિ ઉલ્હાસ. ૪૯
વિજયગચ્છ ગચ્છનાયક ગિરિવો, ગોયમનો અવતાર,
વિજયવંત વિજય ઋષિરાજા, કીવો ધર્મ ઉદ્ધાર, ૫૦
ધર્મમુનિ ધર્મજનો ધોરી, ધર્મતણો ભંડાર,
ખિમા દયાગુણ કેરા નાયક, સાગરએમ ઉદાર. ૫૧
શ્રીગુરૂ પદ્મ મુનીશ્વર મોટો, મોટો જેહનો વંશ,
ચઉરાસી ગચ્છમાંહિ જાણીતો, પ્રગટપણેં પરશંસ. ૫૨
તસ પાટોધર ગુણ કરી ગાજે, ગુણસાગર ગુણવંત,
કડસુતન કલપતરૂ કલિમેં, સૂરિ શિરોમણિ સંત. ૫૩
એ ગુરૂદેવ તણે સુપસાયેં, કીધી રચના જાણ,
ગ્રંથગુણે ગિરિમેરૂ સરીખો નવરસમાંહિ વખાણ. ૫૪
એવં બાસઠિ ઢાલ સુધારી, વચન રચન સુવિશાલ,
રામ યશોરે રસાયણ નામા, ગ્રંથ રચિઓ સુરસાલ. ૫૫
કવિજનતો કરજોડિને, પંડિતસું અરદાસ,
પાંચો આગે વાચેવોજો, હવે રાગ અભ્યાસ. ૫૬
અક્ષર ભાંગે ઢાલજ ભાગેં, રાગજ ભાંગે સોઇ,
વાંચતાંરે વચનને ભાંગેં, રસ નહીં ઉપજે કોઇ. ૫૭

અક્ષર જાણી ઢાલજ જાણી, રાગજ જાણી એહ,
પાચાં આગે વાંચતાં રે, ઉપજિસિ અતિનેહ. ૫૮
જબલગિ સાયરનો જલ ગાજે, જબ લગિ સૂરજચંદ,
કેશરાજ કહે તમ લગએ, ગ્રંથ કરો આનંદ. ૫૯

કલશ.

ઇમ રામ લક્ષ્મણ અંતે રાવણ, સતી સીતાની ચિરી,
કહી ભાખી ચરિત સાખી વચન રચના કરી ખરી,
સંઘ રંગ વિનોદ વક્તા અને શ્રોતા સુખ ભણી,
કેશરાજ મુનીંદ જંપે સદા હરખ વધામણી. ૧

—લ. સં. ૧૯૪૨ વૈશાખ શુ. ૯ વઢવાણ ઉપાધ્યાય નારણજી જેષ્ટારામ લખાવીતં મુનિ માણુકચંદજી આત્મ પઠનાર્થે આમાં ઉપરની પ્રશસ્તિની કડી ૫૦ થી ૫૩ મી નથી. પત્ર—૫૬—૨૧ ધો. સ. ભં. બીજી ત્યાંની પત્ર ૧૧૬ પં. ૧૪ આમાં પણ તેમજ છે. લ. સં. ૧૯૫૬ જેઠ શુ. ૬ બુધ લ. ભાવસાર પીતાંબર હરી રહેવાસી ગોંડલના.

(પ્રસિદ્ધ થયું છે—આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૨ જું).

[આ કવિના ગુરૂ ગુણુસાગરે શાંતિજિન વિનતિરૂપ છંદ ૨૧ કડીનો રચ્યો છે કે જેની આદિ

શારદામાય નમું શિરનામિ, હું ગાઉં ત્રિભુવનકો સ્વામી, છે અને અંતે એમ છેકે.

પદ્મસાગર ગુરૂરાજ પસાયા, શ્રી ગુણુસાગર કે મન ભાયા.
નરનારી જે ચિત્તં ગાવે, તે મનોવાંછિત નિશ્ચેં પાવે. ૨૧

આ સ્તવન જૈનપ્રબોધમાં તથા અન્યત્ર પ્રસિદ્ધ થયું છે.

—ગૌતમ પૃચ્છા બાલાવબોધના અંતે જણાવેલ છેકે સંવત્ ૧૭૬૩ વર્ષે શ્રી વિજૈગચ્છે શ્રી ભટ્ટારિક શ્રી પૂજ્ય શ્રી સુમતિસાગરસૂરિજી તત્ શિષ્ય ઋષિશ્રી વીરચંદજી, ઋષિશ્રી ભવાનીદાસજી ઋષિશ્રી બાલચંદજી તત્ શિષ્ય ઋષિશ્રી ચતુરાજી તત્ શિષ્ય ઋષિશ્રી મયાચંદજી. આસોજ

માસે કૃષ્ણપક્ષે દ્વાદશી તિથૈ રવિવાસરે ભીમચનગરે લિપીકૃતં પીતાંબર શ્રી મહારાજધિરાજ રાંણા શ્રી અમરસીંધરાજ્યેઃ—ઉદયપુર મં.

---

## ૨૫૦ સહજકીર્ત્તિ ( ખ૦ ક્ષેમશાખા જિનસાગર-રત્નસાર-રત્નહર્ષ-હેમનંદન શિ૦ )

**(૪૮૭) શત્રુંજય માહાત્મ્ય રાસ.** સં. ૧૬૮૪ આસણિકોટમાં

અંતે—

શ્રી ખરતરગચ્છસૂરિ જિણેસર, વીરપાટ દીપાવઈ,
ખરતર બિરદ લહિઉ ગુણસાયઇ, જસકપૂર મહકાવઇરે. ૬૯
અનુક્રમિ તસુ પાટઈ જસ ખાટચઉ, જુગપ્રધાન ગુણચાવઇ,
શ્રી જિનચંદ્ર સૂરીસર સદગુરૂ, નામ મંત્ર જસુ ધ્યાવઇરે. ૭૦
શ્રી જિનસિંહ સિંહ જિમ દિપ્યઉ, તસુ પાટઈ ચિત લાવઈ,
અકબરસાહિ સભામન રંજી, જલનિધિ મીન છુડાવઇરે. ૭૧
વિજયમાન ગુણ જાણ ભટારક શ્રી જિનરાજ સુહાવઈ,
વિદ્યાબલ અતિસય બલ સબલઉ, સહુનઈ આણ મનાવઇરે. ૭૨
આચારિજપદ ધાર અમૃતરસ, મીઠાં વચન સુણાવઇ,
શ્રી જિનસાગર સાગર જિમ નિજ, ગુણ ગંભીર ગવાવઇરે. ૭૩
ષેમ સાખ દિનદિન ઉદયવંતા, મહિમા અધિક વધાવઈ,
રતનસાર વાચક ગુણનિધિ ગુરૂ, અતિસય અધિક જણાવઇરે. ૭૪
રતનહરષવાચક હેમનંદન, સીસ ભગતિ ચિત ઠાવઈ,
સહજકીરતિવાચક વિમલાચલ, ગિરિવર એમ મલ્હાવઇરે. ૭૫
**સંવત સોલ ચઉરાસી વરસઈ,** શ્રી **નમિનાથ** પ્રભાવઈ,
**આ**સણિકોટ શ્રાવક બહુ સુખીયા, ધરમઈ ચિત્ત લગાવઇરે. ૭૬
વાચાસૂર અધિક ગુણવંતા, ધરમપક્ષ સમઝાવઈ,
અધિક આનંદ અધિક રંગરતીયાં, શ્રી જિન ધરમ વધાવઇરે. ૭૭
છઠેઇ ખંડઈ ઢાલ એ દશમી, પુણ્ય રૂંખહો પાવઇ,
સહજકીરતિ પુંડરીક મધુરસ, ગુણજલધર વરસાવઇરે. વિ૦ ૭૮

—ઇતિ શ્રી શિત્રુંજય માહાત્મ્યે શ્રી પાર્શ્વનાથપચકલ્યાણિક વર્ણન શ્રી ભાવશ્રેષ્ટિત જાવડા સંબંધ તત્કૃતોદ્ધાર વર્ણન કલ્કી સંબંધ તત્ સુતદત્તોદ્ધાર વર્ણન. પંચમારકાંત્ય સ્થિતિ વર્ણન. દુપ્રસહ નામાંત્સ યુગપ્રધાન વર્ણન. તત્ શ્રાવક વિમલવાહનવિહિતોદ્ધાર વર્ણનાધિકારો નામ ષષ્ટઃ ખંડ સમાપ્ત. સં. ૧૮૪૫ ફા. શુ. ૫ દિને ચીરાલા મધ્યે.

(પૃ. ૧૨૮ પં.—૧૪ ગુ. વિ.)

**પ્રીતિ છત્રીશી** સં. ૧૬૮૮ વિજયદશમી સાંગાનેરમાં.

આદિ—

ઉપશમતરૂ છાયા રસ લીજઇ—એહની ઢાલ.

પ્રીતિ ન કિણિહી જીતી જાયઈ, ઇકઇવિણુ અરિહંતજી,
ભાવઈ કોડિ ઉપાય કરઉ કોઇ, લાગઈ મંત ન તંતજી. પ્રી. ૧

* * * *

અંતે

સંવત **સોલવરસ અઠયાસી**, જિહાં હુઉ સબલ સુકાલજી,
વિજયદસમિ **સાંગારે** (ને) ૨ પુરવરિ, એહ વિચાર રસાલજી. પ્રી ૩૫
પ્રીતિ છત્રીસી એ વયરાગિ, ભવિક ભણિ હિતકારજી,
વાચક **સહજકીરતિ** કહઇ ભાવઇ, શ્રી સંઘ જય જયકારજી. ૩૬

—ઇતિ શ્રી પ્રીતિ ષટ્ત્રિંશિકા-પં. રાજકીર્ત્તિ ગણિ-તત્ શિષ્ય પં. તિલકવિજય-તત્ શિષ્ય ગોદા લિખિતં. શ્રાવિકા સભલદે પઠનાર્થં.

૨—૧૫ પ્ર. કા. નં. ૮૦

---

## ૨૫૧ કલ્યાણ બીજા.

**(૪૮૮) ધન્યવિલાસ રાસ.** સં. ૧૬૮૫ જેઠ સુદ ૫

આદિ—

પ્રથમ જિણેસર પ્રણમીઈ, પ્રથમ કરી જિણે આદિ
પ્રથમ ધર્મ્મ પ્રકાસીઉ, તે પ્રથમ નમું યુગાદિ. ૧

શાંતિ જિનેસર સોલમઈ, ગરભ થિકી કરી શાંતિ
મારી નિવારી દેસથી, પસરી ઘરિ ઘરિ શાંતિ. ૨
યદુનંદન જગમાં જયો, બ્રહ્મચારિ શણગાર,
નામિ નવનિધિ સંપજઇ, ધન ધન નેમિકુમાર. ૩

× × × ×

અંતે—

ઢાલ ૪૩ રાગ ધન્યાસી. સકલ મંગલતણી એ દેશી.

દાન કલ્પતરૂ દાનમણી સુંદર, દાનથી વંછિત ઋદ્ધિ વૃદ્ધિ,
દાનથી નરસુખ દાનથી સુરસુખ, દાનથી અનુક્રમે હોઇ સિદ્ધિ. ૧
દાનથી નરભવે દેવ ભોગીપણું, ભૂપ ક્યિાણું જેણુ કીધું,
રાજછત્રંગણી નારિ ક્રમિ પરહરી, ભગનીપતિ વચનથી વ્રત લીધું. ૨
દાનથી ઋષભદેવો ત્રિભોવનધણી, સાધુનિ પ્રાગ ભવિ હવિષદાનું,
બાકલડા બદલિજુઓ દાનથી, ચંદનાઇં પણિ કેવલ લીનું. ૩
દાનથી ધન્યનિ ઋદ્ધિ બહુલી હવી, દાન દીઉ ભવી ભાવ આણી,
ધન્યવિલાસનો તુર્ય પ્રસ્તાવ એ, ભણુત ગુણુત લહિ સુખ પ્રાણી. ૪
ધન્યવિલાસ કીઓ ચરીત્રાપરિ, અલ્પબુદ્ધિથિ હું પ્રેમ આણી,
ન્યૂનતા અધિકતા જે હુઇ એહમાંહિ, સોધયો પંડિતો પ્રીત આણી. ૫
ધન્યવિલાસના ચ્યાર પ્રસ્તાવ છે, ઢાલ ત્રહતાલીસ તસ પ્રમાણું,
શત એકાદશ ગ્રંથનો માઝનો, જિનપ્રસાદે સેવક કલ્યાણું. ૬
સંવત **સોલપંચ્યાસી** ૧૬૮૫ સંવત્સરિ જ્યેષ્ટ શુદિ પંચમી પુણ્યમાણું,
ધન્યવિલાસ થયો સંપૂર્ણ દિન દિન સંઘનિ મંગલમાલં.

—ઢાલ ૪૩ પ્રમાણું લિ૦ ગણિ લાલવિજયેન પં. શ્રી હર્ષવિજય-ગણિ શિષ્યેણ-વાવિનગરે ૨૨-૧૭ ગ્રંથ ૧૧૦૦ નં. ૩૩ દા. ૨૫ લીં; ડે૦

(આ કદાચ ૨૪૩ ક નં. નાં કલ્યાણમુનિ હોય. જુઓ પૃ. ૫૧૧)

## ૨૫૨ સ્થાનસાગર (આ. પુણ્યચંદ્ર-કનકચંદ્ર-વીરચંદ્ર શિ.)

**(૪૮૯) અગડદત્ત રાસ સં. ૧૬૮૫ આશો વદ ૫ (ખંભાત)ત્રંબાવતીમાં.**

**આદિ—**

શ્રી ગુડી પાર્શ્વનાથ નમઃ ઐં શ્રી ભગવત્યૈ નમઃ

શ્રી જિનપદપંકજ નમી, સમરી સરસતિ માય,
વીણાપુસ્તકધારિણી, પ્રણમઇ સુરનર પાય. ૧
હંસગામિનિ હંસવાહિની, આપો બુદ્ધિ વિલાસ,
જે નર સરસતિ પરિહર્યા, તે નર કહીઇ બાલ. ૨
સેવકનઇ સુપ્રસન્ન થઇ, આપો અવિરસ વાણિ,
કાલિદાસ કવિતા હુઇ, તે તુઝ શક્તિ પ્રમાણિ. ૩
ત્રિહું ભુવનિ જસ તાહરો, ગાવઇ સુરનર કોડિ,
અકલ અતુલ બલ તું સદા, નાવઇ કો તુઝ હોડિ. ૪
શ્રી ભારતી ચરણઇ નમી, લહી નિજ સુગુરૂ પસાય,
જ્ઞાનદૃષ્ટિ આપઇ સદા, પ્રણમઇ સવ સુખ થાઇ. ૫
મૂલ ગ્રંથમાંહિ કરિઉ, અધ્યયન ચઉથઇ જેહ,
અગડદત્ત નૃપ કેરડો, ચરિત સુણુ ધરી નેહ. ૬
કુણુ તે અગડદત્ત નૃપ, કિમ લીધુ ચારિત્ર,
તસ સંબંધ વખાણસિઉં, જિમ હોઇ જન્મપવિત્ર. ૭

* * * *

**અંતે—** ઢાલ ૩૯ રાગ ધન્યાસી દેશી ધમાલિની.

નયરી ત્રંબાવતી જાણીઇ, અલકાપુરીય સમાન,
દેવભુવન સોભઇ ભલાં, જાણુ હો ઇંદ્ર વિમાન. ૭૫૫
મન રંગઇ ભવિયણુ સાંભલો હો, એહ સંબંધ રસાલ,—મન.
ધવલિત ધવલગૃહ ભલાં, સોભિત માલિ અટાલિ,
કામિની જનમન મોહતી, સોહતિ ગજગતિ ચાલિ. મ૦ ૭૫૬
પુન્યવંત નર તિહાં વસઇ, પાલઇ નિજ આચાર,
જિન મંદિર નિત રૂયડાં, પૂજા રચઇ નરનારિ. મ૦ ૭૫૭

વડ વ્યવહારી જાણીઇ, ભૂપ દીઇ જસ માંન,
સાવત્થા સુત નાગજી, ઉત્તમ પુરૂષ પ્રધાન. મ૦ ૫૮
દૃઢ સમકિત નિત ચિત્ત ધરઈ, સારઇ જિણવર સેવ,
ભક્તિ કરઇ સાહમી તણી, કુમતિ તણી નહીં ટેવ. મ૦ ૫૯
રૂપવંત સોહઇ સદા, સુંદર સુત અભિરાંમ,
સકલ કલા ગુણ આગરૂ, સોહઈ જિસ્યો કાંમ. મ૦ ૬૦
મુનિસુવ્રત પસાઉલે, દિન અધિકુ નૂર,
વિધિપક્ષ ગછિ સોહાવીઉ, પુન્યતણું કરિ પૂર. મ૦ ૬૧
તસ આગ્રહ જાણી ઘણો, ચરિત રચિઉ મનોહાર,
અગડદત્ત ઋષિરાયનો. એહ સંબંધ ઉદાર. મ૦ ૬૨
શ્રી ગોડીપાસ પસાઉલઇ, સીધાં વંછિત કાંમ,
રાસ રચિઉ મહારિષિ તણો, સમવસરણ સુભ ઠાંમ. મ૦ ૬૩
વિહરમાન ગણધર ભલા. શ્રી કલ્યાણસાગર સૂરીરાય,
અંચલ ગછપતિ જાગિ જયો, દેષનિ પાતિગ જાય. મ૦ ૬૪
વિમલવંશ વાચકતણો, કીરતિ જસ સુપ્રકાસ,
પુન્યચંદ્ર વાચક વરૂ, ધર્મ તણો મનિ વાસ. મ૦ ૬૫
તાસ સીસ સુંદર સોભાગી, પાલઈ સાધનો પંથ,
કનકચંદ્ર વાચક ગુણિ ભરીયા, મહામુનિ એહ નિગ્રંથ. મ૦ ૬૬
તાસ સીસ વિદ્યાના આગર, વાચક શ્રી વીરચંદ,
તપ જપ સંજિમ કિરિયા પાલઇ, સુંદર એહ મુણિંદ. મ૦ ૬૭
તસ પદપંકજ મધુકરની પરિ, રહઈ સદા એક ચિત્તિ,
વિનયવંત નઈ વિમલ મનઈ નિત, રંગી કરઇ ગુરૂ ભત્તિ. મ૦ ૬૮
તાસ તણુ સુપસાય લહીનઈ, ચરિત રચિઉ મન ભાય,
થાંનસાગર મુનિવર ઇમિ જંપઇ, ભવિજન સુણઉ ચિત્ત લાય. મ૦ ૬૯
સંવત શશિરસ જાણીઇ, સિદ્ધિ તણી વલી સંખ,
મહાવ્રત પદ આગલિ ધરઉ, સમકરી ગુણો સવિ અંક. મ૦ ૭૦

અશ્વનિમાસિ મનોહર, પૂર્ણા તિથિ વલી જાણિ,
અસિત પંચમી એ સહી, ભૂસુત વાર વષાણિ. મ૦ ૭૧
એહ ચરિત જે સાંભલઈ, તેહ ઘરિ લીલવિલાસ,
સાધુ તણા ગુણ ગાઇતાં, પૂરઇ હો મનતણી આસ. મ૦ ૭૨

—સંવત્ ૧૬૮૫ વર્ષે જ્યેષ્ટમાસે સિતપક્ષે ત્રયોદશ્યાં રવિવાસરે લિખિતં રાયધનપુરે મુનિ સ્થાનસાગરેણ પ્રવાચનાય ૨૪-૧૫ સેં. લા. વડોદરા નં. ૫૩૨૫; કવિની હસ્તલિખિત પ્રત છે.

---

## ૨૫૩ પુણ્યસાગર (પીંપલગચ્છ લક્ષ્મીસાગરસૂરિ-વિનયરાજ ને કર્મસાગર શિ.)

**(૪૯૦) નયપ્રકાશ રાસ.** સં. ૧૬૭૭

**(૪૯૧) અંજનાસુંદરી રાસ.** સં. ૧૬૮૯ શ્રાવણ શુ. ૫.

આદિ—

શ્રી ગૌતમ ગણધર પ્રમુખ, એકાદશ અભિરામ,
મનવાંછિત સુખ સંપજઈ, નિત સમરતાં નામ. ૧
પ્રથમ ઉદયમઈ મંડીઉ, મતિ દીસઈ ડિતિમંદુ,
તિણ કારણિ પહિલા નમું, શ્રી ગણધર સુખકંદ. ૨
સરસતિ પદપંકજ સદા, પૂજું બે કરજોડિ,
કહણ કથા ઉદ્યમ ધણો, માત! મ આણો ખોડિ. ૩
સેવકનિ સાનિધ કરી, દેયો અવિરલ વાણિ,
જિમ વેગો સિદ્ધિ સદઇ, કાઇ મા રાખિસ કાણિ. ૪
વલિ પ્રણમું સદગુરૂ વડા, જેણથી થઉ સનાથ,
પાપ પડલ પાંછાં કર્યાં, સૂત્ર શાસ્ત્ર દે હાથ. ૫
જગમાંહિ મોટોડછઇ, સહગુરૂનો ઉપગાર,
જાણિનઈ માનિ નહી, સાચા તેહ ગમાર. ૬
મનસુધિ સહુ પણમી કરી, કરસુ સતી વખાણ,
સુણજ્યો એકમના થઈ, જિમ હોઇ જન્મ પ્રમાણ. ૭

પવનંજય રાજા તણી, અંજનાસુંદરી નારિ,
તાસુ કથા સુણતાં થકાં, હોસ્યઇ અલ્પ સંસાર. ૮

સતિ શિરોમણિ અંજના, શીલવિભૂષણ દેહ,
નામ જપંતાં પ્રહ સમઈ, આપે રિદ્ધિ ઽછેહ. ૯

તિણુરો સખર સંબંધ છઇ, મીઠા સાકર દ્રાષ,
રસ લેજ્યો ભવીયણ તુમ્હે, ભાખે કવીઅણ ભાષ. ૧૦

કિમ તિણ સુધો મન કરી, કીધો સીલયતન,
સવે રસ લેજ્યો ભવિયણ તુમ્હે, સાંભલવા સુવચન. ૧૧

અંતે— ૮ મી ઢાલ ફાગની.

(આહે) અંજના કેરીય ચુપઇ, પુરણ કીધી એહ,
જે નર ભણસીઇ ભાવસિઉ, મંગલ લહઇસ્યિ તેહ.
(આહે) સતીયાનિ સિરિ અંજના, વખાણિયે કવિરાય,
સાંભલતાં મન ઉલસઈ, હીયડઇ હર્ષ ન માય. ૧

ષટ દરશનના ગ્રંથમિઇં, અંજના કેરી વાત,
પવનસુત હનુમંતરાય, પ્રકટ ઘણા અવદાત.
(આહે) ગુણયશતા સુવખાણિયઈ, જાસુ વદઈ સંસાર,
આપરો નામ સોઇજ લહઈ, જે હોઇ મૂઢ ગમાર. ૨

(આહા) જનમાંહિ ઠામિ ઠામિ, દીસઇં એ અધિકાર,
પણિ પરમારથ જુજીઆ, નામ તણા નિરધાર,
(આહે) શીલતરંગીણી ગ્રંથથી, એ રચીઉ સંકેત,
કાઇક કવીમતી કેલવી, તિનકા યુછઈ હેત. ૩
(આહે) તે દુષણ મત કાઢજ્યો, ગ્રહજ્યો કવિ ગુણરંગ,
સો ભિઇં તો મઈ આણીઉ, લાગઇ સરસ સુચંગ.
શ્રી મુનિસુવ્રત સામિરઈ, વારઈ હુઇંવાત,
ચ્યાર વહિ જિણ વરચીઆ, કુણ જાણઇ અવદાત. ૪
(વાંચે જગબહુ વહી ગયા—પાઠાંતર).

શ્રી વડગચ્છ ગુરૂ ગાઇઇ, શાંતિ સૂરિ ગણધાર,
ચક્કેસરી પદ્માવતી, ભગતિ કરઇ વારવાર.
ભંગક છેવટ્ટણ (ભગવઅટણ) ભાષીયુ, ધૂલીકોટ સંકેત,
કુટુંબ શ્રીમાલી સાતસઈ, ઊગાર્યો ગુણ હેત. ૬

ભોજ ચુરાસી રાજમઈ, જીત્યા વાદ વિશાલ,
શાસન જિન સોભાવીઉ, વાદી બિરૂદ વૈતાલ.
તિણ ગચ્છ પીંપલ થાપીઉ, આઠ શાષા વિસ્તાર,
સંવત રૂદ્ર બાવીસઈ સમઈ હુઇ સુખકાર. ૭

તે ગચ્છ દીસઇ-દીપતુ, નયર સાચોર મઝારી,
વીર જિણેસરનુ તિહાં, તીરથ પ્રગટ ઉદાર.
તાસુ પાટી અનુક્રમઈ હુયા, શ્રી લક્ષ્મીસાગરસૂરી,
વિનયરાજ કરમસાગર, વાચક દોઇ સનુરા. ૮

તાસુ સીસ પુણ્યસાગર, વાચક પભણઇ એમ,
અંજનાસુંદરી ચુપઇ, પૂરણ વધતઇ પ્રેમ.
સંવત સોલ નેવ્યાસીઈ, શ્રાવણ માસ રસાલ,
સુદી તીથિ પંચમી નીરમલા, ઋદ્ધિવૃદ્ધિ મંગલ માલ. ૯

—ઇતિશ્રી અંજના સુંદરીની ચુપઇ સંપૂર્ણ

(અશુદ્ધ) ૩૮—૧૧ આ. ક., ઉદયપુર ભં—માણેક.

—ઇતિશ્રી અંજનાસુંદરી પવનંજય કુમાર સંબંધે પૂર્વ ભવ વર્ણન માતુલપુરે સમગમન પવનંજયગૃહાગમન અંજનાસુંદરીદર્શનાય વિલાપકરણાય ઋષભદત્તશુદ્ધિકરણાય ઋષભમાતુલપુરે સમાગમન અંજના-મિલન પુનઃ પવનંજય અંજનામિલન પુનઃ સાધુસમીપ દીક્ષા ગ્રહણાય સુરલોકગમનાધિકારવર્ણનો નામ તૃતીયખંડ સંપૂર્ણ. પંડિત શ્રી ૫ શ્રી અમૃતવિજયગણિ શિષ્ય મુનિ દેવવિજય પઠનાર્થં. ૧૨—૧૪ લીં૦

—પ્રથમ ખંડે ઢાલ ૪ ગાથા ૧૮૨ દ્વિતીય ખંડે ઢાલે ૭ ગાથા ૨૦૭ તૃતીયખંડે ગાથા ૨૪૩ ઢાલ ૮ સર્વ ઢાલ ૨૨ ગાથા સર્વ ૬૩૨

ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૯૦૫ સં. ૧૭૫૩ વર્ષે મા સુદિ ૮ દિને સંપૂર્ણ કીધો. શ્રી સોહીગ્રામ મધ્યે દેરધાં.લિ૦ ગણિ કેસરવિજયેન. ૧૭—૧૮ લીં.–ગ્રંથાગ્ર ૯૩૯ રાજસુંદર લખીકૃતા (૧૭૦૦ ની આસપાસ. મ. બ)

બીજી પ્રતમાં પ્રશસ્તિ કંઇ જૂદી આપી છે તે નીચે પ્રમાણે છે:–

શ્રી જિનરાજસૂરિ પાટિ દિનકરા, આગમ અર્થ નિધાન,
શ્રી જિનરંગ સૂરીસરૂ સત્યવર જાણે, સર્વ નિધાન.

તાસુ આદેશ સંવત **સોલ ચોરાસીઈ,** ઉદેપુરિ સોમાસિ,
જગતસંઘ રાણો ગાજે તિહાંકણિ, હાદુ ઉપતાં જસવાસ.

સંઘ કથન ધરી માઘ સુદિ તૃતીયા દિને શુભયોગે ગુરૂવાર
અવિછિન રસ ઇણિમે લેજયો જોઇને અધિકારે અધિકાર.

**પુણ્યભુવન** કહે ભાવ ધરી ઘણો, ગિરૂયાનો જસવાસ,
અધિક ઓછો ઇહાંકણિ જે કર્યો, હુવે મિછામિ દુક્કડ તાસ.

શીલ સમકિત ગુણ દેહ પ્રતિધારને દિન પ્રતિ કોડિ કલ્યાણ,
તિણિએ ભણે ગુણે સુણે ભાવસું, જીવિત જનમ પ્રમાણ.

—લિ. ૧૭૪૫ આસો વ૦ ૧૩ ગુરૂ કલ્યાણપુરમાં.
રાજકોટ પૂજ્યના અપાસરાનો ભંડાર.

આમાં કર્ત્તાનું નામ પુણ્યભુવન (ખ૦) આપેલ છે ને રચ્યા સાલ સં. ૧૬૮૪ માહ શુ. ૩ ગુરૂ, ઉદયપુરમાં જગતસિંહ રાજ્ય કરતા હતા ત્યારે, એમ જણાવ્યું છે. મને તો પુણ્યસાગર (પી. ગચ્છીય)ની પહેલી પ્રશસ્તિ વિશ્વસનીય ભાસે છે.

—મારી પાસે મોટા અને સારા અક્ષરવાળી ૨૭ પાનાની પ્રત છે, પણ તેમાંથી કર્ત્તાનું નામ ઉડાડી દીધું છે. ૨૭–૧૨.

—પત્ર ૨૨ ગ્રંથમાન ૬૦૦ નં. ૩૧ દા. ૨૫ લી. કે જેમાં કર્ત્તાનું નામ પુણ્યસાગર સ્પષ્ટ છે.

## ૨૫૩ ક લાભોદય

**નેમિરાજિમતિ બારમાસ.** ૧૫ કડી સં. ૧૬૮૯ આસો શુ. ૧૫

**આદિ—**

સખીરી સાંભલિ હે તૂં વાણી, ઈમ બોલે રાજુલ રાણી,
નેમજી મુઝ જીવન પ્રાંણી, તિણ તોડી પ્રીતિ પુરાણી હોલાલ
નેમજી નેમજી કરતી, નેમજી નિજ ધ્યાન ધરતી હો લાલ. ૧

* * * *

**અંતે—**

સખીરી **સંવત સોલસૈ નિવ્યાસી**, આસૂ પૂનિમ ઉજાસી,
ભણતાં ગુણતાં સુખ ખાસી, **લાભોદય** લીલ વિલાસી હો લાલ. ૧
નેમજી નેમજી કરતી.
—(મારી પાસે પ્રત છે.)

---

## ૨૫૪ શ્રીસાર (ખ૦ ખેમશાખા રત્નહર્ષ વાચક શિષ્ય)

**(૪૯૨) આનંદ શ્રાવકસંધિ.** સં. ૧૬૮૪ પુષ્કરણી નગરીમાં.

**આદિ—**

વર્દ્ધમાન જિનવર ચરણ, નમતાં નવ નિધિ હોઇ,
સંધિ કરૂં આણંદની, સાંભલિજ્યો સહુ કોઈ. ૧

* * * *

**અંતે—**

ઢાલ ૧૫ આશ્રવ કારણ એ જગિ જાણીયઈ—એહની.
ધન ધન સુધી શ્રાવક એહવા, નામૈ નવ નિધિ થાઇ,
સૈ મુખિ વીર વષાણ્યઉ જેહને, પ્રણમૈ સુરનર પાય. ૨૪૧ ધ.
નિરતા બારહ વ્રત પરિપાલીયા, ન લગાયા અતિચાર,
ભલીપરૈ વિધિસું શ્રાવકતણી, પ્રતિમા વહી ઇગ્યાર. ૨૪૨ ધ.
દાનસીલ તપ જપ નૈ ભાવના, કીધા ધરમ અનેક,
ઇણિપરિ માનવ ભવ સફલો કિયૌ, અહનિસિ ચિત્ત વિવેક. ૨૪૩ ધ.

માસ તણી કીધી સંલેષણા, સમરૈ જિનવર નામ,
સાઠ ભગતઇ છેદ્યા અણુસણૈ, સૂધૈ મન પરિણામ. ૨૪૪ ધ.
પાપ ઠાંમ આલોઇ પડિક્કમી, કાલ માસ કરિકાલ,
સૌધરમૈ દેવલોકઇ સાસતો, સુર અપચ્છર સુવિશાલ. ૨૪૫ ધ.
ઇંદ્રિ વિમાનથકી અતિ દીપતઉ, કૂણ અછે ઇસાણ,
આણંદ ગાથાપતિ હિવ ઊપનઉ, તિણ અરૂણાભવિમાન. ૨૪૬ ધ.
પલ્યોપમ ચિહુનૈં આઉષૌ, સુષ ભોગવૈ અપાર,
મહાવિદેહ તિહાંથી સીઝિસ્યૈ, કરિસ્યૈ એક અવતાર. ૨૪૭ ધ.
સાંભલિ જંબૂ સોહમ ઇમ કહે, સાતમ અંગ મઝાર,
પ્રથમ અધ્યયનૈ ભાષ્યા એહવા, વીરજિણંદ વિચાર. ૨૪૮ ધ.
જિમ જિમ ચરિત સુણીજૈ એહવા, તિમ તિમ મન થિર થાય,
થિર મન રાષ્યાં લાભ હુવૈ ઘણો, પાતક દૂરિ પલાય. ૨૪૯ ધ.
પુહકરણી નયરી અતિ દીપતી, શ્રાવક ચતુરસુજાણ,
આદીસર જિનવર સુપસાઉલે, રાજપ્રજા કલ્યાણ. ૨૫૦ ધ.
સંવત્ દિશીં સિદ્ધિ રસ સસિ ૧૬૮૪ તિણપુરીમઈ કીધી ચઉમાસિ,
એ સંબંધ કીયૌ રલિયામણઉ સુણતાં થાઇ ઉલાસ. ૨૫૧ ધ.
રત્નહરષવાચક ગુરૂ માહરઉ, હેમનંદન સુખકાર,
હેમકીરતિ ગુરૂ બંધવનૈ કહૈ, પભણૈ મુનિ શ્રીસારિ. ૨૫૨ ધ.

ઇતિ શ્રી આણુંદસંધિ સમાપ્ત.

(ભાવ૦ શુદ્ધ અક્ષરની પ્રત પા. ૭ પં-૧૮ અને બીજી પ્રત પા. ૧૮ પં-૯ ) ૧૫-૧૧. આ. ક. ૧૨-૧૩ આ. ક.

—સં. ૧૮૫૨ જેષ્ટવદિ ૧૧ દિને લિ૦ પં. અમૈચંદ ૧૦-૧૫ ઘો.

—સં. ૧૯૨૨ લિ. પં ગુણસોમ વાલોચર મધ્યે ૧૯-૧૧ ઘો.

—(વિ. ધ. ભંડાર)-સં. ૧૮૦૩ માગશર વદ ૧૧ પ્રે. ૨.

—લિ૦ શ્રી ૧૦૮ શ્રી પુજૈ મલુકચંદજી, તત્ સીષ પુજ્યે શ્રી મ્હાસીંધજી, તત્ સીષ લિષતં અમોલકચંદ કાત્યાસની મદ્ધિ સહેર મેડતા સૌહી કોસ દોય, સંવત ૧૮૪૩ માસ અસાઢ વદી ૬ વાર બુધવારિ કિસ્નપક્ષે

લિષતં કોઠારી કુસાલેચંદજી નાન્હો રાસદ્ધિ. અશુદ્ધ પ્રત. ૧૮-૧૧ અનંત.

**(૪૯૩) મોતી કપાસીયા સંબંધ સંવાદ.** સં. ૧૬૮૯ ફલોધીમાં

**આદિ—** દૂહા.

સુંદર રૂપ સોહામણો, આદિસર અરિહંત,
પરતા પૂરણ પ્રણમીયૈ, ભયભંજણ ભગવંત. ૧

જિણવર ચોવીસે નમી, સમરૂં સરસતિ માય,
એહ પ્રબંધ માંડયો સરસ, શ્રી સહગુરૂ સુપસાય. ૨

આદિનાથ આણંદસું, હથિણાઉર મઝારિ
વિચરઈ જિનવર ગોચરી, ન લહૈ સુદ્ધ આહાર. ૩

પાએ લાગી પદમણી, મોતીયડૈ ભરિ થાલ
મોતીસું કરે નિમંછણા, લોક સહુ સુવિસાલ. ૪

મોતી ગરવ્યઉ મહીયલઈ, હું મોટો સંસાર
મો સમવડિ કોઈ નહી, હું સગલઇ સિરદાર. ૫

* * * * *

**અંતે—**

ઢાલ ૮ રાગ ધન્યાશ્રી. ધન્ય ધન્ય આઈ કુમર વર સેજની. દેશી.

સંપ હુઓ મોતી કપાસીયેં, મિલીયા માહોમાહિં
વાદ એ ભગવંતે ભાજીઓ, ચતુર નરા ચિત્ત ચાહિ. સંપ. ૧૦૧

કપાસીયાને મોતી મળપતો, પાઈ લાગો આય
તું ગિરુઓ ભાઇ ભારીખમો, ખમજે મુજ અન્યાય. સંપ. ૧૦૨

તુમ કરીનિં સોભા છે માહરી, મુજ કરી તાહરી સોભ
બાંધી મૂઠી લાખ સવા લહે, ધર્મતણો છે લોભ, સંપ. ૧૦૩

ધર્મભાઈ હિવેં તૂં છે માહરો, આપો અવિહડ પ્રીતિ,
ઇણિ ભવિતો સ્યૂં હું વિરચીસ નહીં, માને મુજ પરતીત. સંપ. ૧૦૪

કપાસીઓ મોતી ઇણિ પરિ મલ્યા સયણ તણે સબંધ.
સંવત સોલનવ્યાસીઇં, કીધો એહ પ્રબંધ. સંપ. ૧૦૫

શ્રીફુલવર્ધીપુર નગર સોહામણો, જિહાં શ્રાવક સુવિસાલ,
ન્યાયવંત ચિહું અખિ નિરમલાં, જીવદયા પ્રતિપાલ. સંપ. ૧૦૬
શ્રી ખેમસાખા વાચક દીપતા, રતનહરખ મુનિરાય,
નામ લીયાં સુખ સંપજે, તિણિ સહગુરૂ સુપસાય, સંપ. ૧૦૭
એ સંબંધ સરસ સોહામણો, કીધૂં મુનિ **શ્રીસાર,**
સુણતાં ખ્યાલ સને ઉપજે, ચતુર નરાં ચમત્કાર. સંપ. ૧૦૮

૬-૧૩ ક. મુ. (પા. ૪. પ્રે. ૨.-વિધા.)-૬.

—સં. ૧૭૩૩ પોસ વદિ ૧૩ દિને શ્રી સિણધરી ગ્રામે પં. શ્રી ઉદયહર્ષ ગણિવરાણાં શિ૦ મતિવિમલેન લિ. ૩-૧૫.

**(૪૯૪) સારબાવની** સં. ૧૬૮૯ આસો શુદિ ૧૦ પાલીમાં.

(પ્રાસ્તાવિક કવિતોનું આ કાવ્ય મારવાડી ગૂજરાતી (પ્રાચીન ગૂજરાતીનું એક રૂપ) ભાષામાં છે. કાવ્યમાં દરેક ટુંકમાં અધાક્ષર કક્કાને અનુક્રમે લઇને એક એક કવિત રચ્યું છે. કવિનું અંતિમ લક્ષ્યબિંદુ 'ભક્તિ' અને 'ભગવંત' છે. મ૦ બ૦)

આદિ—

ૐ ૐકાર અપાર પાર તસુ કોઇ ન લબ્ભાય,
સવ્વક્ખર સિરતાજ મંત્ર ધુરિ કવિયણ ગબ્ભય,
અર્ધચંદ આકારિ ઉવરિ મીડઉ જસુ સોહઈ,
જે સેવઈ ચિત લાઇ તિકે તિહુઅણ મન મોહઈ,
સાધિક સિદ્ધ જોગી જતી, જાસુ ધ્યાન અહનિસિ કરઇ,
કવિ **સાર** કહઈ ૐકાર જપિ, કાંઇ સયણ ભુલ્લો ફિરઇ. ૧

× × × ×

મહીયલિ ઉ નર અચલ, જિકો પર *તાત ન જાણઇ,
મહીયલિ ઉ નર અચલ જિકો આપો ન વિખાંણઈ,
મહીયલિ ઉ નર અચલ દીયઈ ધર દેખે પગલા,
મહીયલિ ઉ નર અચલ જિકો ×સાંસહૈ સગલા,

---

* તંત-નિંદા. × આશ્વાસન આપે.

એહવઉ પુરૂષ અવિચલ જિકો, આપદ સંપદ એક બલ,
કવિ **સાર** કહૈ જારે અજર, મહિ મંડલ સો નરઅચલ, ૪

* * * *

ઓ ઓછઉ આદમી, જિકો ઉપગાર ન જાંણઈ,
ઓ ઓછઉ આદમી, જિકો ત્રૂટી દિસિ તાંણઈ,
ઓ ઓછઉ આદમી, જિકો ગુણ પોતઇ ગાવઈ,
ઓ ઓછઉ આદમી, જિકો કહિનઈં નટિ જાવઇ,
ઓછો સુ પુઠિ કચપચ કરૈ, મુંહ મિલિયાં મુસકઇ નહી,
કવિ **સાર** કહઇ ઓછઉ તિકો, જિકો વાદ મંડઇ બહી. ૧૮

* * * *

અંતે—

ક્ષિતિમંડન ક્ષિતિતિલક, સહર પાલીપુર સોહઈ,
ગઢમઢ મંદિર પઉલ, બાગ વાડી મન મોહઇ,
રાજ કરૈ જગનાથ સૂર સામંત સવાયો,
**સોનિગિરઈ** સુસમથ, સુજસ વસુધા વર્ત્તાયો,
સંવત **સોલ નિવ્યાસીયઇ**, આસુ સુદિ દસમી દિનઈ,
**શ્રીસાર** કવિત બાવન કહ્યા, સાંભલિજયો સાચઇ મનઈં. ૫૫
ભલે ૐ નમઃ સિદ્ધં, અ આ ઇ ઈ ભણિઉ ઉ,
ઋ ૠ ૡ ૡ વર્ણું, વલે એ ઐ નઈ ઓ ઔ,
ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ, ટ ઠ ડ ઢ ણ તથ દ ધ ન પ ફ બ ભ,
મ ય ર લ વ શ સ હ લ્લ ક્ષ તેમ અક્ષર સપ્રભઃ
બાવન એહ અક્ખર અકલ કિયા કવિત ધુરિ સંકલી,
સુવિચાર **સાર** ઇમિ ઉચ્ચરઇ, સાંભલતાં પૂગૈ રલી. ૫૬

—સં. ૧૭૩૦ વર્ષે આસોજ સુદિ ૫ તિથૌ શ્રી બૃહત શ્રી ખરતર ગચ્છે યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ વિજયરાજ્યે મહોપાધ્યાય શ્રી શિવનિધાન ગણિવરાણાં તત્શિષ્ય વા૦ મતિસિંહગણિ તત્શિષ્ય વા૦ શ્રી

રત્નજય ગણિભિ તચ્છિષ્ય પ. રત્નવર્દ્ધનજી પં. દયાતિલકેન લેખિ. શ્રી સુસગ્રામે કોઠારી રાયપાલજી તત્પુત્ર વરદ્ધમાન કોઠારી પઠનાર્થમ.
(મ. બ. ની નોંધ.)

**૧ ઉપદેશ સત્તરી**=જીવઉત્પત્તિની સઝાય=તંદુલવેયાલી સૂત્ર સ૦
**આદિ—**

ઉત્પત્તિ જો જો આપણી મનમાંહિ વિમાસ
ગર્ભાવસિં જીવડો વસિયો નવ માસ. ૧ ઉત્પત્તિ.

* * * * *

**અંતે—** કલશ.

એહ જૈન ધર્મ વિચાર સાંભલી લીયે સંયમ ભાર એ
વલિ સીહની પરે સદા પાલઇ નિયમ નિરતિચાર એ
સંસારના સુખ સકલ ભોગવિ તે લહઇ ભવ પાર એ
શ્રી રત્નહર્ષ સુસીસ રંગે ઇમિ **કહે શ્રીસાર** એ. ૭૧

—લિ. ૧૮૨૧ માગ૦ વ. ૧૧ સોમ. ઋ. થિરપાલા. આર્યાં માહુ વાચનાર્થં નાગોરી લુંકે ગચ્છે અકબરાબાદ મધ્યે. ૩–૧૪ (ચા.) ×–૫–૧૨ માં; ૩–૧૬ (મારી પાસે છે.) પ્ર, જૈ. પ્ર. ૩૯૩–૩૯૯.

**૨ દશ શ્રાવક ગીત**—કડી ૧૪ (આદિ-પહિ પહી પ્રણમું દશે શ્રાવક જેમ પાતક જાઇરે......અંતે-સાતમઇ અંગઈ ઉપદિસ્યઉ એ, કહઈ મુનિ શ્રીસાર રે.)

—આની એક એક પાના વાળી બે પ્રત મારી પાસે છે.

**૩ ફલોધીપાર્શ્વનાથ સ્ત.**
**આદિ—**

પરતાપ પૂરણ પ્રણમીયઇ, અરિગંજણ અરિહંત,
સાચઉ સાહિબ તું સહી, ભયભંજણ ભગવંત. ૧
વામાનંદન વંદીયઇ, દઉલતિનઉ દાતાર,
કીડીથી કુંજર કરઈ, સેવક નઈ સાધાર. ૨

* * * * *

અંતે— કલસ.

ઇચ્છા પૂરો આજ, સુપરિ સેવક સાધારઉ,
જિણવાર પાસ જિણંદ, સદા હું સેવક થારઉ,
કલ્પવૃક્ષથી અધિક, કૃપા મો ઉપરિ કીજઇ,
શ્રી અસસેન સુતન્ન, ધણી મુઝ દઉલતિ દીજઈ,
રતનહર્ષ સુપસાઉલઈ, શ્રીસાર એમજ ઉચ્ચરઈ
ફૂલવર્ધી રાય મોટો ધણી, સેવકનઇ સાનિધિ કરઇ. ૨૧

—પં. સિદ્ધિવિલાસગણિ લિખતં. ૧-૧૫ (મારી પાસે છે.)

૪ વાસુપૂજ્ય રોહિણી સ્ત૦ સં. ૧૭૦૨,

આદિ—

સાસણ દેવિ સાંમણિએ, મૂઝ સાનિધ કીજે,
ભૂલો અક્ષર ભાતિ ભણીએ, સમઝાવી દિજે. ૧
મોટો તપ રોહિણિ તણોએ, તેહના ગુંણ ગાઉ,
જિમ સુખ સોહગ સંપદાએ, મનવંછિત પાઉ. ૨

× × × × ×

અંતે— કલસ.

ઇમ ગગન દોય મુનિચંદ્ર વરણી, મહિમા ગુરૂ મૂખ સાંભલી,
વાસુપૂજ્ય અમને થયા સૂપ્રસન, ચિત્તની ચિંતા ટલી,
ઇણ પરિં રોહિણિં તપ આરાધઇ, જે ભવિયણ મનનિ રલી,
શ્રીસાર જિનગુણ ગાવતાં હિવેં સકલ મન આસ્યા ફલી. ૨૭

—લ૦ જંબુસરે પં. દિપવિજયેન. ૨-૧૭.

—સં. ૧૮૪૨ ચૈત્ર સુદિ ૭ બુધે શ્રી સુરતિ બંદિરે લિખિતં પ્રમોદસાગર શ્રાવિકા વજીબાઈ પઠનાર્થ. ૩-૧૩) જૈ. એ.

૫ ગૌતમપૃચ્છાનો સ્ત૦

આદિ— (પ્રભુ પ્રણમુંરે પાસ જિણેસર થંભણો એ દેશી.)

પ્રભુ પ્રણમુરે પરમેસર ત્રિભુવનતિલો,
સુખદાય રે સાસણનાયક ગુણતિલો,

મુખ દીઠેરે મીઠો લાગે તાંહરો,
તિણ મિલવારે ઉમાહ્યો મન માંહરો. ૧

અં. (કલશ.)

ઇમ **વીર** જિનવર તણે આગે, પ્રથમ ગણધર અટકલી,
ચાલીસ ને વલિ આઠ ઉપર પ્રશ્ન પૂછ્યા મન રલી,
**નિધિ ૨ કલા યુગ ચંદ્ર** વરસે, આદિજન પારણ દિને,
**શ્રીસાર** પાઠક તેહ વખાણે, સાંભલો સાચે મને. ૩૩

૨॥-૧૫ આ. ક.

**૬ જિન પ્રતિમા સ્થાપન સ્ત૦**

**આદિ—**

સમકિત દૃષ્ટિ જિનપ્રતિમા સેવા, ન કરો વાદવિવાદને ભાઈ,
જિનપૂજક પંચમ ગુણ ઠાણે, નવી પૂજે તે મિથ્યાતી રે ભાઇ. સ. ૧

* * * * *

**અંતે—**

હંસતણી પરે કરો પરિખ્યા, મકરો કૂડા વાદ રે ભાઇ,
કહે **શ્રીસાર** ધરો સમતા રસ, સુગુરૂતણો સુપસાયરે ભાઇ. સ. ૨૭

—લિ. ૧૭૧૨ આસો સુ. ૧૩. ૨॥-૧૧ આ. ક.

---

## ૨૫૪ ક બાલચંદ (રૂપજી-કુંવર-શ્રીમલ્લ-ગંગદાસ શિ.)

+**બાલચંદ બત્રીશી** ૧૬૮૫ દીવાલી અમદાવાદ.

**આદિ—**

સકલ પાતિક હર, વિમલ કેવલધર, જાકો વાસો શિવપુર
તાસુ લય લાઇયે.
નાદબિંદ રૂપરંગ, પાણિપાદ ઉત્તમંગ, આદિ અંત મધ્ય ભંગા
જાકૂં નહિ પાઇયે,
સંવેણ સંઠાણ જાણ, નહિ કોઈ અનુમાન, તાહીકો કરત ધ્યાન
શિવપુર જાઇયે,

ભણે મુનિ બાલચંદ સુનો હો ભવિક વૃંદ, અજર અમરપદ
પરમેસરકોં ધ્યાઇયેં. ૧

અંતે—

મહાનંદ સુખકંદ રૂપચંદ જાનિયેં,
શ્રીયરૂપ જીવગણિ કુંઅર શ્રીમલ્લમુનિ, રતન સીસ જસ ધની
ત્રિભુવન માનિયેં,
વિમલશાસન જાસ મુનિ શ્રીય ગંગદાસ હસ્તદીક્ષિત તાસ
બત્રિશી વખાનિયેં,
બાણ વસુ રસચંદ ૧૬૮૫ દીવાલી મંગલ વૃંદ, અહમ્મદાવાદ
ઇંદિ રંગ મન આનિયેં
ભણે મુનિ બાલચંદ સુનોહો ભવિક વૃંદ, મહાનંદ સુખકંદ
રૂપચંદ જાનિયેં. ૩૩

પ્ર. પૃ. ૩૦૩-૩૧૨ જૈ. પ્ર.

---

## ૨૫૫ વાના શ્રાવક (વિજયાનંદસૂરિનો શ્રાવક શિ૦)

**(૪૯૫) +જયાનંદ રાસ** સં. ૧૬૮૬ પોષ શુદિ ૧૩ ગુરૂ બારેજામાં
(અમદાવાદ પાસે)

ભટ્ટારક પ્રભુ શ્રીવિજયાનંદસૂરિ ગુરૂભ્યો નમઃ

આદિ— વસ્તુ

શાંતિજિનવર શાંતિ જિનવર નમીય બહુ ભત્તિ,
શ્રી સારદા સમરી સદા કરૂં, ચરિત્ર મનિ રંગ (પા રસ સુરંગ) આણીય,
જયાનંદ ગુણ વર્ણવું શ્રી વિજયાનંદ ગુરૂ લહીય વાણીય,
તાસ તણઈ સુપસાઉલઈ હુઉ મનિ ઉલ્હાસ,
સરસ કથા સુણયો સહુ, જિમ મનિ પુંહચઇ આસ. ૧

દૂહા

બ્રહ્માણી તુજ વીનવું આપે મતિ તું માય,
સુઝ મનિ આણંદ ઉપનો ગાઉં જયાનંદરાય. ૨

હંસાસનિ સેવું સદા, કવિયણુની આધાર,
સરસ કથા જયાનંદની, આવી કરજો સાર. ૩

કમળ કમંડળ ધારિણી, વીણા પુસ્તક હાથ,
કવિયણને હિતકારિણી, નિશ્ચે આવે સાથ. ૪

તુજ સમવડ જગ કો નહીં, ત્રિહું ભુવને તુજ વાસ,
કવિજન આશા પૂરણી, તું સહી કરજે રાસ. ૫

તું જગદંબ ત્રિપુરા સતી, તું કવિયણુની આસ,
સ્વપ્ને જે નરને મિલી, તેહને કિયો પ્રકાસ. ૬

કવણ જયા તે કિહાં હવો, કવણ ગામ કુણ ઠાણ,
શ્રી વિજયાનંદ મુખથકી, લહું તે મધુરી વાણ. ૭

કુણ સંવત્સર કુણ દિને, હુવો કેમ હુલ્લાસ,
સંવત સોળે છયાસિયે, ગુરૂ બારેજે ચોમાસ. ૮

સંઘ સહુ આદર ઘણે, વાવે વિત્ત સુઠાંમ,
દિનદિન ઉત્સવ બહુ થયા, પસર્યા ઠામોઠામ. ૯

શ્રી જયાનંદતણું ચરિત, શ્રી ગુરૂનેં ઉપદેશ,
સરસ કથા કવિયણ કહે, જેહના ગુણહ અશેષ. ૧૦

* * * *

અંતે—

માતા ભારતિ તણઇ પસાય, મઈ સહી કવ્યું જયાનંદરાય,
શ્રી વિજયાણુંદ ગુરૂ ઉપદેશ, કરી ચુપઇ એ લવલેસ. ૫૦
પંચમ ગણહર સોહમ સ્વામિ, જાય પાપ તસ લીધઈ નામિ,
તેહ તણ પટિ સહી દિનકાર, જગચ્ચંદ્રસૂરિ થયા ગણધાર. ૫૧
બાર વરસ આંબિલ તપ કરી, પુન્યતણ ભંડારજ ભરી,
ચિહુંહાલીસમઈ પાટઈ જયકાર, તપા બિરૂદ ધરાવિઉ સાર. ૫૨
અનુક્રમિં ગુરૂ ગચ્છપતિ જેહ, શ્રી મુનિસુંદર કહીઈ તેહ,
એકાવનમઈ થાનકિ કહિયા, ષિમાદયા વિદ્યાવંત લહિયા. ૫૩

તિણઇ ગુરૂઈ ગ્રંથજ કીધા ઘણા, કહતાં પાર ન આવઇ તેહ તણા,
શ્રી જયાનંદનું ચરિતજ સાર, કીધું શાસનનઇ હિતકાર. ૫૪
આઠ સહસ તે કીધું વલી, તે વાંચઇ સહુઈ મનિ રૂલી,
પટિ એકસઠિમઇ ઉદઉ ભાણુ, શ્રી વિજયાણુંદ ગુરૂ ગુણની ષાણિ ૫૫
તસ મુખકમલથી એ લહી વાણિ, મઈં રાસ કર્યો સહિ જાણિ,
બારેજા વરનગર મઝારિ, અલ્પ બુદ્ધિ કર્યો ગુરૂ આધારિ. ૫૫
મુરખ માત્ર હું જાણું નહીં, સહગુરૂ વચને શક્તિજ થઇ,
ભણઇ ગુણઇ તસ નવઈ નિધાન, હર્ષધરી કવિ બોલઈ વાન. ૫૭
જિહાં મહીઅલિ ધરઈ વલી મેર, ધ્રુ મંડલ ચાલઇ નહીં સેર,
જિહાં લગઈ તારા નઈ રવિચંદ્ર, તિહાં લગિ રાસ કરો આણુંદ. ૫૮
વસ્તુ પાંચ ચુપઈ કહું વલી, નવસઇં પંચોતરિ મનની રૂલી,
દૂહા બિસઈ સતાવીસ જોઇ, બારસઈ સાત તે પૂરા હોઈ. ૫૯
એ કીધો મનનઈ કોડિ, સરષા સરષી જોયો જોડિ,
વિબુધ ષરો કરેજ્યો સહી, કરજોડીનઈં વાણી કહી. ૬૦
સંવત ૧૬ સોલ છયાસીઇ ૮૬ જાણિ, પોસ સુદિ તેરસિ ચઢિઉ ધમાણુ,
વાર ગુરૌ સર્વાંકજ સાર, ભણઈ ગુણઈ તસ જય જયકાર, ૬૧

—ઇતિ શ્રી જયાનંદ ચરિત્રે રાસ-પ્રબંધે વાના કવિ વિરચિતે ચક્રાયુધ દીક્ષાગ્રહણ મોક્ષપ્રાપ્તિ, શ્રીજયાનંદ રાજ્યપાલન દીક્ષાગ્રહણ નિર્વાણગમનો પંચમોલ્લાસઃ સમાપ્તઃ—ઉલાસ ૫ પ્ર૦ ૨૪૦ દ્વિ૦ ૨૭૦ ત્રિ૦ ૨૮૪ ચ૦ ૨૪૪ પં૦ ૧૬૧ એવં સર્વાંકે ૧૨૦૭ શુભં ભવતુ લેખકપાઠકયોઃ આ વાના કવિની સ્વહસ્ત લેખિત પ્રતિ લાગે છે. નં. ૩૨/૧૮૭૭-૭૮ ડે૦ કો. પાનાં ૭૧-૧૧.

+પ્ર. આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩જું.

[ વિજયાણુંદ સૂરિનો જન્મ સં. ૧૬૪૨ માં મારવાડના રોહ ગામમાં થયો હતો. પિતાનું નામ શ્રીવંત પોરવાડ, માતાનું નામ સિણગારદે અને પોતાનું મૂળ નામ કલો હતાં. સં. ૧૬૫૧ માં હીર-

વિજય સૂરિએ દીક્ષા આપી કમલવિજય નામ રાખ્યું અને સોમવિજય ઉપાધ્યાયના શિષ્ય બનાવ્યા. સં. ૧૬૭૦ માં વિજયસેનસૂરિએ પંડિત પદ આપ્યું ને સં. ૧૬૭૬ ના પૌષ સુદિ ૧૩ દિને વિજયતિલકસૂરિએ શિરોહીમાં આચાર્યપદ આપી વિજયાણુંદ સૂરિ નામ સ્થાપ્યું.

વિજયદેવસૂરિ સાગરના પક્ષમાં ભળી જવાથી સોમવિજય ઉપાધ્યાય વગેરે સમુદાયે મળીને બીજા આચાર્ય નામે વિજયતિલકસૂરિને સ્થાપન કર્યા હતા, તેમની પાટે વિજયાણુંદસૂરિ થયા. તેમને ચાલતા કલેશ તરફ અણગમો હતો તેથી સંપના સર્વ પ્રયત્નો કર્યા હતા અને કહેવા પ્રમાણે અમદાવાદમાં વિજયાણુંદસૂરિએ વિજયદેવસૂરિને વંદના કરી મેળ કર્યો હતો. આ મેળ સં. ૧૬૮૧ ના પ્રથમ ચૈત્ર સુદિ ૯ ને દિને થયો. આ રીતે સંપ કેટલોક વખત ચાલ્યો પણ પાછળથી મમત્વની મારામારીથી બંનેમાં ભેદ પડતાં વિજયાણુંદસૂરિને પણ પોતાની પાટ ઉપર વિજયરાજસૂરિને સ્થાપવાની ફરજ પડી હતી. વિજયાણુંદસૂરિએ તેર માસિક તપ, વીશ સ્થાનકપદની આરાધના, સિદ્ધચક્રની ઓળી અને છુટક છઠ્ઠ અઠ્ઠમ વગેરે તપસ્યાઓ ઘણી કરી હતી. વળી તેમણે એક વખત ત્રણ માસનો તપ કરી ધ્યાન પણ કર્યું હતું. તેમણે છ આબુની, પાંચ શંખેશ્વરની, બે તારંગાની, બે અંતરીક્ષ પાર્શ્વનાથની બે સિદ્ધાચલની અને એક ગિરનારની એમ યાત્રાઓ કરી હતી. તેમજ તેમણે જિનબિંબોની પ્રતિષ્ઠાઓ પણ ઘણી કરી હતી. એકલા કપરવાડામાંજ એક સાથે અઢીસો બિંબોની પ્રતિષ્ઠા કરી હતી. છેવટે સં. ૧૭૧૧ ના આષાઢ વદિ ૧ ને મંગળવારે ખંભાતમાં સ્વર્ગસ્થ થયા હતા. ઋષભદાસ કવિએ પણ આ સૂરિની આજ્ઞા શિરોધાર્ય કરી હતી. આ વાના કવિને બદલે એક ઠેકાણે ભંડારની ટીપમાં ચાન્તક નામ આપ્યું તે બરાબર લાગતું નથી.)

## ૨૫૬ સુમતિહંસ (ખ૦ જિનચંદ્રસૂરિ–હર્ષકુશલ શિ૦)

(૪૯૬) મેઘકુમાર ચોપઇ સં. ૧૬૮૬ વિજયાદશમી. પીપાડીમાં.

અંત—

સંવત સોલઇસય છયાસીયઇરે, વિજયદશમિ સુપ્રકાસ,
રાજઇ શ્રી જિણચંદ્રસૂરિ રાજવીરે ખરતરગચ્છ સિણગાર,
વાંણી સરસ સુધારસ ઉપદિસઇરે ઇમ ગોયમ અવતાર, ૭ મે.
તાસ સીસ સદા ગુણગણનિધિરે શ્રી હરખ્યકુશલ સુષકાર.
વાદીગજ પંચાનન સારિ સારે રૂપઈ મદનકુમાર ૮ મે.
તાસ સીસ લવલેશ કરી કહઇરે સુમતહંસ મતિસાર,
વામાનંદન પાસ પસાઉ લહને શ્રી પીપાડિ મઝારિ. ૯ મે.
સદગુરૂ શ્રી જિનકુસલ સુરીસનીરે સાંનિધિ સંઘ મઝાર,
પરમપ્રમોદ ઉદય આણંદસુરે નંદઉ સહિ પરિવાર. ૧૧ મે.

—યતિ ચેતનસાગરજી ભં. ઉદયપુર.

---

## ૨૫૭ રાજસિંહ (ખ. નયરંગ વાચક–વિમલવિજય શિ.)

(૪૯૭) આરામશોભા ચોપાઈ સં. ૧૬૮૭ જેઠ શુ. ૯ બાહડમેરમાં

આદિ—

સકલ કલા ગુણ આગલા, આદીસ્વર અરિહંત,
નાભિરાય કુલસેહરૂ, પ્રણમૂં શ્રી ભગવંત. ૧
શાંતિનાથ જિન સોળમુ, બાવીસમુ જિણ નેમિ,
પાર્શ્વ વીર જિન વિમલ ગુણ, નમતાં લહીએ ષેમ. ૨

× × × ×

અંતે— ઢાલ ૨૭ વંસી વાજઇ વેણુ એહની.

સંવત સોલહ સત્યાસીઈ હો૦ જેઠ માય સુષ વાસ ધ૦
ધવલી નુંમિ દિનઇ ભલઇ, હો૦ દિ૦ કવિઉ પૂગફલ પાસ. ધ૦ ૫

